

ન્યાયાંભોનિધિ ૧૦૦૮ શ્રીમદ્ વિજયાનંદસૂરિ ઉર્ફે આત્મારામજી મહારાજ.

શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ગ્રંથમાળા—પુષ્પ ૩.

ખંભાતનો

# પ્રાચીન જૈન ઇતિહાસ

( સચિત્ર )

---

લેખક

નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટ.

---

પ્રકાશક

જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ટ્રસ્ટ બોર્ડ.

મુંબઈ.

---

વિક્રમ સં. ૧૯૯૬ ] [ શ્રી વીર સં. ૨૪૬૬

મૂલ્ય ૧-૪-૦

# લેખકનું નિવેદન.

ગુર્જરીભૂમિમાં ખંભાતનું સ્થાન અદ્વિતીય છે. ગુજરાતના પ્રાચીન નગરોમાંનું એક છે. તેની કીર્તિ ખંડે ખંડે વિસ્તરેલી હતી. દરિઆઈ વેપારને લીધે તેણે "દુનિયાનું વસ્ત્ર" એવું બીરૂદ ધારણ કર્યું હતું. ગુજરાતના મહાન્ રાજાઓ સિદ્ધરાજ, કુમારપાળ વિગેરે ક્ષત્રિય રાજાઓ, મુસલમાન સુલતાનો તથા દિલ્હીના મુગલ બાદશાહોએ ખંભાતમાં પોતાના કદમ કર્યાં હતાં. તેની સમૃદ્ધિ, તેનો વેપાર અને તેની દરિઆઈ અગત્ય સમજી તેની મહત્તા સ્વીકારી હતી. હિંદનો સમ્રાટ અકબર "ખભાતના રાજા" તરીકે ઓળખાય એ ખંભાતની મહાન્ જાહોજલાલી ગણાય. ગુજરાતના રાજકીય ઇતિહાસમાં ખંભાતનો ફાળો નાનોસુનો નથી.

ધાર્મિક ઇતિહાસમાં ખંભાતનું સ્થાન અનુપમ છે. કળીકાળસર્વજ્ઞ પં. હેમાચાર્ય તથા મહાન્ આચાર્ય હીરવિજયસૂરિ વિગેરે મહાન્ આચાર્યોએ ખંભાતના ઇતિહાસને દીપાવ્યો છે. "ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ" એક દૃષ્ટિએ જૈન ધર્મને લગતો લાગશે, પરંતુ વિશાળ દૃષ્ટિએ તે ખંભાતનોજ ઇતિહાસ છે એમ કહીએ તો તે ખોટું નથી.

આ પુસ્તક લખવામાં અનેક પુસ્તકોની જરૂર પડી છે પરંતુ મારે દીલગીરી સાથે લખવું પડે છે કે ખંભાતમાંથી જ મને સઘળું સાહિત્ય પ્રાપ્ત થયું નથી. કેટલાંક પુસ્તકો વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાંથી મેળવવા પડેલા તથા કેટલાક મુંબાઈમાં ધંધાર્થે નિવાસ કરતા અત્રેના શ્રીમાન મોહનલાલ દીપચંદ ચોકસીએ ત્યાંથી મોકલાવેલા તેમ પોતાના ખાનગી પુસ્તકાલયમાંથી આપેલાં. વળી તેઓ જ્યારે ખંભાત આવે ત્યારે મને અનેક રીતે પ્રોત્સાહન આપતા. આમ તેઓશ્રીએ મને ઘણી રીતે સહાય કરી છે, તે બદલ શ્રીયુત મોહનલાલભાઇનો હું ઘણોજ આભારી છું.

આ પુસ્તક તૈયાર થયા પછી સંવત ૧૯૯૩ ના ચોમાસામાં પંજાબ કેસરી આચાર્યશ્રી શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી ખંભાત પધાર્યા હતા તેમણે બતાવવામાં આવ્યું. વિદ્યાની કદર કરનાર મહાન્ પુરુષે મને યોગ્ય શબ્દોમાં પ્રોત્સાહન આપ્યું, અને તેઓશ્રીની કૃપાકટાક્ષે પ્રસિદ્ધિ પામ્યું છે; એ માટે આચાર્યશ્રીનો અંત:કરણપૂર્વક આભાર માનું છું.

"શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ટ્રસ્ટ બોર્ડ"ના સભ્યોએ આ પુસ્તકને પ્રસિદ્ધ કર્યું તે બદલ તે સર્વ સભ્યોનો આભાર માનું છું. પ્રસ્તાવનાના લેખક મુનિશ્રી કાન્તિસાગર તથા ઇતિહાસ માટે સૂચનાઓ આપવા બદલ રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ-મુંબઇ તથા રા. પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી-વડોદરા તેમનો આભાર વિસરી શકતો નથી.

આ ઇતિહાસનું પુસ્તક લખવામાં જ્યાંસુધી બન્યું ત્યાંસુધી કોઇપણ વિષયની સત્યતા ઇતિહાસથી જ પુરવાર કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેમ જેટલા સાધનો પ્રાપ્ત થયાં તેમાંથી જે જે હકીકત પ્રાપ્ત થઇ તેને યોગ્ય સ્થળે ગૂંથી છે. સાધનના અભાવે તેમ અજાણમાં જે હકીકત રહી ગઈ હોય તો તે વાચક દરગુજર કરશે.

આ પુસ્તકમાં જે છે તે પૂર્વના લેખકોનું છે; મેં તો માત્ર છૂટા છવાયલાં કુસુમોની માળા ગૂંથી છે, તેના ખરા યશભાગી તેઓ છે.

આ પુસ્તક માતૃભૂમિના ગૌરવરૂપે તથા તેના સ્મરણરૂપે ઉપયોગી થઇ પડશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

ખંભાત, ઉંચીશેરી.<br>
સં. ૧૯૯૬ વૈશાખ વદ ૧

—નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટ.



આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજી મહારાજ.

# પ્રસ્તાવના.

## ઇતિહાસની આવશ્યક્તા.

આજના યુગમાં પ્રત્યેક સમાજને ઇતિહાસની આવશ્યક્તા રહે છે, કારણ કે દેશની પ્રાચીન સંસ્કૃતિ જાણવા માટે ઇતિહાસ કારણભૂત મનાય છે, આપણા પવિત્ર દેશમાં પૂર્વેના કાળમાં શી શી ઘટનાઓ બની, ક્યા ક્યા પુરુષો આ આર્યાવર્તની પુણ્ય ભૂમિ પર થઇ ગયા, તેમણે લોકોપયોગિ કઇ કઇ કૃતિઓ નિર્માણ કરી તેઓનો શો ઉદ્દેશ હતો. તેઓનું ચારિત્ર કેટલું ઊંચું હતું. ઈત્યાદિ અનેક બાબતોનું જ્ઞાન ઇતિહાસ જ કરાવી શકે છે, ઇતિહાસનું જ્ઞાન સંપાદન કરવાથીજ દેશની, જાતિની, સમાજની અને ધર્મની ઉન્નતિ આપણે કરી શકશું માટે ઇતિહાસ એ આજના પરિવર્તનશીલ યુગમાં આવશ્યકીય વસ્તુ છે.

આર્યાવર્તનો ઇતિહાસ સર્જવામાં જૈન ઇતિહાસનો ફાળો ઘણો જ વિશાળ છે, પરંતુ ગુજરાતનો ઇતિહાસ જેટલો જૈન સાહિત્યમાં ઉપલબ્ધ થાય છે, તેટલો ઈતર ધર્મના સાહિત્યમાં જોવામાં આવતો નથી એનું કારણ એક જ છે કે ગુજરાતના નરેંદ્રો સાથે જૈનાચાર્યોને ઘનિષ્ટ સંબંધ હતો. આજના સમર્થ ઇતિહાસકાર વયોવૃદ્ધ ગૌરીશંકર હીરાચંદ ઓઝા જણાવે છે કે—

"ગુજરાતના ઇતિહાસનું મૂળ જૈન ઇતિહાસમાં, જૈનોએ ગુજરાતનો ઇતિહાસ સંભાળી રાખ્યો છે,' એમ કહીએ તો ખોટું નથી. અનેક પ્રાચીન શીલાલેખો, પટ્ટકો, મૂર્તિઓ, ગ્રન્થો, સિક્કાઓ અને તીર્થસ્થાનોમાં જૈન ઇતિહાસના સ્મરણો મળી આવે છે."[1] આ સિવાય પણ અનેક પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય સ્કૉલરોએ જૈન ઇતિહાસ માટે પ્રશંસાના પુષ્પો વેર્યાં છે, પણ તેની નોંધ અહિંયા લેવી અસ્થાને ગણાય.

પ્રસ્તુતઃ વિષય પર આવતા પહેલાં. એક વાતનું સ્પષ્ટીકરણ કરી દેવું આવશ્યકીય છે કે હું કાંઇ ખાસ ઇતિહાસનો તેમ જ શોધખોળનો અભ્યાસી નથી પણ ઇતિહાસનો હું એક વિદ્યાર્થી છું અને વિદ્યાર્થી તરિકેજ ખંભાત સંબંધી કિંચિત્ લખવા પ્રેરાયો છું.

---

1 "सोलंकीयोंका इतिहास"

છત્રછાયા તળે રાજ્યકારભાર કરતા હતા. પણ તેઓ પ્રતાપિ અને પોત પોતાની રાજસીમાના સ્વતંત્ર સત્તાધીશ હતા, હર્ષદેવના સામ્રાજ્ય કાળ દરમ્યાન ચીનીયાત્રી "હયુએન્તસંગ."[1] ભારતવર્ષની પુણ્ય ભૂમિની યાત્રાએ આવ્યો, એ બૌદ્ધ ભક્ત હતો. દક્ષિણાપથથી નર્મદા તટે ભૃગુકચ્છ આવ્યો હતો, ત્યારે "રેવા" તટે ભરૂચમાં ગૂર્જર "જયભટ્ટ" રાજ્ય કરતો હતો, ભરૂચનું વર્ણન એના નિર્માણ કરેલાં "સી યુ કી" નામના ગ્રન્થમાં મળે છે, ભરૂચથી ઉજ્જૈન થઇ સૌરાષ્ટ્ર (કાઠીયાવાડ) અને વલ્લભી ગયો હતો, ભારત વર્ષના એ કાળની ઐતિહાસિક હકિકત આધાર ભૂત મનાય છે, ભૌગોલિકદૃષ્ટિએ એનાથી ઉપરાંત કોઇપણ પુસ્તક નથી. એ ગ્રન્થમાં પણ ખંભાત નગર કે બંદરનું નામ નથી.

ઇશુના સાતમાં આઠમાં શતકમાં વલ્લભીના રાજ્યનો અન્ત આવ્યો અને ભરૂચની ગૂર્જર સત્તારૂપી સૂર્ય પણ અસ્ત પામ્યો ચાવડા-વંશના પ્રતાપિ વનરાજે અણહિલપુર પાટણની સ્થાપના કરી, ભિન્નમાળમાં પ્રતિહાર–પડિહાર વંશનો નાગાવલોક–નાગભટ્ટ રાજકારભાર કરતો હતો, એની આણા ભરૂચમાં હતી, એમ એના પ્રતિનિધિ 'ભર્તૃવધ' ના વિ. સં. ૮૧૩ ના તામ્રપત્ર પરથી સિદ્ધ થાય છે, દક્ષિણમાં ચૌલુકયો એકચક્રે રાજ્ય કરતા હતા. એના વંશનો પ્રતિનિધિ 'પુલકેશી' વિગેરે નવસારીકા–નવસારી, અને તાપીના પ્રદેશોના શાસક હતા, ખેડાના તામ્રપત્ર પ્રમાણે તેઓનો અમલ લાટદેશમાં પણ હતો, 'જનાશ્રય' ના નવસારી દાનપત્ર પરથી છે જાણવા મળે એણે મુસલમાનની હુમલાને પાછો વાળ્યો હતો,. આ મુસલમાની હુમલા પૂર્વે બીજા "ખલીફના સમયમાં એ વખતના પ્રખ્યાત બંદરો થાણા અને ભરૂચ

---

૧ 'હયુએન્તસંગ' ના જન્મ વિષે બે મત છે સ્મિથના માતાનુસાર ઈ. સ. ૬૦૦ માં જન્મ્યો હતો, ૧૩ વર્ષની વયે ભિક્ષુ બન્યો. અને ઇ. સ. ૬૨૮ થી ૬૪૫ સુધી ભારત વર્ષની યાત્રા કરી, સ્વદેશ ગયો ત્યારે ૬૫૭ પુસ્તકો સાથે લઇ ગયો હતો. એ યાત્રી બૌદ્ધ મહાયાન સંપ્રદાયનો મહાન પ્રચારક હતો. તથા હર્ષદેવ સાથે કેટલાક મહિના રહ્યો હતો, એના નિર્માણ કરેલા 'સીયુકી' નામના ગ્રન્થનું ટ્રાન્શલેશન' સેમ્યુઅલબીલ મહાશયે 'Buddhist Recoros of the Western world' નામના બે વૉ. માં આપ્યું છે, ૬૬૪ માં હયુએન્તસાંગનું મરણ થયું.

ઉપર ચાંચીયા દૃષ્ટિએ-મુસલમાની આક્રમણ થયાની 'ફરિશ્તા[1]'માં નોંધ મળે છે, જો ખંભાત બંદર એ વખતે વ્યાપારમાં સમૃદ્ધ બંદર હોત તો મુસલમાની આક્રમણ ત્યાં (ખંભાતમાં) થયા વગર રહેત નહીં.

દક્ષિણના ચૌલુક્યો-સોલંકીઓને પરાસ્ત કરી 'રાષ્ટ્રકૂટોની' સત્તા આવી. કાન્યકુબ્જ-કનોજના રાજા અને રાષ્ટ્રકૂટોને પરસ્પર વિગ્રહ ચાલ્યા કર્યાની નોંધ તેઓના લેખો પરથી જાણવા મળે છે, રાષ્ટ્રકૂટોનો અમલ લાટ દેશમાં હતો, ભૃગુકચ્છ ભરૂચ અને ખેટકપુર-ખેડા સુધી લાટાધિશ ઈન્દ્રનો પુત્ર 'કક્ક' શાસક હતો; પાટણમાં ચાવડા વંશનો અધિકાર હતો, પ્રતિહારો ઉત્તરાપથના સામ્રાજ્યને પ્રબળ બનાવવા એક તરફ બંગાળ સુધી અને દક્ષિણમાં રાષ્ટ્રકૂટોને હંફાવવા પોતાની શક્તિનો ઉપયોગ કરી રહ્યા હતા, ચાવડા વંશનો પ્રાચીન ઇતિહાસ અંધકાર સેવે છે, કવિ રહસ્યાનુસાર ( Bhankoo Report 1887-8 ) વનરાજના પૌત્ર ભૂયડે સૌરાષ્ટ્ર દ્વારકા અને પશ્ચિમ સાગરનો કબજો મેળવ્યો, ચાવડાઓ પોતાના રાજ્યોની પારસીમાના સ્વતંત્ર સત્તાધિશ હતા, પણ પ્રતિહાર વંશના રાજ્ય છત્ર તળે નિર્ભય હતા, રાષ્ટ્રકૂટો ભરૂચ બંદરના સ્વામી હતા, સૌરાષ્ટ્રમાં મેર[2] તથા આભીરોના[3] જોરને

---

૧ આ પુસ્તકનો નિર્માતા મુહમ્મદ કાસિમ છે. એણે અકબરના સમયમાં ઉક્ત પુસ્તક બનાવી છે, જેમાં દીલ્હી, બીજાપુર, અહમદનગર ગુજરાત, ખાનદેશ, બેંગાલ, અને કાશ્મીરના મુસલમાન રાજ્યોનો વૃતાંત્ત અનેક પુસ્તકોના આધાર પર લખ્યો છે, મુસલમાનોના સમયમાં આ દેશના ઇતિહાસની આ અપૂર્વ પુસ્તક છે, આના સિવાય પણ ઘણી અરબી ઇત્યાદિ લેખકોની લખેલી નોંધો મળે છે કે જે આપણે ઇતિહાસમાં સહાય રૂપ નિવડે છે. ઘણાં ખરાં પુસ્તકોનું ઇંગ્લિશ ટ્રાન્સલેશન ઇલિયટ મહાશયે-"હિસ્ટરી ઓફ ઇંડિયા" ના આઠ વોલ્યુમ્સમાં આપ્યું છે, થોડું ઘણું 'બેલે' ની 'હિસ્ટરી ઑફ ગુજરાત' માં પણ મળી રહે છે.

૨ આના સંબંધમાં અહિંયા વિવેચન ન કરતાં પાઠકોને 'ગુજરાતી સાહિત્ય પરિષદનો ૧૧ મો રિપોર્ટ' જોવા વિનંતિ છે, તેમાં 'મેર' જાતિ પર સારો પ્રકાશ પાડ્યો છે.

૩ ગુજરાતના નર્મદા નદીના મુખની આજુબાજુ આવેલા પ્રદેશને આભિર કહેતા હતા, એને ગ્રીક લોકો 'અબેરિયા' કહે છે, ઉક્ત પ્રદેશના સંબંધમાં 'બ્રહ્માણ્ડ પુરાણ' માં (અ ૬) અને 'મહાભારત' માં (સભાપર્વ અ૦ ૩૧) ઉલ્લેખ મળે છે, એટલે એ પ્રદેશ પ્રાચીન તો છે જ.

લઈને ચાવડાઓને ત્યાંના બંદરોની જોઈએ તેવી સ્વતંત્રતા ન હોતી, ગુજરાતના સાગર કાંઠાના બંદરની ઉપયોગિતા પ્રતિહારોને વિદેશના વ્યાપારની અને આર્થિક લાભો માટે જોઈતા હતા. પાટણના ચાવડાઓ પ્રતિહાર રાજાઓના રાજમિત્ર હતા, તેઓના સહકારે ખંભાત બંદરનું બારું ખોલ્યું અથવા પ્રથમ ખંભાત બંદર ચાવડાઓના શાસન કાળમાં બંધાયું અને પ્રતિહારોના ઉપયોગે સમૃદ્ધવાન્ બન્યું. પ્રતિહારોને મહી[1] નદી વાટે ડુંગરપુર વાંસવાડાના ઉપર થઈને ખંભાત આવવાને સુલભ માર્ગ હતો, માટે ચાવડાઓના પરાક્રમે તથા પ્રતિહારોની ચાણક્ય દૃષ્ટિએ ખંભાત નગર અને બંદર પ્રગતિમાં અને પ્રસિદ્ધિમાં આવ્યાં, એટલે ઇશુના આઠમાં શતકના અન્તે ખંભાત નગર ઇતિહાસના પટ ઉપર જાણીતું થયું. એવું મારૂં અનુમાન છે. તો પણ વિદ્વાનોને વધારે અનુસંધાન કરવાની આવશ્યકતા છે.

પ્રિય પાઠકો ! આ ઉપરથી સિદ્ધ થઈ ચુકયું છે કે ખંભાત ઇશુના આઠમાં શતકના અન્તમાં વસ્યું. હવે મુસલમાની પ્રવાસ ગ્રન્થો ખંભાત માટે શું કહે છે એનો વિચાર કરીયે.

**ખંભાત નગર માટે મુસલમાન ઇતિહાસકારો શું કહે છે ?**

અરબ ભૂગોળ લેખકોમાં ખંભાતની સૌથી પ્રથમ નોંધ 'ઇબ્ને-ખોરદાદબા' ઇ. સ. ૮૬૫ માં પોતાના પુસ્તક અલમસાલિક વલમ માલિકામાં લે છે[2] અલમસઉદી ખંભાતની નોંધ લેતાં લખે છે, "અહીંના બનતા જોડા ખંભાતી જોડાના નામે વિખ્યાત છે"[3] આગળ જણાવે છે કે-હું જ્યારે ઇ. સ. ૩૦૩ માં ખંભાત આવ્યો ત્યારે અહીંનો ગવરનર 'બનિયા' હતો જે (માલખેડના) વલ્લભરાય તરફથી શાસન કરવાને નીમાયો હતો, (ખંભાતના ગવરનર) 'બનિયા' ને તેના પ્રદેશમાં આવનાર મુસલમાન કે બીજા કોઇ પણ ધર્મનો માણસ હોય તેની સાથે તેના ધર્મ વિષે (શાન્તિ પૂર્વક) વાદવિવાદ કરવાનો શોખ હતો"[4] વળી આગળ જણાવે છે કે-ઉપલું શહેર જે ખાડી પર આવેલું

---

૧ આ નદી માલવામાંથી નિકળીને રાજપૂતાનામાં ડુંગરપુર બાંસવાડા પાસે થઇને ગુજરાત પ્રવેશ કરી ખંભાતની ખાડીમાં પડે છે, તેની લંબાઇ ૩૦૦ યાતો ૩૫૦ માઇલની છે, આ નદીનો ઉલ્લેખ પુરાણોમાં પણ મળે છે.

૨ 'अरब और भारत के संबंध' पृ. २२

૩ સ્પ્રેન્ગર કૃત મેડોઝ ઓફ ગોલ્ડ પૃ ૨૭૮

૪ " " " " ૨૧૭-૮

છે તે ( ખાડી ) નાઇલ ટાઇગ્રીસ, અને યુફ્રેટીસના જેટલી પહોળી છે તેના કીનારા પર ગામડાંઓ હવેલીઓ ( ભરેલાં ) ખેતરો અને વાડીઓ છે, ( ઝાડોમાં ) તાડ અને નાળિએરીના ઝાડો છે, ( પક્ષીઓમાં ) બતક, પોપટ, અને બીજા હિન્દી પક્ષીઓ છે, ખાડીનું મુખ ખંભાત શહેરથી બે દિવસ કે થોડા ઓછા સમયના રસ્તે છે, એ ખાડીમાં મેં કૂતરો જોયો જે સુકાઇને રેતી જેવો થઈ ગયો હતો, દરિયામાં આવતાં પર્વત જેવાં મોજાંઓએ એને પકડી પાડયો, જો કે કીનારે પહોંચવા પૂરપાટ દોડયો છતાં ગરીબ જાનવર ડુબી ગયું, તે પાણીના ઝડપી ધસારાનો મુકાબલો કરી શકયો નહીં[1] આગળ જણાવે છે કે-'પન્નાઓ જે મનક (માણેક) ના નામે ઓળખાય છે, તે ખંભાતથી એડન અને ત્યાંથી મક્કાના બજારમાં દેખાય છે."[2] એના પછી આવનાર અલઇસ્રીખરી લખે છે કે-કામહાલથી ખંભાત ચાર દિવસને રસ્તે અને ખંભાતથી દરિયા બે ફરલંગ ( ૮ માઇલ ) અને ખંભાતથી સોપારા ચાર દિવસને રસ્તે છે.[3] ખંભાત બલ્હારા ( રાષ્ટ્રકૂટ ) નો પ્રદેશ છે, જ્યાં જામ્અ મસજીદ છે "[4] એનો સમકાલીન ભૂગોળવેત્તા, "ઇબ્ને હોકલ" લખે છે કે-"કમલથી ખંભાત ચાર દિવસને રસ્તે છે" આગળ લખે છે "ખંભાત બલ્હારા ( રાષ્ટ્રકૂટ ) નો પ્રદેશ છે, અને તેમાં ઘણી મસજીદ છે, જ્યાં મુસલમાનો નમાઝ અદા કરવા ભેગા મળે છે "[5] વધુમાં લખે છે. "આ શહેર મોટું અને મજબૂત ( કીલ્લે બંદીવાળું ) છે અહીંયા ચોખા, લીંબુ, નારિયેળ, અને કેરીનો પુષ્કળ પાક છે, અને એટલાજ પ્રમાણમાં મધ મળે છે પરંતુ ( અહીંયા ) ખજુર નથી[6]" એના પછી આવનાર બુસેરી જણાવે છે "ખંભાતના જોડાની કદર બગદાદમાં થાય છે"[7]

---

૧ સ્પ્રેન્ગર કૃત મેડોઝ ઓફ ગોલ્ડ પૃ. ૨૭૮–૯

૨ બોમ્બે ગેઝેટીઅર વો. ૧ ભા. ૧ પૃ. ૨૬

૩ ઇલિયટકૃત "હિસ્ટરી ઓફ ઇંડિયા" વૉ. ૧ પે૦ ૨૬

૪ " " " " " " " ૨૭

૫ ઇલિયટકૃત "હિસ્ટરી ઓફ ઇંડિયા" વો. ૧ પેજ ૩૯

૬ " " " " " ૧ " ૩૪

૭ " " " " " ૧ " ૩૮

ઉપરના વર્ણને ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ મહત્વનાં છે, તેમાં જણાવ્યું છે કે પૂર્વના કાળમાં ખંભાતમાં શી શી ચીજોનો પાક હતો, અને શી શી ચીજો ઇતર દેશમાં વખણાતી તેનો આછો પરિચય ઉપરના વર્ણન પરથી થાય છે, સાથે સાથે એટલું પણ જણાઇ આવે છે કે, પૂર્વના કાળમાં બહારથી ખંભાતમાં વટેમાર્ગુઓ યાત્રા કરવા આવતા હતા, ઉપરનું વર્ણન મને M. O. Kokil મહાશયે પૂરૂં પાડયું છે.

જૈન વાઙ્મય માં ખંભાતને "સ્તંભતીર્થ" તરિકે વર્ણવેલ છે, પરંતુ સ્તંભતીર્થ એ નામ સં. ૧૧૬૩ પહેલાં મળતું નથી, આ સિવાય પણ ખંભાતના અનેક અભિધાનો છે તેની ચર્ચા માટે જુઓ પૃ. ૧–૮ ખંભાત તથા તેની પાસેના બારગામ ચૌલુક્ય–સોલંકી મૂળરાજે બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હતાં. એવો ઉલ્લેખ ફાર્બસ રાસમાળામાં મળે છે ( વો. ૧ ૯૧ )

**"સિદ્ધ નાગાર્જુન અને પાર્શ્વનાથ"**

સ્તંભન પાર્શ્વનાથ અને નાગાર્જુનને ઘણોજ ઘનિષ્ટ સંબંધ હતો, તેણે આ દિવ્ય પ્રતિમાના પ્રભાવથી, કોટીવેધી રસ સિદ્ધ કર્યો હતો, પણ કમનસિબે તે તેનો ઉપયોગ કરી શકયા નહિ અને તેમનો વધ સાતવાહનના બે પુત્રોએ દર્ભાંકુર વડે કર્યો, રસના કુપ્પાઓ નાર્ગાર્જુને ઢંક[1] પર્વતની ગુફામાં રાખ્યા હતા, તત્પશ્ચાત્ ઉકત રસના કુપ્પાઓનું રક્ષણ દેવતાઓએ કર્યું હતું, અને તે બન્ને રાજકુમારો નરકના કાદવમાં પડયા. તે બન્નેને રસનો લાભ પણ ન થયો અને પોતાનો મહા ભૂલો ક્ષત્રિય ધર્મ પણ સાચવી શકયા નહીં, તે પરલોક જતાં જતાં પશ્ચાતાપથી બળતા બળતા આ પ્રમાણે બોલ્યા કે "જેણે ખાટિકા સિદ્ધિ બળે દશાર્હમંડપાદિ કીર્તિનો રૈવત (ગિરનાર) નજદીકમાં કર્યા તેમજ જેણે લોકોપકારાર્થે રસ સાધ્યો એવા મહા-

---

૧ આ પર્વત શત્રુંજયના એક શિખર રૂપ જિન પ્રભસૂરિ કહે છે, શત્રુંજયના ૧૦૮ નામોમાં ઢંક ગિરી નામ પણ આવે છે, તથા ખરતરગચ્છેશ જિનવલ્લભસૂરિની બનાવેલી 'પિણ્ડવિશુદ્ધિ' પ્રકરણ વૃત્તિ "પ્રબંધકોશ" વિગેરે ગ્રન્થોમાં ઢંક ગિરિનો ઉલ્લેખ મળે છે. ઢંક ગિરીને કેટલાક "ટંકારા" માનવા પ્રેરાયા છે. પુરાતન સમયમાં આ મોટું સુંદર તીર્થ હતું પણ અત્યારે વિચ્છેદ છે, ત્યાંના શિલ્પકળા વાળા પાષાણો સડક બંધાવાના કાર્યમાં વપરાય છે, એ બહુજ ખેદનો વિષય છે.

પુરૂષ નો અમે વધ કર્યો, એથી અમને શું કાંઇ લાભ થયો ? એક તો વિશ્વ વિખ્યાત કળાચાર્યનો દ્રોહ અને દ્વિતીય માતુલ-મામાનો દ્રોહ અમે કર્યો, રસ સિદ્ધ થયા પછી, પ્રતિમાજી ને નાગાર્જુને પલાસારણ્ય માં એક વૃક્ષ નીચે ભંડારી, તથા ત્યાં "સ્તંભનકતીર્થ" તેમજ સ્તંભનક નગર પણ વસ્યું.

નાગાર્જુન સાતવાહનનો કલાગુરૂ હતો તથા પાદ્દલિપ્તસૂરિ નો શિષ્ય હતો, તેણે સ્વગુરુનું શુભાભિધાન અમર રાખવા માટે શત્રુંજય ની તળાટી નીચે "પાદ્દલિપ્તપુર" નગર વસાવ્યું કે હાલમાં પાલીતાણા ( Palitana ) ના નામની વિખ્યાત છે, કેટલાક લોકોને ઇતિહાસ નું જ્ઞાન ન હોવાથી, ઉક્ત નગરમાં બૌદ્ધ લોકો પાલી ભાષાનું જ્ઞાન સંપાદન કરતા માટે પાલીતાણા નામ પડેલું છે પણ આ વાતને માટે પ્રાચીન પૂરાવાની આવશ્યક્તા છે.

પાદ્દલિપ્તસૂરિ સાતવાહન ની સભા માંના કવિઓ માનાં એક સુપ્રતિષ્ઠિત કવિ હતા, તેમના બનાવેલા નિમ્ન ગ્રન્થો ઉપલબ્ધ થાય છે. "પ્રશ્નપ્રકાશ" "નિર્વાણ કલિકા" "કાલજ્ઞાન" "તરંગવતી કથા" ઉક્ત સૂરિજીનો સ્વર્ગવાસ શત્રુંજય ઉપર થયો હતો. ( વિશેષ પરિચય માટે જુઓ પ્રભાવક ચરિત્રની પર્યાલોચના )

તત્પશ્ચાત્ કેટલોક સમય વ્યતીત થયા બાદ ઉકત પ્રતિમા ને ખરતરગચ્છીય નવાંગિ વૃત્તિકાર અભયદેવસૂરિ એ "**जयतिहुयण**" સ્તોત્ર ભણી પુનઃ પ્રગટ કરી કુષ્ટ રોગ દૂર કર્યો, અભયદેવસૂરિ ના સંવતો સંબંધી આ ઇતિહાસ માં ખુબ ગોટાળો જણાય છે, તે આ પ્રમાણે છે અભયદેવસૂરિના જન્મ માટે પૃ. ૧૨ ના કૌંસમાં જણાવે છે "એ આચાર્ય સંવત ૧૧૧૮ માં જન્મ્યા હતા," વળી આગળ જણાવે છે. **नवांगिवृत्तिकार** અભયદેવસૂરિ ( વિ. સં. ૧૧૧૮ થી ૧૧૩૫ ? ) રોગથી, પીડીત, થયા હતા, તેમાંથી એ મૂર્તિ ના પ્રભાવ થી મુકત થયા. તેમણે એ મૂર્તિ શોધી કાઢી, તેની પ્રતિષ્ઠા કરી ( ૧૧૧૧ )" પૃ. ૧૫ વળી જણાવે છે "સ્તંભનપાર્શ્વનાથ" ને આચાર્ય અભયદેવે "**जयतिहुयण**" સ્તોત્ર ભણી. વિ. સ. ૧૧૩૧ માં પુનઃ પ્રગટ કર્યા" પૃ. ૨, ઉપર ના બધા સંવતો આ ઇતિહાસના કર્તાના જ લખાણ પરથી ખોટા ઠરે છે. સંવત ૧૧૧૮ માં જન્મ્યા અને ૧૦૮૮ થી ૧૧૩૫ સુધી રોગથી પીડીત થયા, ૧૧૧૧ પ્રતિષ્ઠા કરી, ૧૧૩૧ માં પ્રતિમાં પ્રગટ કરી આ ઉપરનું

લખાણુ શું સત્ય છે? આ ઉપરથી માલમ પડે છે, કે અભયદેવ-સૂરિ ના સંબંધ માં આ ઇતિહાસ ના લેખક મહાશયે પૂરતી શોધ કરી લાગતી નથી, તેથીજ આવી અતિ મહત્વ ની અશુદ્ધિ રહી જવા પામી છે.

અભયદેવસૂરિ નો જન્મ વિ. સં. ૧૦૭૨ માં થવો ઘટે છે કારણુ કે તેમણે સોળ વર્ષની વયે વિ. સ. ૧૦૮૮ માં આચાર્ય પદ આપ્યા નો ઉલ્લેખ ઘણે ઠેકાણે મળે છે, અને તેમનો કુષ્ટ રોગ તો ૧૧૧૯ માં શાંત થઇ ગયો હોવો જોઇએ કારણુ કે તેમણે "સ્તંભનકપુર" માં ઉક્ત પાર્શ્વનાથ ભગવાન ની પ્રતિમાજી ને નવા બનાવેલા મંદિર માં આચાર્યશ્રી એ ધામધૂમ પૂર્વક ૧૧૧૯ માં પ્રતિષ્ઠા કરી, અણુહિલવાડ પાટણુ તરફ વિહાર કર્યો. અને ત્યાંજ ૧૧૨૦ નું ચાતુર્માસ કર્યું તથા વૃત્તિઓ પણુ રચવિ પ્રારંભ કરી, તે વૃત્તિઓ માં નિવૃત્તિ કુલના દ્રોણાચાર્યે શંસોધનાદિ માં સહાય કરી હતી એમ વૃત્તિઓ માં સૂરિજી સૂચવે છે. સૂરિજી એ બધી વૃત્તિની પ્રશસ્તિઓ માં રચ્યા સંવત આપ્યો નથી માત્ર કોઇ કોઇ માંજ આપ્યો છે તે આગળ જોઇશું.

"પ્રભાવક ચરિત્ર" માં અભયદેવસૂરિ પ્રબંધમાં જણાવ્યું છે કે ટીકા રચ્યા બાદ પ્રતિમાજી પ્રગટ કર્યા પણુ ખરતરગચ્છી જિનપ્રભસૂરિ "વિવિધ તીર્થ કલ્પ" માં પ્રતિમા પ્રથમ પ્રગટ કર્યા અને પશ્ચાત્ વૃત્તિઓ રચાયાનું જણાવે છે માટે પ્રભાવક ચરિત્રનું કથન સાચું માનવાની કાંઇ જરૂર નથી, કારણુ કે વૃત્તિઓ તો ૧૧૨૦ થી ૧૧૨૮ સુધીમાં સમાપ્ત કરી નાંખી હતી, ત્યાર બાદ પ્રતિમા પ્રગટ કઇ સાલમાં કર્યા? એ પ્રશ્ન ઉપસ્થિત થશે માટે વૃત્તિઓ પછી જ રચાઈ છે એમ માનવા માટે અનેક પ્રમાણો મળે છે.

સૂરિજીની કૃતિઓ—

| | સૂત્ર નામ | રચ્યા સંવત | શ્લોકની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | શ્રી સ્થાનાંગસૂત્ર | ૧૧૨૦ | ૧૪૨૫૦ |
| ૨ | શ્રી સમવાયાંગ ,, | ૧૧૨૦ | ૩૫૭૫ |
| ૩ | શ્રી ભગવતિ ,, | ૧૧૨૮ | ૧૮૬૧૬ |
| ૪ | શ્રી જ્ઞાતા ધર્મ કથા સૂત્ર | ૧૧૨૦ | ૩૮૦૦ |
| ૫ | શ્રી ઉપાશક દશા ,, | | |
| ૬ | શ્રી અન્તકૃત દશા ,, | | ૧૩૦૦ |
| ૭ | શ્રી અનુત્તરો પાતિક ,, | | |

૮ શ્રી પ્રશ્ન વ્યાકરણ " ૪૬૦૦
૯ શ્રી વિપાક " ૯૦૦
૧૦ પંચનિગ્રંથી પ્રકરણ
૧૧ પંચાશક વૃત્તિ ૧૧૨૪[1]
૧૨ જયતિહૂઆણ સ્તોત્ર ૧૧૧૯[2] ૩૦ ગાથા[3]

આ શિવાય પણ અભયદેવસૂરિ એ અનેક ગ્રન્થો નિર્માણ કરી ગિર્વાણ વાઙમય માં અભિવૃદ્ધિ કરી છે.

સ્તંભનપાર્શ્વનાથજી ની દિવ્યકાલાનુભાવ પ્રતિમાં પહેલાં કયાં હતી, અને નાગાર્જુન કયાંથી અને કયારે લાવ્યો વિગેરે બાબત નો ઇતિહાસ પૃ. ૧૧-૧૨ માં આપવામાં આવ્યો છે, " જૈનાચાર્ય " માં મુનિશ્રી ન્યાયવિજયજી લખે છે કે " આ પાર્શ્વનાથજીની પ્રતિમાં નાગાર્જુન નામના જૈનાચાર્યે પોતાની વિદ્યાસિદ્ધિ માટે બહાર કાઢી હતી, અને પછી પોતાનું કાર્ય પુર્ણ થયે તે પ્રતિમા ને પાછી મૂળ સ્થાને પધરાવી હતી " ( પૃ. ૬૮ ની ફુટનોટ ) મુનિજી નું આ લખાણ અતિહાસિક દૃષ્ટિએ ભૂલ ભરેલું છે, પ્રતિમાં નાર્ગાજુન પહેલાં કોઈ તલ ઘરમાં ન હોતી કે ત્યાંથી બહાર કાઢે ! બીજું નાગાર્જુને દીક્ષા કયારે ગ્રહણ કરી અને આચાર્ય પદ પણ કયારે પ્રાપ્ત કર્યું ? એનો એક પણ પૂરાવો મળતોજ નથી, મુનિજીએ કોણ જાણે કયાંથી લખી માર્યું છે. નાગાર્જુન પ્રતિમાં તો કાંન્તિપુરીથી કપટી શ્રાવક બનીને લાવેલો હતો એમ "તીર્થકલ્પ," "પ્રબંધ ચિંતામણિ" "પ્રબંધ કોશ" વિગેરે ગ્રન્થો સાક્ષી પૂરે છે.

---

૧ મોહનલાલ દેશાઈ " જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ " પંચાશક વૃત્તિ સંવત ૧૨૦૭, અજમેરમાં બનાવ્યાનું જણાવે છે (પૃ. ૨૧૭) અભયદેવસૂરિનો સ્વર્ગવાસ ૧૧૩૫ મતાંતરે ૧૧૩૯ માં થયો ત્યારે ૧૨૦૭ માં વૃત્તિરચિ શકે ? પણ વાસ્તવિક રીતે ૧૧૨૪ ધોળકામાંજ પંચાશક પર વૃત્તિ રચી છે.

૨ અભયદેવસૂરિ એ ૧૧૧૯ માં આ સ્તોત્ર ભણી પ્રતિમા પ્રકટ કર્યા માટે અહિં ૧૧૧૯ સંવત મૂકયો છે.

૩ વાસ્તવિક રીતે જયતિહૃયણ સ્તોત્રની ૩૨ ગાથા હતી પણ ધરણેન્દ્રના કહેવાથી અભયદેવસૂરિએ બે અતિશય યુક્ત ગાથા ભંડારી દીધી. માટેજ ૩૦ ગાથા લખવામાં આવી છે.

મહાન્ ટીકાકાર અભયદેવસૂરિ કઈ ગતિમાં ગયા છે અને કેટલા ભવ કરી મુક્તિપુરિ માં જશે એ પ્રશ્ન સહેજ ઉપસ્થિત થાય તેમ છે.

એકદા ચારિત્ર પાત્ર અભયદેવસૂરિ થી પ્રતિબોધ પામેલા બે શ્રાવકો વિધિ પૂર્વક અનસન કરીને દેવલોક માં ગયા. તે બન્ને એ ત્યાં ઉત્પન્ન થતાંની સાથે જ વિચાર કર્યો કે અમને આવું અપૂર્વ સુખ અપાવનાર અમારા ધર્માચાર્ય શ્રી અભયદેવસૂરિ છે, ત્યારે તે બન્ને મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર સ્વામી જઈ પૂછયું કે હે ભગવાન્! "અમારા ધર્માચાર્ય અભયદેવસૂરિ ભરત ક્ષેત્રમાંથી કાળ કરીને કઈ ગતિમાં જશે? અને કેટલા ભવ કર્યા બાદ મોક્ષ જશે?—ઉત્તર માં ભગવાને જણાવ્યું કે "તમારા ધર્માચાર્ય ત્યાંથી (ભરત ક્ષેત્રમાંથી) અનશન કરીને ૪ થા દેવલોક માં જશે, એવું શુભ વચન સાંભળી ને ઉત્પન્ન થયો છે આનંદ જેના હૃદય માં એવા તે બન્ને અભયદેવસૂરિ ના વ્યાખ્યાન માં જઈ બોલ્યા—

"भणियं तित्थयरेहिं, महाविदेहे भवंमि तइयंमि"

"तुम्हाण चेव गुरुणो, मुत्तिं सिग्घ गमिच्छंति" ॥ १ ॥

"તીર્થંકરે કહ્યું છે કે ત્રીજા ભવમાં મહાવિદેહ ક્ષેત્રમાં તમારા ગુરૂ (ધર્માચાર્ય) શિઘ્ર મોક્ષ જશે!

એમ વદિ અદ્રશ્ય થયા[1] અભયદેવસૂરિ ના સ્વર્ગવાસ માટે આમા ૧૧૬૭ સંવત આપવામાં આવેલ છે. પ્રભાવક ચારિત્ર માં કર્ણના રાજ્ય માં પાટણમાં સ્વર્ગવાસ થયાનું સૂચવ્યું છે. પણ વાસ્તવિક રીતે ઉક્તસૂરિનો સ્વર્ગવાસ ૧૧૩૫ મતાંતરે ૧૧૩૯ માં ગૂર્જર દેશમાં આવેલ કપડવંજ નામના ગામમાં થયો. હાલ પણ ત્યાં તેમના પાદુકા વિદ્યમાન છે.

અભયદેવસૂરિ જિનેશ્વરસૂરિજી નો શિષ્ય હતા, આ જિનેશ્વરસૂરિ તેજ કે જેમણે ચૌલુક્ય-સોલંકી દુર્લભરાજે "ખરતર" બિરૂદ આપ્યું હતું એમના બનાવેલા અનેક ગ્રન્થોમાં થી "અષ્ટકજી પર વૃત્તિ" ષટ્સ્થાનક પ્રકરણ" "લીલાવતી કથા" વિગેરે મુખ્ય છે.

ભગવાન સ્થંભણ પાર્શ્વનાથજીની અતિશય યુક્ત પ્રતિમા "સ્તંભનકપુર" માં ૨૪૯ વર્ષ રહી હતી, કારણ કે ૧૧૧૯ માં પ્રતિષ્ઠા કરી

૧ જૂઓ "गणधर साध शतक वृहद्वृत्ति." કર્તા સુમતિગણિ".

અને અલ્લાઉદ્દીન ખીલજીએ જ્યારે ગુજરાત પર ચઢાઇ કરી ત્યારે "સ્તંભનકપુર થી ઉક્ત પ્રતિમાં સ્તંભતીર્થ–ખંભાત માં વિ. સં. ૧૩૬૮ આવી એમ મેરૂતુંગસૂરિ "સ્તંભનાથચરિત્ર" માં સૂચવે છે. વસ્તુપાલ ના સમય માં (૧૨૭૬) ઉક્ત પ્રતિમાં "સ્તંભનકપુર" માં હતી, અને મંત્રીએ ત્યાં જિનાલય (Temple) પણ બંધાવ્યું હતું એમ ગિરનારની પ્રશસ્તિ પરથી ફલે છે.

"સ્તંભતીર્થ અને મહાપુરૂષો" શિર્ષક પ્રકરણ માં ખંભાત માં ક્યા ક્યા જૈન મંત્રિઓ થઇ ગયા તેનું સંક્ષિપ્ત જીવનવૃત આપવામાં આવ્યું છે તેમાં વસ્તુપાલ સંબંધિ પણ લખાણ જડી આવે છે. આ લખાણ માં તપાગચ્છ ની ઉત્પત્તિ ખંભાત માં થયેલી જણાવે છે. કેટલાકો "આઘાટ" માં થઇ એમ જણાવે છે.

સ્વર્ગસ્થ આચાર્ય શ્રીયુત બુદ્ધિસાગરજી "વિજ્તપુરબૃહત્ વૃતાંત" નામની ચોપડી માં લખે છે કે "તે સમયમાં (આનંદવિમલસૂરિના) ખંભાત માં ખરતરગચ્છ અને તપાગચ્છ ના યતિઓને ભૈરવની આરાધના કરી મારી નંખાવ્યા, પાંચસે યતિ મરી ગયા" પૃ. ૧૪ સૂરિજીનું ઉક્ત લખાણ કેટલું બધું અસત્યથી પરિપૂર્ણ છે. જૈન ધર્મને માનનારા કીડીનો પણ વધ કરતા નથી તો યતિઓનાં વધ કરે જ નહી. ગમે તેટલો આંતરિક દ્વેષ હોય તો પણ આવું ભયંકર અકાર્ય કદિ પણ કરી શકેજ નહિ આવી કિંવદન્તિને આચાર્ય મહારાજે ઇતિહાસના પુસ્તક માં સ્થાન આપ્યું છે એ ખરેખર શોચનીય છે. મને લાગે છે માણિભદ્રની મહત્તા વધારવાની ખાતર જ સૂરિજી આ લખાણ લખવા પ્રેરાયા છે. અત્ર એ પણ ભૂલવું જોઇએ કે માણિભદ્ર નામના બે દેવ થયા છે. તેના માટે જૂઓ "ક્રાન્તિકારી જૈનાચાર્ય" ની ભૂમિકા તેમાં બીજા માણિભદ્ર સંબંધી લખાણ છે.

ખંભાત માં અકબર પ્રતિબોધક આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિ એ તથા તેમના શિષ્યોએ કેટલાંય ચાતુર્માસો કર્યા છે પણ તેની નોંધ આ ઇતિહાસ માં બિલકુલ જડતી નથી. માટે લેવી પડે છે.

ઉક્ત આચાર્યનો જન્મ ૧૫૯૫ માં થયો હતો, અને શ્રી જિન માણિક્યસૂરિ પાસે ૧૬૦૪ માં ૯ વર્ષની બાળ વયે દીક્ષા ગ્રહણ કરી, સકલ શાસ્ત્ર પારંગત થઇ ૧૬૧૨ માં આચાર્ય પદ પ્રાપ્ત કરી અકબર સમ્રાટને પ્રતિબોધનારા થયા, આ સૂરિજીએ ખંભાત ના મુખ્ય શ્રાવક "બન્ટ-

રાજ" ના સુપુત્ર કર્માશાહાદિની વિનંતિ માન્ય રાખી ૧૬૧૮ નું ચોમાસું ખંભાત માંજ, કર્યું હતું, ત્યાર ની ધર્મ પ્રભાવના નું વર્ણન નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

ધર્મ માર્ગ ઉપદેશતા, કરતાં વિધઇ વિહાર રે
આવ્યાજી નગર ત્રંબાવતી, શ્રી સંઘ, હર્ષ અપાર રે ૩૫
પૂજ્ય આવે તે આશા ફલી, શ્રી ખરતરગચ્છ ગણધાર રે
શ્રી જિનચંદ્રસૂરિ વાંદિઇ સાથઇ સાધુ પરિવાર રે ૩૬
પ્રભૂ પાટિ ચઉબીસમંઇ, શ્રી પૂજ્ય જિનચંદ્રસૂરિ
× × × × ×
ઉદ્યોતકારી અભિનવઉ, ઉદયઉ પૂર્ણ અંકૂર ૫૫
શાહ (શ્રાવક) ભંડારી વીરજી, શાહ રાંકા નઇ ગુરૂ રાગ
વર્ધમાન શાહ વિનયઇ, સાહ નાગજી અધિક સોભાગ રે ૫૬
સાહણછા સાહ પદમસી રે, દેવજીને જૈનસાહ
શ્રાવક હરખ હીરજી ભાણજી, અધિક ઉચ્છાહ ૫૭
ભંડારી માંડણ નઇ ભગતિ ઘણી, શાહ જાવડનઇ ઘણઉભાવ
શાહ મનુવા નઇ શાહ સહજિયા, ભંડારી અમિયઉ અધિક ઉચ્છાહ ૫૮
નિતમિલઇ શ્રાવક શ્રાવિકા, સાંભલઇ પૂજ્ય વખાણ
હિયડઉ ઉલ્લહટ ઉલ્લસઇ એમ, જીયઉ જનમ પ્રમાણ ૫૯
આગ્રહ દેખી શ્રી સંઘનઉ, પૂજ્યજી રહ્યા ચઉમાસ
ધર્મનઉ મારગ ઉપદિસઇ, ઇમ પહુંતિ મનની આશ ૬૦
ધર્મ પ્રતિષ્ઠા થાપના, દીક્ષા દિયઇ ગુરૂરાજ
ઇમ સફલ નર ભવ તેહનઉ, જે કરઇ સુકૃતના કાજ ૬૧

(યુ૦ જિ૦ ચં૦ પૃ. ૪૭-૮)

આવી રીતે ખંભાત માં જિનબિંબ પ્રતિષ્ઠા શિષ્ય દીક્ષા આદિ વિપુલ પ્રમાણ માં ધર્મકૃત્યો થયાં સૂરિજીએ ૧૬૪૪ નું ચાતુર્માસ પણ ખંભાત માં જ કર્યું હતું ત્યાં સ્તંભન પાર્શ્વનાથ ના તથા જિનકુશળસૂરિ ના સ્તૂપના દર્શન કર્યા, તથા ૧૬૪૭ નું ચોમાસું પણ ખંભાત જ કર્યું અને અહિંથીજ અકબરનું આમંત્રણ આવ્યા થી વિહાર કર્યો હતો, ત્યાં પહોંચી ધર્મોપદેશ આપ્યો ત્યારે અકબરે પ્રસન્ન થઈ આષાઢાષ્ટાન્હિકા ના અમારી ફરમાનો સૂરિજી ના ઉપદેશ થી કાઢયાં. ખંભાત ના સમુદ્ર માં પણ

એક વરસ સુધી કોઇ પણ વ્યક્તિ જલચરાદિ જીવ હણી શકે નહી એવું પણ ફર્માન કાઢયું ન્યાયવિજયજી કર્મચંદ્રના કહેવાથી અકબરે જિનચંદ્રસૂરિને બોલાવ્યા એમ લખે છે તેમનું કથન અનુચિત છે. અકબરે આચાર્યદેવને "યુગ પ્રધાન" પદ આપી સન્માન્યા હતા, તથા તમામ જૈન તીર્થો મંત્રિ કર્મચંદ્રને સુપ્રત કર્યા.

આચાર્ય ભગવાને ૧૬૫૫, ૫૮, ૬૬ ના ચોમાસાં પણ ખંભાત માં કર્યા હતાં તે કાળે જૈન સાહિત્યની વૃદ્ધિ થઇ હતી. ઉક્ત આચાર્ય શ્રી બધા મળીને ૭ ચાતુર્માસો કરી ખંભાતની પ્રજાને પ્રતિબોધ આપ્યો, આ આચાર્યે ફક્ત અકબર ને પ્રતિબોધ આપ્યો એટલુંજ નહિ પણ તેઓ એ "કર્મસ્તવ વૃત્તિ" નિર્માણ કરી પોતાને શુભ હસ્તે લખી તે આજ સુધી બાબૂ પૂરણચંદ નાહાર M. A. B. L. (કલકતા) ના સંગ્રહ માં વિદ્યમાન છે.

આચાર્ય જિનચંદ્રસૂરિ ના ૩૬ ગીતો સમયસુંદરજી એ ભિન્ન ભિન્ન રાગ-રાગિણી માં નિર્માણ કરી પોતાને હાથેજ ખંભાત માં લખ્યાં છે તેની પુષ્પિકા નીચે પ્રમાણે છે.

"इति श्रीयुगप्रधान जिनचन्द्रसूरिणां रागमाला सम्पूर्ण कृता च० समयसुंदरगणिना लिखिता १६५२ वर्षे कार्तिक शुदि ४ दिने श्री स्तंभतीर्थ नगरे।"

સંવત ૧૭૨૫ માં ખરતર ગચ્છેશના આદેશ થી વાચનાચાર્ય શ્રી સુખસાગરજી સ્તંભતીર્થની યાત્રાએ આવ્યા અને ૧૭૨૫ નાં ચાતુર્માસાન્તર જ્ઞાન બલાત્ સ્વ આયુષ્ય અલ્પ જાણીને અનશન કરીને માગશર વદ ૧૪ ને સોમવારે સ્વર્ગે સિધાવ્યા, તે સમયે તેઓ ધ્યાન પૂર્વક "ઉત્તરાધ્યયન" સૂત્રનું શ્રવણ કરતા હતા તથા શ્રાવક ગણ પણ તેમની સન્મુખ ઉપસ્થિત હતો, સ્વર્ગવાસ બાદ તેમના પાદુકા પણ ત્યાં બેસાડવામાં આવ્યા હતા. અત્યારે છે કે કેમ એ જાણવામાં નથી.

"સ્નાત્ર પૂજા" ના કર્તા શ્રીમદ્ દેવચંદજી ખંભાત માં પણ ૧૭૭૮ સંવતમાં પધાર્યા હતા અને ચાતુર્માસ રહ્યા, ત્યાર બાદ ખરતર૦ જિનશિવચંદ્રસૂરિ એ પણ (૧૧૭૮ ની આસપાસ) ખંભાત ચાતુર્માસ કર્યું તેનું વર્ણન આ પ્રમાણે છે—

ગામાણુ ગામે વિહરતા એ આવિયા નયર ખંભાત મ૦
ચોમાસુ તિહાં કિણુ રહ્યા એ, યાત્રા કરી ભલી ભાંતિ મ૦ ૪
ચર્ચા ધર્મ તણી કરે એ, અર્ચૈ જિનવર દેવ મ૦
સમઝર શ્રાવક શ્રાવિકાએ, ધરમ સુણે નિત્ય મેવ મ૦ ૫
તપ પચખાણ ઘણા થયા એ ઉપનો હરખ અપાર મ૦
તીહાંથી વિચરતાં આવ્યાં એ, અહમદાબાદ મઝાર ૬

( ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૩૨૬ )

આ આચાર્ય પુનઃ ૧૭૯૪ માં ખંભાત આવ્યા હતા.

પ્રસ્તુતઃ "ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ" ના લેખક જૈનેતર છે તોપણ જૈન દૃષ્ટિએ તેમણે અભ્યાસ પૂર્વક આ ઇતિહાસ લખ્યો છે આમાં ખંભાત માં કયા કયા ગચ્છના આચાર્યો, મુનિઓ પધાર્યા, તથા કયા કયા જૈન મંત્રીઓ થઇ ગયા ખંભાત ના શ્રાવકો ની જૈન ધર્મ પ્રત્યે કેટલી શ્રદ્ધા હતી, તથા શી શી રચનાઓ ખંભાત માં થઇ કઇ કઈ પુસ્તકો તાડપત્ર પર તથા કાગળ પર લખાઇ વિગેરે અનેક બાબતોનું વર્ણન ઐતિહાસિક દૃષ્ટિએ આપવામાં આવેલ છે જો કે કોઈ કોઇ જગો પર અશુદ્ધિ પણ દૃષ્ટિગત થાય છે. તોપણ તેમનો પ્રયાસ સ્તુત્ય છે.

ઇતિહાસ ના પુસ્તકો કેવી રીતે લખાવા જોઇએ એ અત્રે ખાસ નોંધવું જોઇએ કોઈ પણ નગર નો રાજા નો કે વાઙ્મય નો ઇતિહાસ લખતી વેળા એ નગર ના પુરાતન અવશેષો શિક્કાઓ પ્રતિમા લેખો વિગેરે અનેક સામગ્રિઓ એકઠી કરવી જોઇએ, અને ત્યાર પછી જ જો ઇતિહાસ લખાય તો જ પ્રમાણિક ગણી શકાય. પરંતુ કોઇ પણ ઇતિહાસ એવો ન લખવો જોઇએ કે જેના પર તેજ ( ઇતિહાસના ) કદના સમાલોચનાના પુસ્તકો તદ્વિને લખવાની જરૂર પડે. જેમાં પ્રમાણોનું નામ નિશાન ન હોય અને વિદ્વાન જેને અપ્રમાણિત ઠરાવે ઈત્યાદિ

"ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ" બહાર પડી રહ્યો છે સુરતનો ઇતિહાસ પણ બહાર પડી ચૂકેલ છે તેવીજ રીતે અણહિલપુર પાટણનો ઇતિહાસ સપ્રમાણ બહાર પડવો જોઇએ, પ્રાચીન કાળ માં ઉક્ત નગર જૈનોનું પાટનગર ગણાતું હતું અને આજે પણ ત્યાં તાડપત્ર પર તથા કાગળ પર લખાયેલુ સાહિત્ય વિપુલ પ્રમાણ માં

દૃષ્ટિગોચર થાય છે, તેમાંના કેટલાંક એવાં પણ પુસ્તકો છે કે જે બીજા ભંડારોમાં ભાગ્યેજ મળતાં હશે; ખરતરગચ્છેશ "જિનભદ્રસૂરિ"એ ખંભાત જેસલમેર ઈત્યાદિ જુદા જુદા સ્થળોમાં સાત જ્ઞાન ભંડારો સ્થાપ્યા હતા તેમાંનો એક પાટણમાં પણ મળી આવે છે. પાટણના બધા જ્ઞાન ભંડારોમાં રહેલાં તાડપત્રના પુસ્તકોનું બૃહત્ સૂચિપત્ર ગા૦ ઓ૦ સી૦ તરફથી બહાર પડી ગયું છે. ભવિષ્યમાં કાગળના પુસ્તકોનું પણ પ્રકાશમાં આવશે.

ઉક્ત નગરનો ઇતિહાસ "આત્માનંદ જન્મ શતાબ્દિ ટ્રસ્ટ બોર્ડ" ના કાર્યકર્તાઓ મોહનલાલ દલીચંદ દેશાઈ જેવા વિદ્વાનો પાસે લખાવી બહાર પાડશે એમ સૌ ઇતિહાસ પ્રેમી ભાઇ-બ્હેનો ઇચ્છશે.

ખંભાતમાં અનેક જ્ઞાન મંદિરો છે તેમાંથી શાન્તિનાથ જ્ઞાન ભંડાર પ્રાચીન છે તેમાં તાડપત્રો પર લખેલાં પુસ્તકો વિપુલ પ્રમાણમાં મળી આવે છે તથા નેમિસૂરિનો ભંડાર પણ મોટો છે. પુસ્તકોનો સંગ્રહ પણ વિશાળ છે. પણ વ્યવસ્થાની બેહૃદ ખામી છે. હું જ્યારે ૧૯૯૨ માં ખંભાત ગયો હતો ત્યારે ત્યાંના પુસ્તકો જોવા માટે ચાર દિવસ સુધી મહેનત કરી પણ ત્યાંના કાર્યકર્તાનો છેલ્લો ઉત્તર મહા મહેનતે મકાન અવલોકવાનેજ મળ્યો, આપણા કરતાં જૈનેતરોની જ્ઞાન સંબંધિ વ્યવસ્થા વિશેષ પ્રશંસનીય છે. આપણી પાસે સાહિત્યની સારામાસારી સામગ્રિ છે પણ જ્યાં સંકુચિતતાનુંજ સામ્રાજ્ય વ્યાપ્ત હોય ત્યાં કશો પણ ઉપાય નથી "સૂરતમાં આનંદ પુસ્તકાલય"ની એટલી બધી સારી વ્યવસ્થા છે કે જે કોઇ મુનિરાજ હસ્ત લિખિત યા છાપેલી પ્રત બહારગામ મંગાવે તોપણ છુટથી મળી શકે છે, તેવીજ વ્યવસ્થા ઉપરના ભંડાર ના કાર્યકરો કરશે ખરા ?

સંવત ૧૯૭૯ માં મારા કનિષ્ટ ગુરૂ બંધુ મુનિરાજ શ્રી મંગલસાગરજી ખંભાત યાત્રા માટે ગયા હતા; ત્યારે સ્તંભનપાર્શ્વનાથજીના જીર્ણ મંદિરમાં સ્યામપાષાણનો એક શિલાલેખ જોયો હતો તે અભયદેવસૂરિની હકીકત સંબંધી સારો પ્રકાશ નાંખતો હતો. અત્યારે તે ક્યાં અને શા માટે ગુમ કરવામાં આવ્યો એ કાંઈ સમજાતું નથી. આમાં કોઇ પક્ષપાતી મુનિરાજનો હાથ હોવો જોઇએ. આ શિલાલેખ ખંભાત નિવાસી મોહનલાલ દીપચંદ ચોકસીએ પણ જીર્ણોદ્ધાર પહેલાં

જોયો હતો. અત્યારે તેઓ ખંભાત ગયા ત્યારે ત્યાં તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહી.

## ઉપસંહાર.

આ વિષય લખવામાં "વિવિધ તીર્થકલ્પ" "ભારતકે પ્રાચીન રાજવંશ" વૉ. ૩, "અર્લિ હિસ્ટરી ઓફ ઇંડિયા" "અર્લિ હિસ્ટરી ઓફ ગુજરાત" વૈદ્યની હિન્દુ હિસ્ટરી "નાગરી પ્રચારિણી પત્રિકા વૉ ૧૩" "યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરિ" "ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ" વિગેરે પુસ્તકોની સહાય્ય લેવામાં આવી છે. માટે તેઓના પ્રકાશકો તથા લેખકો વિગેરેને ધન્યવાદ આપવો. ભૂલી શકતો નથી તથા મુનશી ધનપ્રસાદ ચંદાલાલ તથા કવિ કોકિલ પણ ધન્યવાદને પાત્ર છે.

આ પ્રસ્તાવના લખવા માટે મને શ્રીયુત્ મોહનલાલ દીપચંદ ચોકસીએ ઉદ્યુત કર્યો છે માટે તેઓનો પણ આભાર માનવો અનુચિત નહિ ગણાય. આત્માનંદ જન્મ શતાબ્દિ ટ્રસ્ટ બોર્ડે પણ આ ઇતિહાસનો ગ્રન્થ બહાર પાડી જે ગુજરાતના ઇતિહાસમાં ફાળો આપ્યો છે તે અનુમોદનીય જ નહિ પણ અનુકરણીય છે. ભવિષ્યમાં પણ આવા પુસ્તકો બહાર પાડી આર્યાવર્તના ઇતિહાસ ક્ષેત્રમાં ફાળો અર્પણ કરશે એજ શુભેચ્છા.

ઉક્ત લખાણોમાં કોઇપણ જાતની સ્ખલના રહી ગઇ હોય તો સજ્જનો સુધારી લેશે. કારણ કે હું તો પહેલાંજ જણાવી ચૂકયો છું કે ઇતિહાસનો અભ્યાસી નથી. માટે સ્ખલના રહે એ સંભવિતજ છે; કારણ કે ઇતિહાસનો વિષય અતિ જટિલ હોવાથી વિપુલ શોધખોળને માંગનારો રહ્યો, માટે સુજ્ઞજનો ઉદાર દિલથી ક્ષમા આપશે, એજ આશા સાથે વિરમું છું.

શ્રી મહાવીરસ્વામી જૈન મંદિર.
પાયધુની. તા. ૨-૧૧-૩૯

—કાન્તિસાગર

# વિષયાનુક્રમણિકા

## પરિશિષ્ઠો.





# શુદ્ધિ પત્રક.

પ્રસ્તાવના

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૩ | ૨૨ | ભૂલવું જોઇએ | ભૂલવું ન જોઇએ. |
| ૧૫ | ૨૮ | (૧૧૭૮ ની આસપાસ) | (૧૭૭૮ ની આસપાસ) |
| ૧૭ | ૨૪ | કનિષ્ટ | જયેષ્ટ. |

ઇતિહાસ.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ નોટ | ૧૮ | प्रवंघ चतुर्विंशति | चतुर्विंशति प्रबंध. |
| ૩ ,, | ૨૪ | दर्भवती | दर्भावती. |
| ૫ | ૩૧ | જતે | જતો. |
| ૬ | ૫ | ઈ. સ. પાંચમી શતાબ્દિમાં | ઇ. સ. બીજી શતાબ્દિમાં. |
| ૯ | ૧૫ | પતિષ્ઠાનપુર | પ્રતિષ્ઠાનપુર. |
| ૧૩ | ૧૫ | भुन्तय | भुवपात्तय. |
| ૬૯ | ૨૫ | રાકા | રાંકા |



શ્રી સ્થંભન પાર્શ્વનાથ—ખારવાડો.

શ્રી મહાવીર પ્રી. વર્કસ, ધનજી સ્ટ્રીટ, મુંબઇ ૩.

# ખંભાતનો

# પ્રાચીન જૈન ઇતિહાસ.

## ૧—સ્તમ્ભતીર્થ.

### પ્રાચીન ઉલ્લેખો.

**સ્ત**મ્ભતીર્થ નામ પ્રયોગ બ્રાહ્મણોના ગ્રંથમાં તથા જૈનોના ગ્રંથોમાં મળે છે. કુમારિકા ખંડમાં[૧] એનું પૌરાણિક વર્ણન આપ્યું છે. વિ. સં. ૧૧૬૩ માં ગંગાધર નામના પંડિતે પોતાના રચેલા 'પ્રવાસ-કૃત્ય' ગ્રંથના અંત ભાગમાં જણાવ્યું છે કે "આ ગ્રંથ મેં વિ. સં. ૧૧૬૩ માં ગુર્જર મંડલમાં આવેલા **સ્તમ્ભતીર્થમાં** સંપૂર્ણ કર્યો.[૨] **हेमव्याकरणसूत्र** નામે જૈન પુસ્તક તે સ્તમ્ભતીર્થમાં સં. ૧૨૯૩ માં લખાયાનો ઉલ્લેખ છે.[૩] સં. ૧૨૬૭ માં સોમેશ્વરદેવે રચેલા કીર્તિકૌ-મુદીમાં તેનું વર્ણન આવે છે.[૪] સં. ૧૨૮૮ ના ગિરનાર ઉપરના વસ્તુપાળના લેખમાં સ્તંભતીર્થનો ઉલ્લેખ છે.[૫] વિ. સં. ૧૩૬૧ માં

---

૧ स्कंद पुराणमांना माहेश्वर खंडमां कौमारिका खड આપવામાં આવ્યો છે, એટલે તેમાં ૧ થી ૬૫ અ. માં વર્ણન આપવામાં આવ્યું છે. સ્કંદપુરાણ ઘણું મોટું હોવાથી અને તેમાં અનેક સ્થળોનાં વર્ણન આવવાથી હજુ સુધી પુરૂં ઉપલબ્ધ થયું નથી એમ મનાય છે જેથી તેની પ્રાચીનતા ઉપર ઘણાને શંકા થાય છે. પરંતુ હવે વિદ્વાનો પુરાણો છેક ગપ્પાંથી ભરેલાં નથી પણ કંઇક છે એમ માનતા થયા છે. સ્કંદપુરાણ ક્યારે રચાયું એ નિર્ણય કરવાનું આ સ્થળ નથી પણ હાલના કોઈ વિદ્વાનનો મત સ્વીકારાય છે તો પછી સ્કંદપુરાણના કૌમારિકા ખંડમાં આવેલી બાબતો ગલત હોય એવી શંકા કરવી એતો તદ્દન ખોટું છે.

૨ 'બુદ્ધિ પ્રકાશ' સને ૧૯૧૪ માં મી૦ દેવદત્ત આર. ભાંડારકર એમ. એ. ના લેખની નોંધ.

૩ 'વસંત' સં. ૧૯૬૯ પૃ ૫૯૧

૪ કીર્તિકૌમુદી-સર્ગ ૪ થો જુઓ.

૫ 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' ભાગ ૨ જો પૃ ૫૪ ગિરનાર ઉપરના લેખો જુઓ.

રચાયેલા મેરૂતુંગના પ્રબંધ ચિંતામણિમાં,[1] વિ. સં. ૧૪૧૫ મા સૈકામાં રચાયેલા મૂર્તિ ઉપરના લેખોમાં તથા જગડુચરિત્ર, હીરસૌભાગ્ય કાવ્ય, ગુરૂગણુ રત્નાકર કાવ્ય, ગુર્વાવલી, વિજયપ્રશસ્તિ, શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ, પ્રાચીનતીર્થમાળા, વગેરે અનેક જૈન ગ્રંથો, શિલાલેખોમાં સ્તમ્ભતીર્થ નામનો ઉલ્લેખ છે. જૈનોના ઘણા ગ્રંથોમાં આ નામ મળી આવે છે. એટલા ઉલ્લેખ બીજાના ગ્રંથોમાં મળતા નથી. અર્થાત્ વિક્રમની અગિઆરમી સદીથી છેક વીસમી સદી સુધી સ્તમ્ભતીર્થ નામનો ઉપયોગ થતો આવેલો જોવામાં આવ્યો છે.

## સ્તમ્ભતીર્થ અને સ્તમ્ભનકપુર.

સ્તમ્ભતીર્થ અને સ્તમ્ભનપુર કે સ્તમ્ભનકપુર એ બે નામો એતિહાસિક ગ્રંથોમાં મળી આવે છે.[2] ઉચ્ચારની સાદૃશ્યતાને લીધે તે બે એકજ હોય એવો ભાસ થાય છે. પરંતુ તે બે નામ જુદાં છે અને નામનાં ગામ પણ જુદાં છે. સ્તમ્ભતીર્થ નામ કેમ પડયું એ માટેની બ્રાહ્મણ કથા તથા જૈન કથા આગળ ઉપર જોઇશું. પરંતુ જૈન ગ્રંથોના આધારે સ્તંભન પાર્શ્વનાથના નામ ઉપરથી સ્તમ્ભનપુર પડયાની કથા પરથી જણાય છે કે સિદ્ધનાગાર્જુને સ્થાપિત કરેલા સ્તંભન પાર્શ્વનાથને, આચાર્યશ્રી અભયદેવે 'જયતિહૂયણુ' સ્તોત્ર ભણી વિ. સં. ૧૧૩૧ માં પુનઃ પ્રગટ કર્યા. જે સ્થળે તે પ્રકટયા તે સ્તમ્ભનપુર નામથી ઓળખાયું. આ સ્તમ્ભનપુર શેઢી નદીના કિનારા ઉપર આવેલું; પ્રબંધ ચિંતામણિમાં,[3] પ્રભાવક ચરિત્રમાં,[4] તીર્થકલ્પમાં[5] પ્રબંધ

---

૧ अथ **स्तम्भतीर्थे** सामान्ये सालिग **वसहिका** ઇત્યાદિ શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથના સંસ્કૃત 'પ્રબંધ ચિંતામણિ' પૃ. ૨૩૨.

૨ प्रभावक चरित्र, प्रबंध चिंतामणि વગેરેમાં.

૩ 'सेडांतटिन्यास्तटे' तदैव विन्यस्य....यत्र सरसः स्तंभित स्तंभनकाभिधानं श्री पार्श्वनाम तीर्थम् ॥ સેઢી નદીના તટે તેજ (પાર્શ્વનાથ મૂર્તિને) મૂકીને જ્યાં તે રસ (પારો) બંધાયો ત્યાં **स्तंभनक** નામે શ્રી પાર્શ્વનાથનું તીર્થ થયું.

૪ प्रभावक चरित्र માં अभयदेवसूरि પ્રબંધમાં स्तंभनग्रामे **सेटिका तटिनीतटे** । શ્લોક ૧૪૨

૫ तीर्थकल्पमां પાર્શ્વનાથ કલ્પમાં थंभनपुरंमिपत्ता **सेढी तड** जर पन्नासत्तणे ३। । પૃ. ૪૪

ચતુર્વિંશતિ[1]માં જણાવ્યું છે. શેઢી નદી ખેડા જીલ્લામાં આવેલી છે. પણ ખંભાતથી દૂર છે. ગિરનાર ઉપરના વસ્તુપાળના લેખમાં સ્તંભતીર્થ અને સ્તંભનકપુર એ બંને ગામો એકજ લેખમાં જુદાં જણાવ્યાં છે.[2] આથી સ્પષ્ટ જણાય છે કે તે બંને ગામો જુદાં છે. શેઢી નદીના સ્તમ્ભનકપુરને તીર્થકલ્પમાં 'થંભણપુર' જણાવ્યું છે. આ થંભણપુર તે હાલનું થાંભણા ગામ છે. જે મહેમદાવાદની પાસે આવેલું છે. સ્તમ્ભનપાર્શ્વનાથ સ્તમ્ભનક પુરમાં હતા ત્યાંથી સ્તમ્ભતીર્થમાં ક્યારે આવ્યા તે બાબતનો એક ગ્રંથ મેરૂતુંગસૂરિએ વિ. સં. ૧૪૧૩માં **स्तंभनाथचरित** નામે રચ્યો છે. જે પાટણના એક ભંડારમાં અપૂર્ણ વિદ્યમાન છે. તેમાં જણાવ્યું છે કે **सं. १३६८ वर्षे इद च बिंबं श्री स्तंभतीर्थे समायात्** (સં. ૧૩૬૮ માં આ સ્તંભનક પાર્શ્વનાથનું બિંબ સ્તંભતીર્થમાં આવ્યું.)[3] આથી સ્વતઃ સિદ્ધ થાય છે કે સ્તંભનકપુર અને સ્તમ્ભતીર્થ એ ભિન્ન ભિન્ન ગામો છે.

ત્રંબાવટી.

[4]सेयं सर्व पुरोत्तमास्ति नगरी त्र्यंबावती संज्ञिका ।

ज्वरपराजय सं. १६६

ખંભાતનું બીજું નામ ત્રંબાવટી કહેવામાં આવે છે. સંસ્કૃત પુસ્તકો તથા શિલાલેખોમાં તે નામ જોવામાં આવતું નથી, પરંતુ ગુજરાતી

૧ प्रबंधचतुर्विंशति માં सेडानदा तीरे पार्श्वदृष्टो रसः स्तंभित स्तंभनक नाम तत्तीर्थं च प्रथे। स्तंभनपुरं नाम पुरं च। શેઢી નદીના તટ ઉપર પાર્શ્વનાથની દ્રષ્ટિ તળે પારાનું સ્તંભન કરાયું તે તીર્થ સ્તંભનક નામથી પ્રસિદ્ધ થયું અને તે નગર 'સ્તંભનકપુર' નામે પ્રસિદ્ધ થયું.

૨ महं० श्री तेजपालेन च शत्रुंजयार्बुदाचल प्रभृति महातीर्थेषु श्रीमदणहिलपुर भृगुपुर **स्तम्भनकपुर स्तम्भतीर्थ** दर्भवती धवलक्क प्रमुख नगरेषु इत्यादि-પ્રા. જૈ. લે. ભા. ૨ જો પં. જિનવિજયજી સંપાદિત પૃ. ૫૪

૩ વિદ્વાન જૈન પંડિત જિનવિજયજી પોતાના પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૨ જામાં પૃ. ૭૧ નીચે ટીપમાં આ હકીકત આપી છે.

૪ કૌમારિકા ખંડના ૩૧મો અધ્યાય કાર્તિકસ્વામિ તારકાસુરના નગર પ્રતિ ગમનના વર્ણનનો છે. કાર્તિકસ્વામિ પોતાનું સૈન્ય સહિત આવે છે અને ઉત્તર કિનારે તે તામ્રપ્રકારનો આશ્રય કરી રહે છે.

ભાષાના જૈનરાસાઓમાં તથા ગુજરાતી કેટલાક પદ્ય ગ્રંથોમાં જોવામાં આવે છે. ખંભાતનું આ નામ બહુ જ પ્રસિદ્ધ છે.

---

एवं सैन्यसमेपेत उत्तरं तटगागतः
**ताम्रप्राकार** माश्रित्य तस्थौ त्र्यंबकनंदनः ॥२८॥

ત્યાંથી તે તારકાસૂરના તારકપુરની ઉત્તમ રિદ્ધિ જોઇને આશ્ચર્ય પામે છે.

स **तारकपुर** स्यापि पश्यन्नृद्धिमनुत्तमाम् ॥
विसिष्मिये महासेनः प्रशशंस तपोऽस्यच ॥२९॥

ઉપરના પહેલા શ્લોક પરથી જણાય છે તેમાં **ताम्रप्राकार** સ્થળ જણાવ્યું છે તે ત્રંબાવટી જેને કહેવામાં આવેછે તે કેમ ન હોય! ત્રંબાવટીનું મૂળ નામ તામ્રપ્રાકાર હોવું જોઇએ.

કાર્તિકસ્વામિ તારકાસૂરના તારકપુરનાં વખાણ કરે છે તે જોતાં તે સ્થળ બીજું હોવું જોઇએ.

પણ ૨૧ મા અધ્યાયમાં જણાવ્યું છે કેઃ—

ततो देवान्पुरस्कृत्य पशुपालः पशूनिव ॥
दैत्येंद्रो रथमास्थाय जगाम सहितोऽसुरैः ॥२१८॥
मही सागर कूलस्थं तारकः स पुरं बली ॥
योजनद्वादशयामं ताम्रप्राकारशोभितम् ॥२१९॥

દેવોને આગળ કરીને જેમ પશુપાળ પશુઓને હાંકે તેમ તે દૈત્યેન્દ્ર (તારકાસુર) રથમાં બેસીને તે દાનવો સહિત ગયો. તે બળવાન તારકાસુર મહીસાગરના કિનારા ઉપર આવેલું બાર યોજનના વિસ્તારવાળું 'તામ્ર પ્રાકાર શોભિત એવા નગરમાં ગયો.

प्रासादैर्बहुभिः कर्णं दिव्याश्चर्योप शोभितम् ॥
यत्र शद्वास्त्रयो नैव जीयते चानिशं पुरे ॥२२०॥
गीतघोषश्च व्याघोषो भुज्यतां विषयास्त्विति ॥
तत्प्रविश्य पुरं राजा जगाम स्वकमालयम् ॥२२१॥

જેમાં બહુ પ્રકારના મહેલો હતા; જે નગર દિવ્ય આશ્ચર્યોથી શોભતું હતું. જ્યાં ગીતઘોષ, વ્યાઘોષ, અને તમે વિષયોને ભોગવો એવા ત્રણ પ્રકારના શબ્દો થયા કરતા હતા તે નગરમાં પ્રવેશ કરી તે રાજા પોતાના મહેલમાં ગયો. ઉપરની હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાય છે મહીસાગર કિનારા ઉપર 'તામ્રપાકાર' શહેર આવેલું છે અને તેજ ત્રંબાવટી. તેના ઉપર કાર્તિકસ્વામિએ વિજય મેળવેલો. અને ત્યાર પછી સ્તંભતીર્થ થએલું. એટલે સ્તંભતીર્થનામ પૂર્વ ત્રંબાવટી નામ હોવું જોઇએ.

ત્રંબાવટી નગરને તાંબાનો કોટ હતો અને તે ઉપરથી આ નામ પડયું છે એમ વાર્તા છે. એ વાર્તા આ પ્રકારે છે—

એક વખત ઇંદ્ર રાજાની સભામાં અપ્સરાઓ નાચ કરતી હતી. અપ્સરાઓના નૃત્ય વગેરેથી સુરોચન નામના એક ગંધર્વનો તેમના ઉપર મોહ ઉત્પન્ન થયો. ઇંદ્રે તેનો આ દુષ્ટ કાર્ય માટે ધિક્કાર કર્યો અને તેને શાપ આપ્યો કે આ નીચ કર્મ ખાતર તું મૃત્યુ લોકમાં ગધેડાની યોનિમાં જન્મીશ. સુરોચન શાપ મળવાથી ઘણું આક્રંદ કરવા લાગ્યો અને શાપમાંથી મુક્ત થવા ઇંદ્રને વિનવવા લાગ્યો. ઇંદ્રે તેની વિનંતીથી તેને કૃપા કરી જણાવ્યું કે તારે બાર વર્ષ ગર્દભયોનિમાં વાસ કરવો પડશે, પરંતુ તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારે તારૂં મૂળ સ્વરૂપ પ્રગટ થઇ શકશે. તારૂં લગ્ન સત્યવર્માની પુત્રી સાથે થશે અને તેનાથી વિક્રમ નામે પુત્ર થશે. તેના મુખનાં દર્શન કરીશ એટલે તું સદાને માટે શાપથી મુક્ત થઇશ.

તે ગંધર્વ સ્વર્ગથી ભ્રષ્ટ થઇ મૃત્યુ લોકમાં ગધેડાની જાતિમાં જન્મ્યો, અને ભટકવા લાગ્યો. તે કેટલેક કાળે અહીં આવી ચઢયો. આ ગામમાં કમઠ નામના કુંભારને ત્યાં ઘણાં ગધેડાં હતાં તેના ભેગો તે ગધેડો રહેવા લાગ્યો. દિવસ જતાં કમઠની સ્થિતિ બગડવાથી તેને સઘળાં ગધેડાં વેચી નાખવા પડયાં. માત્ર તેણે પેલા નૂતન ગધેડાને રહેવા દીધો. એક દિવસ રાત્રે તે ગર્દભ બૂમ પાડીને કુંભારને કહેવા લાગ્યો કે 'અહીંના સત્યવર્મા રાજાની સુંદર કન્યાને તું મારી સ્ત્રી કરી આપ.' કુંભારે આ ભાષણ સાંભળ્યું, જરા આશ્ચર્ય પામ્યો. તે બીન્યો કે આવું વચન રાજાને કાને જશે તો મારી દુર્દશા થશે, તે ઉપરથી પોતે ગામ છોડી જાય છે. આ વાત રાજાને કાને જાય છે. રાજા પ્રથમ તો જરા આશ્ચર્ય પામે છે પણ વિચાર કરે છે કે એ કોઈ દૈવી શક્તિવાળો હોવો જોઇએ. રાજા કુંભારને ત્યાં આવી તે ગધેડાની હકીકત સાંભળે છે, અને સાંભળ્યા પછી રાજા તેને એક શરત કબુલ કરાવે છે કે આ ગામને એક રાતમાં તામ્રમય બનાવી દઉ તો મારી પુત્રી તને પરણાઉં. ગધેડાના રૂપમાં રહેલા ગંધર્વે તે વાત કબુલ કરી અને એક રાતમાં નગરને તાંબાનો કોટ વગેરે બનાવી દીધું. ત્યારથી તેને ત્રંબાવટી કહેવા લાગ્યા. રાજાએ પોતાની કન્યા તેને આપી. પછી લોકનિંદાથી ડરીને તે કુંભાર પોતાના ગધેડાને તથા રાજકન્યાને લઈ પરદેશ જતો રહ્યો. પછી એક દિવસ રાતે રાજકન્યાની વિનવણીથી તે ગંધર્વે પોતાનું

અસલ સ્વરૂપ કર્યું, અને તે રાજકન્યાની મનોકામના પૂર્ણ કરી. તેનાથી જે પુત્ર થયો તે વિક્રમ. તેનું મુખ જોઈ સુરોચન ગંધર્વ સ્વર્ગમાં જતો રહ્યો.

ત્રંબાવટી નામ માટે બાદશાહ જહાંગીર જણાવે છે કે [૧]પૂર્વે ત્ર્યંબકકુમાર નામનો આ શહેરનો રાજા હતો અને તેના નામ ઉપરથી આ શહેરનું નામ ત્રંબાવટી પડયું.[૨] વળી ઈ. સ. ની પાંચમી શતાબ્દીમાં ટોલેમીએ કોપર સીટી એટલે તાંબાનું નગર કહ્યું છે.[૩]

ખંભાવતી.

ખંભાતનું ત્રીજું નામ ખંભાવતી કહેવાય છે. આ નામ જૈન રાસાઓમાં વપરાયું છે. નામ વિષે એવું છે કે [૪]ત્રંબાવટીનો રાજા અભયકુમાર તેની કુલદેવીની મૂર્તિના સ્તમ્ભથી બચ્યો. તેથી તે સ્તમ્ભના માનમાં તે સ્તમ્ભને શહેર વચ્ચે રોપીને નવું શહેર વસાવ્યું અને તેનું નામ ખંભાવતી[૫] (સ્તમ્ભાવતી) પાડયું. શુલ્કી રાજાઓના વંશની દેવી સ્તમ્ભેશ્વરી હતી. અને શુલ્કી રાજાઓનું રાજ્ય ખેડામાં હતું. આ ઉપરથી અનુમાન થાય છે કે શુલ્કીક અને શુલ્કી એ એકજ રાજા હોવો જોઇએ. અને રાષ્ટ્રકુટોની કુળદેવી સ્તમ્ભેશ્વરી હશે અને તેઓનું રાજ્ય ખેડામાં હોવાથી તેમનો અથવા તેમના વંશનો અમલ ખંભાત પર હશે.

જેમ કેટલાક દેશોનાં નામ ઉપરથી રાગના નામ પડયાં છે તેવી રીતે ખંભાવતી ગામ ઉપરથી ખંભાવતી રાગનું નામ પડયું[૬] છે એટલે તે ઉપરથી જણાય છે કે ખંભાવતી નામ પ્રસિદ્ધ હોવું જોઇએ.

---

૧ તુઝકે જહાંગીરી

૨ 'બુદ્ધિપ્રકાશ' સને ૧૯૧૪ અંક ૨ જો.

૩ એસીયાટીક રીસર્ચ વૉ. ૯ પૃ. ૧૧૭

૪ બુદ્ધિપ્રકાશ સને ૧૯૧૪ના જુલાઇના અંકમાં સ્વ. ચીમનલાલ દલાલનો લેખ જુઓ.

૫ ગામઠી શાળાઓમાં સરસ્વતીની કવિતા બોલાવતા હતા અને તેમાં નીચેની પંક્તિઓ બોલાતી હતી.

"ખોદતાં ખોદતાં આવ્યું ગામ, ભલે પાડીયું ખભાત નામ.
**ખંભાવતી** માં અંબાવતી, ઉભે ચૌટે સરસ્વતી."

કવિ શામળ પણ ખંભાતનું નામ **ખંભાવતી** જણાવે છે. બૃ. કા. ભા. ૨ જો પૃ. ૪૪૩

૬ અહોબલના સંગીત પારિજાતમાં ખંભાવતી એવું નામ છે.

**खम्भावती** वहीनास्यात् कोमली कृत धैवत संगीत पारिजात ૩૯૮

ખંભાત—કેમ્બે.

ખંભાત આ નામ પહેલું મુસલમાન ઇતિહાસકારોના ગ્રંથમાં જડે છે.[૧] ખંભાત શબ્દની ઉત્પત્તિથી જે સિદ્ધ થયું[૨] છે તે પરથી જણાય છે કે સ્તમ્ભ શબ્દનો ખંભ શબ્દ થઈ તેનું ખંભાત અથવા ખંભાયત નામ થયું છે. કેટલાક દસ્તાવેજોમાં ખાસ કરીને અકબર, જહાંગીર વગેરે મોગલ રાજાઓના સમયમાં **ખંભાયત** શબ્દ વપરાતો હતો, અને હજુ પણ કેટલાક આવી રીતે લખે છે. માર્કોપોલો (ઇ. સ. ૧૨૯૦) કમ્બાયત નામ આપે છે. સત્તરમા સૈકાના કેટલાક તેને કેમ્બેયા નામ આપે છે. પણ યુરોપિયન લોકોએ તેમાં સુધારો કરીને તેને કેમ્બે નામ આપ્યું છે.

ગંભૂત.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં જણાવ્યું છે[૩] કે 'ગોવિંદ' ૩ જો નામના રાજાની સામે થનાર રાજાઓમાં સ્તંભનો રાજા હતો. ખંભાતનું જુનું નામ ગંભૂત બદલાઈને સ્તમ્ભતીર્થ થયું હતું તે ઉપરથી એમ લાગે છે કે આ સ્તમ્ભ રાજાને ખંભાત સાથે કંઇ સંબંધ હશે. ગોવિંદ ત્રીજાનો સમય ઈ. સ. ૮૦૦-૮૦૮

ગાયની વા ગજનિ.

ગાયની વા ગજનિ એ ખંભાતનું પ્રાચીન નામ છે. આ પ્રકારે કર્નલ ટોડ સાહેબ જણાવે છે.[૪]

જુદા જુદા નામ.

[૫]સં. ૧૫૫૬ માં પંચદંડ ચતુષ્પદીમાં આપેલાં નામ—

તું વળતું સાસુ ભણઇ, સુણિ ન જમાઈ કામ,
નયર ખભાઇત જાણજે, જેહનાં છઈ પંચ નામ;
**ત્રંબાવતી** વખાણીઈ, **ભોગવતી** અભિરામ,
**લીલાવતી** લીલા કરી, **અમરાવતી** તસુ નામ.

કવિ ઋષભદાસ (સં. ૧૭૬૮) ખંભાતના તે નીચે પ્રમાણે ગણાવે છે.

[૬]ઇસુ અનુપમ ગામ, જેહનાં બહુ છે નામ,
ત્રંબાવતી પિણ કહીએ, ખંભનગર પિણ લહિએ.—૬

૧ ગુજરાત સર્વસંગ્રહ પૃ ૪૫૭
૨ 'બુદ્ધિપ્રકાશ' ૧૯૧૪ જુલાઈ.
૩ ગોવિંદભાઈ હાથીભાઇ કૃત ગુજરાતનો પ્રા. ઇ પૃ ૧૩૦
૪ કર્નલ ટોડ સા કૃત રાજસ્થાન ભા. ૧ પૃ. બીજાની ટીપમાં
૫ 'બુદ્ધિપ્રકાશ' સને ૧૯૩૨ માર્ચ પૃ ૬૨
૬ ભરત બાહુબલિરાસ. આ. કા. મ. મૌ ૩

**ભોગવતી** પિણ હોય, નગર **લીલાવતી** હોય,
**કર્ણાવતી** પિણ જાણું, ગઢ ગઢ મંદિર વખાણું.—૭

**શ્રી શીલવિજય** પોતાની તીર્થમાળામાં ખંભાતનાં નામ નીચે મુજબ ગણાવે છે. તેઓએ વિ. સં. ૧૭૨૧ થી ૧૭૩૮ સુધીમાં ચારે દિશાની જાત્રા કરી હતી. આ જતિએ યુગ પ્રમાણે નામ દર્શાવ્યાં છે.

[1]પહેલે યુગે હોઇ **રત્નાવતી,** બીજે કહીએ **કનકાવતી,**
**ત્રંબાવટી** ત્રીજે માંહી હોય, ચોથે **ખંભનયર** વળી હોય.

ગુજરાતના પ્રસિદ્ધ કવિ **શામળભટે** ખંભાતનાં નામ આ પ્રમાણે ગણાવ્યાં છે, તે સં. ૧૭૬૦ માં વિદ્યમાન હતા.

[2]**ત્રંબાવટી** નગરી ગુણ ગામ, નિર્મળ ચાર તેના છે નામ,
**કનકાવતી** અને **રૂપવતી,** ત્રીજું નામ તો **ત્રંબાવટી,**
**ખંભાવતી** ચોથું છે નામ, આદ લોમી દેવસ્થાનક ઠામ.

ઉપર જણાવેલા ખંભાતના નામ પૈકી ગંભૂત અને ગાયની ઘણે સ્થળે વપરાયલા જણાતાં નથી. પંચદંડ ચતુષ્પપદીમા જણાવેલા તથા કવિ ઋષભદાસ, શીલવિજય અને કવિ શામળભટે ગણાવેલાં નામ પૈકી ત્રંબાવટી અને ખંભનગર કે ખંભાવતી ત્રણેએ ગણાવ્યું છે એટલે તે નામો બહુ પ્રચલિત અને સર્વમાન્ય જણાય છે. બાકી રહેલાં નામોમાં ભોગવતી નામ પહેલા અને બીજામાં મળતું આવે છે અને કનકાવતી નામ બીજા અને ત્રીજામાં મળતું આવે છે. છેલ્લા ત્રણે કવિઓ એકજ સૈકાના હોવા છતાં ભિન્ન ભિન્ન નામો વાપર્યાં છે. એટલે ત્રંબાવટી અને ખંભનગર સિવાયના નામો કર્ણોપકર્ણ ચાલતાં આવેલાં હોય અને તેથી જુદા જુદા કવિઓએ વાપર્યાં હોય એ સંભવિત છે. કોઈ દસ્તાવેજ કે લેખિત પુરાવો મળતો નથી. માટે સ્તમ્ભતીર્થ અને ત્રંબાવટી, ખંભનગર એજ નામો વધારે પ્રમાણ ગણી શકાય.

ગ્રંથોમાં ખંભાતના નામો અને જોડણી આ રીતે વપરાયલા મળે છે—સ્તમ્ભતીર્થ, સ્તમ્ભન, સ્તમ્ભનપુર, સ્તમ્ભતીર્થપુર, ખંભનયરિ, (ષંભ) ખંભનયર, ખંભનગર, ખંભાવતી, ખંભાયતિ, ખંભાતિ, ખંભ, ત્રંબાવતી, થંભ, થંભતીરથ, થંભન, થંભણીઉ, થંભનપુર, ખંભાત, ખંભાયત, ખંબાત, અંગ્રેજીમાં કેમ્બે

૧ પ્રાચીન તીર્થમાળા ભા. ૧ લો.
૨ બૃ. કા. દો. ભા. ૨ પૃ. ૪૪૩ ભદ્રાભામીની વાર્તા

## ૨ શ્રી સ્તંભન પાર્શ્વનાથનો ઇતિહાસ.

"નગર ત્રંબાવતી જેણિ બહુ ધનવતી
જયતિ જિહાં થાંપણો પાસ નાહો."
(જિન પુણ્ય પ્ર. રાસ સં. ૧૬૪૩)

ખંભાત શહેરમાં અનેક જિન દેવાલયો છે. તેમાં કેટલાક દેવાલયો ભોંયરાવાળાં છે. જે જે પ્રતિમાઓ ભોંયરામાં છે તે ઘણી ભવ્ય મનોહર છે. પ્રતિમાંજીનાં દર્શન કરતાં તરતજ ધાર્મિક ભાવનાઓ આપોઆપ પ્રગટ થાય છે; એટલુંજ નહિ પણ આવી વિશાળ પ્રતિમાઓ જોતાં માણસ ક્ષણભર થંભી જાય છે. ભોંયરાંઓ સિવાયનાં જે જે દહેરાં છે તે પણ બહુ વિશાળ અને સુરમ્ય છે. ખારવાડામાં સંવત ૧૯૮૪ ની સાલમાં જે પ્રતિમાની નૂતન ભવ્ય ચૈત્યમાં પ્રતિષ્ઠા કરવામાં આવી હતી તે સ્તંભન પાર્શ્વનાથનો પ્રાચીન ઇતિહાસ ઘણા જૈન ગ્રંથોમાં આપવામાં આવ્યો છે[1] તથા ઘણા જૈન કવિઓએ તેમની સ્તુતિ ગાઇ છે.

શ્રી સ્તંભન પાર્શ્વનાથની નિલમની પ્રતિમા ઘણી પ્રાચીન છે. તેને ભરાવ્યાં ઘણાં વર્ષો થઇ ગયાં છે. ગત ચોવીસના સોલમા પરમાત્મા પ્રભુ નેમિનાથના શાસનમાં ૨૨૨૨ વર્ષનો કાળક્ષેપ થયા બાદ આષાઢી નામના ધર્મવીરે આત્મકલ્યાણ માટે આ દિવ્ય પ્રતિમાં ભરાવ્યાં હતાં. પોતે તે પ્રતિમાની હંમેશાં ભક્તિભાવથી આરાધના કરતો જેથી તે ઘણો સમૃદ્ધિવાન થયો.

### સિદ્ધ નાગાર્જુન અને પાર્શ્વનાથ.

વિક્રમની પહેલી સદીમાં અને પૈઠણના રાજા શાલિવાહનના વખતમાં પાદલિપ્તાચાર્ય[2] નામે મહાન આચાર્ય હતા. તે અનેક

૧ તીર્થકલ્પમાં ૫૪ મો, કલ્પ, ઉપદેશ સપ્તતિકામાં શ્રી સ્તંભતીર્થ પ્રબંધ પૃ ૧૧૩ સં. ૧૩૬૧ માં વટવાણમાં મેરૂતુંગાચાર્યે રચેલો પ્રબંધ ચિંતામણિમાં શ્રી સ્તંભનક તીર્થ પ્રબંધ પૃ ૩૧૫, સંવત ૧૬૫૧ માં કુશળલાભે 'શ્રી સ્તંભનક પાર્શ્વનાથ' સ્તવન રચ્યું તે આ. કા. મ. મૌ. ૭ મું પૃ. ૧૯૧ માં પ્રસિદ્ધ વગેરે.

૨ પાદલિપ્તાચાર્યની ઉત્પત્તિ વિષે 'પ્રબંધ ચિંતામણિ'માં શાલિવાહન પ્રબંધમાં અંતર્ગત પૃ ૪૫ માં આપ્યો છે. તથા પ્રભાવક ચરિત્રમાં છે. વળી વધુ જાણવા માટે 'જૈનયુગ' માસિક પુ ૩ જું અંક ૧૦ પૃ. ૩૬૯ માં આવેલ પાદલિપ્તસૂરિકૃત નિર્વાણ કાલિકા" નો લેખ જુઓ

પ્રકારની મંત્ર વિદ્યામાં કુશળ હતા; એટલુંજ નહિ પણ તેમનામાં એવી શક્તિ હતી કે સ્વપગે કેટલાક પ્રકારની ઔષધિઓનું લેપન કરીને તેના બળથી આકાશ માર્ગે ગમન કરી અષ્ટાપદ વગેરે તીર્થોનાં હંમેશાં દર્શન કરી આવતા હતા. આ પ્રકારની તેમની કીર્તિ સાંભળીને **નાગાર્જુન** નામે મહાયોગી તે વિદ્યા શિખવા તેમના શિષ્ય થયા. આકાશગમન વિદ્યા શિખવાના દૃઢ નિશ્ચયને વળગી રહી એક દિવસ લાગ જોઇને અષ્ટાપદ વગેરે તીર્થોનાં દર્શન કરીને પાછા સ્વસ્થાનમાં આવેલા પાદલિપ્તાચાર્યના પાદપ્રક્ષાલન માટે ઘણા શિષ્યો છતાં નાગાર્જુન પ્રથમ ગુરુ સમક્ષ આવી ઉભા અને ઝટપટ ગુરુના પગ ધોઈ ચરણોદક પરઠવતી વખત લાગ જોઇ ગુરુની નજર ચૂકવી એકાન્તમાં જઈ તે ચરણોદકનો સ્વાદ તથા વાસ લઇ જોયો. પછી સ્વબુદ્ધિથી આ લેપમાં સમાયલી એકસોને સાત પ્રકારની ઔષધિઓ શોધી કહાડી. પછી તેનો લેપ કરી પોતાને પગે ચોપડીને ગુરુની માફક ઉડવાનો આરંભ કર્યો, ગુરુગમ્ય રહસ્ય મળ્યા વગર નાગાર્જુન સહેજસાજ ઉડયા તો ખરા, પણ પાછા પૃથ્વી પર પડયા. પાછા પોતે ટટાર થઇ કુકડા માફક ઉડાઉડ કરવા માંડયું પણ આકાશમાં જવાયજ શાનું? ફરી પાછી ઔષધિઓનું શોધન કરી લેપ ચોપડી ઉડયા પણ ઉંચે જવાયું નહિ અને કંટકવાળી જગામાં પડયા જેથી ઘણા ઉઝરડા આવી લોહી નીકળ્યું. પાદલિપ્તાચાર્યને ખબર પડતાં તે આવ્યા, અને નાગાર્જુનની આવી સ્થિતિ કેમ થઇ તે હકીકત પૂછી. નાગાર્જુને શરમિંદા મુખે પોતાની સઘળી હકીકત કહી. કેટલોક સમય ગયા બાદ એક દિવસ પાદલિપ્તાચાર્ય આનંદમાં બેઠા હતા ત્યારે તેણે પ્રસન્ન વદન કરી ગુરુ પાસે જઇ પૂછ્યું કે 'મહારાજ કોટીવેધી રસસિદ્ધિ થવાનો ઉપાય કૃપા કરીને મને કહો.' શિષ્યનો અભિલાષ જાણી ગુરુએ કહ્યું કે હે 'નાગાર્જુન! મારી મરજી વિરૂદ્ધ તારો અતિ આગ્રહ છે તે જોઇ એ વિદ્યા વિષે તને કહેવાની મને ફરજ પડે છે. માટે સાંભળ 'મહા પ્રતાપશાળી શ્રી પાર્શ્વનાથ મહારાજની દૃષ્ટિ સમીપ સર્વે સુલક્ષણ સહિત મહાસતિ પદ્મિની સ્ત્રી, દિવ્ય ઔષધિના રસથી શુદ્ધ કરેલા પારાનું ખલમાં મર્દન કરે તો તેથી કોટીવેધી રસ ઉત્પન્ન થાય. આ વચન સાંભળી નાગાર્જુન પૂર્વે કહેલી વસ્તુઓ મેળવવાના પ્રયત્નમાં સાવધ થયો, નાગાર્જુને પ્રથમ પોતાના વાસુકી નાગ નામના પિતાની આરાધના કરી. તેમને પૂછ્યું કે હે પિતાજી! મહા પ્રતાપશાળી

શ્રી પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા ક્યાંથી પ્રાપ્ત થશે ? વાસુકી નાગે (નીચે પ્રમાણેની કાંતિપુર નગરમાં પ્રતિમા છે ત્યાં સુધીની હકીકત કહી)[૧] કાંતિપુર નગરમાં એ પ્રતિમાં છે એમ જણાવ્યું.

[૨]'અસલ દ્વારકામાં સમુદ્રવિજય નામના રાજાએ શ્રી નેમિનાથ તિર્થંકરના મુખથી મહા પ્રતાપશાળી શ્રી પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાનું વર્ણન સાંભળી પોતાના કરાવેલા અનુપમ રત્નજડિત પ્રાસાદમાં તે સ્થાપન કરેલી હતી. તે દ્વારકા જળમય થવાથી સમુદ્રમાં તે પ્રતિમા બુડેલી હતી.

કાળાન્તરે એવો બનાવ બન્યો કે કાન્તિપુરમાં રહેનાર ધનપતિ નામના એક શેઠનું વહાણ વ્યાપારાર્થે સમુદ્ર માર્ગે આવતાં તે સ્થળ આગળ અટકી પડ્યું. વર્ષા ઋતુની શરૂઆત હોવાથી પળે પળે વિજળીના થતા ચમકારા, વાદળામાં થતી મેઘ ગર્જના, જોરથી પવનનું ફુંકાવું, તથા સમુદ્રમાં પ્રચંડ મોજાંનું ઉછળવું અને આવા ભયંકર સમયે અંધકારમાં વહાણનું સમુદ્રમાં અટકી જવું વગેરે અકથ્ય ભયભીત બનાવોથી ધનપતિ શેઠ દિગ્મુઢ જેવા બની ગયા. પણ દેવકૃપાએ પાછા શુદ્ધિમાં આવી વહાણ અટકી પડવાના કારણની શોધ કરાવવા લાગ્યા. અંતે મહાકષ્ટે માલમ પડયું કે જળમધ્યે શ્રી પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા છે.[૩] પણ દેવતાની ઇચ્છા જાણ્યા વગર સ્થાન ભ્રષ્ટ કરવાથી સુખનો જીવ દુઃખમાં આવી પડે છે. તેથી શેઠે સ્થાન ભ્રષ્ટ કરવામાં શ્રી પાર્શ્વનાથજીની પ્રસન્નતા જાણવાને માટે મનમાં વિચાર કર્યો કે સુતરના તારથી જો મૂર્તિ ઉંચકાઇ બહાર આવે તો સ્થાન ભ્રષ્ટ કરવામાં એમની ઇચ્છા છે એમ સમજવું આ વિચારની મન ઉપર અસર થવાથી તેજ વખતે અંતઃકરણ પૂર્વક સ્તુતિ કરી. સુતરના સાત તાંતણા એકઠા

૧ ત્યારે તેણે કહ્યું કે આ સ્થળે ત્રણ પ્રતિમાઓ રહેલી છે. તે કઢાવીને તું લઇ જા. ધનેશે તે પ્રતિમાઓ કઢાવી અને સાથે લીધી. તેમાંની એક **ચારૂપ** ગામમાં, બીજી **પાટણ**માં આમલીના ઝાડ નીચે અરિષ્ટ નેમિના મંદિરમાં અને ત્રીજી **સેઢી** નદીના કાંઠે આવેલા **સ્તંભનક** ગામમાં એમ ત્રણ સ્થળે પધરાવી (પ્રા. જૈ. લે. સં. ભા. ૨ જો પૃ. ૧૨૨)

૨ પ્રબંધ ચિંતામણિમાંથી.

૩ 'પ્રભાવક ચરિત્ર' ના અભયદેવસૂરિ પ્રબંધમાં (૧૩૮-૧૪૨) વર્ણન છે કે ધનદનાં વહાણ સમુદ્રમાં અટક્યાં ત્યારે શ્રાવકે દેવતાની સ્તુતિ કરી.

કરી તેનાથી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાને જળ બહાર કાઢી તે વખતે દેવકૃપાએ તે મૂર્તિના અધિષ્ઠાતાનો અભિપ્રાય માલમ પડવાથી તે શેઠે સ્વજન્મભૂમિ કાંતિપુરમાં અતિ ખરચે કારીગરીથી ભરપુર એવું મહા દેવાલય બંધાવી મોટી ધામધુમથી શ્રી પાર્શ્વનાથની સ્થાપના કરી.

નાગાર્જુન યોગી કપટી સેવક થઇ કાંતિપુરમાં જઈ કેટલોક કાળ રહી પૂજારીનો વિશ્વાસ મેળવી એક રાત્રે તે મહાતેજસ્વી પ્રતિમાને અદ્ધર ઉપાડી ચાલતા થયા; અને શેઢી નદીને કાંઠે નિર્ભય સ્થાન ખોલી ત્યાં નિવાસ કર્યો.

શ્રી પાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા ગ્રહણ કરી લાવવામાં નાગાર્જુન ફતેહ પામ્યા પણ એટલામાં પતે એમ ન હતું. હજી પદ્મિની સ્ત્રી મળ્યા વગર કોટીવેધી રસસિદ્ધ કરવાનું કામ થઈ શકતું નહતું, માટે તેની શોધમાં નીકળ્યા. ઘણી શોધને અંતે તેમને ખબર મળી કે પતિષ્ઠાનપૂર (પૈઠણ) ના રાજા શાલિવાહની સ્ત્રી ચંદ્રલેખા. પદ્મિની સ્ત્રી છે. એટલે નાગાર્જુન રાજાને ત્યાં નોકર રહ્યા અને કેટલેક દિવસે લાગ જોઇ એક રાત્રે નાગાર્જુને રાણી ચંદ્રલેખાનું હરણ કર્યું. અદ્ધર ઉંચકી આકાશ માર્ગે શેઢી નદીને કાંઠે આવ્યા. રાણી ભયભીત થઈ. પરંતુ તેને ખરેખરી હકીકત સમજાવી અને આ હકીકત કોઇને જાણ ન કરવાની ધમકી આપી. આ પ્રમાણે તે રાણીને ત્યાં લાવે અને દિવસ થતાં અગાઉ રાજગૃહમાં મૂકી આવે. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી એ રાજરાણીના હાથે નાગાર્જુને કોટીવેધી રસ સિદ્ધ કરવાને પારાનું સ્તંભન કર્યું. તે જગા આજ સ્તંભનકપુર નામથી ઓળખાય છે.

## અભયદેવસૂરિ અને શ્રી પાર્શ્વનાથ.

મહા પ્રભાવિક પાર્શ્વનાથની પ્રતિમા સેઢી નદીને કાંઠે ખાખરાના વનમાં મુખ માત્ર દેખાય એમ પૃથ્વીમાં સમાયલી હતી. કેટલોક સમય વ્યતીત થયા પછી મહાન આચાર્ય અભયદેવસૂરિ ફરતા ફરતા ગુજરાતમાં આવ્યા. (એ આચાર્ય સં. ૧૧૧૮ માં જન્મ્યા હતા (?) અને સંવત ૧૧૬૭ માં કાળ ધર્મ પામ્યા.) અત્યાર સુધી બે અંગ પર ટીકા થયેલી હતી અને બાકીના નવ અંગ પર ટીકા કરવાનું બાકી હતું. એક વખતે મધ્યરાત્રીએ શાસનદેવી પ્રગટ થઈ તેમને એ સંબંધી હકીકત કહી. સૂરિજી જરા ગુંચાવાયા. શાસનદેવીએ તેમને

ગુંચવાયલા સુતરનાં નવ કોકડાં આપ્યા. સૂરિજીએ તે ઉકેલ્યાં; આથી શાસનદેવી પ્રસન્ન થયાં અને તેમને નવ અંગની ટીકા કરવાનું કહ્યું છ માસ સુધી આંબેલ વ્રત કરી મહા કઠણ પ્રયોગ વડે નવ અંગની ટીકા કરી. આ પ્રસંગે શરીરમાં રોગ ઉત્પન્ન થયો હતો. તેનાથી તે બહુ હેરાન થતા હતા તે રોગ મટાડવાને પાતાળવાસી ધરણેંદ્રદેવે ધોળા સર્પનું રૂપ ધારણ કરી તેમની પાસે આવી જીભ વડે શરીર ચાટી રોગમુક્ત કર્યા. પછી તેમના ઉપદેશથી સર્વ સંઘને એકઠો કરી જે જગાએ વનમાં પાર્શ્વનાથની પ્રતિમા હતી ત્યાં ગયા. તે પ્રતિમા ઉપર એક ગાય આવી પોતાનું દૂધ વરસતી હતી. એ એંધાણીવાળી જગાએ અભયદેવસૂરિ ગયા અને નીચે પ્રમાણેનું 'જયતિહૂયણ' નામે બત્રીસ ગાથાનું સ્તોત્ર કરી શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી. દેવતાની આજ્ઞાથી બે ગાથા ગુપ્ત રહી. સંઘમાં જયજયકાર થઈ રહ્યો.

[1]जयतिहुयण वरकप्प रुक्ख जयजिण धन्नंतरि।
जयतिहुयण कल्लाण कोस दुरियक्करि केंसरि॥
तिहुयण जण अविलंघियाण मुक्तय सामिय।
कुणमु सुहाइं जिणेस ! पास थंभणयपुरट्ठिय ॥१॥

"હે ત્રિભુવનવિષે શ્રેષ્ઠ કલ્પવૃક્ષ! જયપામો; ધનવંતરી રૂપજિન જયવંતા રહો. ત્રિભુવનના કલ્યાણના કોશ ભંડાર, દુરિત રૂપી હાથીને કેસરી-સિંહ એવાની જય હો! જેની આજ્ઞા ત્રિભુવનના લોકોએ ઉલ્લંઘી નથી એવા, ત્રણ ભુવનના સ્વામી સ્થંભનક નગરમાં રહેલા પાર્શ્વ જિનેશ્વર! સુખી કરો—અમોને સુખી કરો."

## શ્રી સ્તંભન પાર્શ્વનાથનું શ્રી સ્તંભનતીર્થ (ખંભાત) માં પધારવું.

ઉપર જણાવેલા સ્તંભનકપુર કે જેને હાલ થાંભણા કહે છે અને જે ખેડા જિલ્લાના આણંદ તાલુકાના ઉમરેઠ ગામની પાસે શેઢી નદીના કાંઠે આવેલું છે. ત્યાં શ્રી પાર્શ્વનાથ ઘણો વખત રહ્યા. કેટલાક વિદ્વાનો 'સ્તંભનક' અને 'સ્તંભતીર્થ' બંને એકજ

૧ વીર સં. ૧૫૯૦ વિ. સં. ૧૧૨૦ માં શ્રી નવાંગ સૂત્રોની ટીકા બનાવી હતી. શ્રી અભયદેવસૂરિ કપડવંજમાં વિ સં. ૧૧૬૭ માં કાળ કરીને દેવલોક ગયા. 'ગચ્છમતપ્રબંધ' પુ પ્રચ્છિન્ન પૃ. ૨૩૫

(ખંભાત) સમજે છે તે ભૂલ છે. આ મૂર્તિને પાછળથી 'સ્તંભનક' માંથી સ્તંભતીર્થ લાવ્યા તેથી તે વાત ઘોટાળો ઉત્પન્ન કરે છે. વર્તમાનમાં સ્તંભનક પાર્શ્વનાથ ખંભાતમાં છે. મેરૂતુંગસૂરિએ[1] વિ. સં. ૧૪૧૩ માં "**स्तंभनाथचरित**" નામનો એક ગ્રંથ બનાવ્યો છે કે જે ફક્ત પાટણના એક ભંડારમાં સંપૂર્ણ રૂપે વિદ્યમાન છે. તેમાં જણાવ્યું છે કે **सं. १३६८ वर्षे इदंचाबिंबं श्री स्तंभतीर्थे समायात्**—સં. ૧૩૬૮ માં આ સ્તંભનક પાર્શ્વનાથનું બિંબ સ્તંભતીર્થ (ખંભાત)માં આવ્યું છે.

વસ્તુપાળના વખતમાં (સંવત ૧૨૭૬) આ સ્તંભનક પાર્શ્વનાથની પ્રતિમા મૂળસ્થાન સ્તંભનકપુરમાંજ હતી. અને ત્યાંજ તે મહામંત્રીયે મંદિર બંધાવ્યું હતું.[2]

## ૩ જૈન તીર્થક્ષેત્ર—ખંભાત.

"થંભણુ તીરથ મહીમા ઘણો, ભાવે ભવિકા ભકતે સુણો"

( પ્રા. તી. માળા. )

જ્યાં આગળ અનેક પ્રભાવશાળી પ્રતિમાઓ છે. જ્યાં મહોલ્લે મહોલ્લે સુમનોહર દેવપ્રસાદો છે; જ્યાં પ્રતિવર્ષે આચાર્યો, સાધુઓ, સાધ્વીઓ પધારતાં અહિંસા, દયા, પરોપકાર અને ધર્મનાં અનેક કાર્ય થતાં; એવી પવિત્ર ભૂમિના સ્થાન ખંભાતને તીર્થક્ષેત્ર તરીકે ગણવામાં આવ્યું છે, 'સ્તંભનપાર્શ્વનાથ જેને કવિઓએ 'થંભણ' પાર્શ્વનાથ' નામથી વર્ણવ્યા છે તેજ આ જૈન તીર્થક્ષેત્રના અધીષ્ટ દેવતા છે. એ દેવનો મહિમાવંત ઇતિહાસ જુદા પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

૧ વિદ્વાન પંડિત જિનવિજયજી પોતાના પ્રા. જૈ. લે. ભા ૨ જામાં પૃ. ૭૧ નીચે ટીપ આપી છે.

૨ महं० श्री तेजपालेनच शत्रुंजयार्बुदाचल प्रभृति महातीर्थेषु श्रीमदणहिल्लपुर, भृगुपुर **स्तम्भनकपुर** स्तम्भतीर्थ दर्भवती धवलक्क प्रमुख नगरेषु तथा अन्य समस्त स्थानेष्वपि कोटिशोऽभिनव, धर्मस्थानानि प्रभूत जीर्णोद्धाराश्च कारिताः ગિરનાર પ્રશસ્તિ. પ્રા. જૈ. લે. સં. ભા. ૨ જો પૃ. ૫૪

સં. ૧૩૬૮માં શ્રી સ્તંભનપાર્શ્વનાથની પવિત્ર પ્રતિમાજીસ્તંભનતીર્થમાં પધાર્યા ત્યારથી સ્તંભતીર્થ વિશેષ તીર્થક્ષેત્ર તરીકે વર્ણવ્યું છે, તે અગાઉની હકીકત ઉપલબ્ધ થઇ શકી નથી.

વિ. સં. ૧૩૩૪ માં રચાયેલ "પ્રભાવક ચરિત્ર' લખે છે કે—

तृतीयास्तंभनग्रामे सेटिका तटिनी तटे ।
ततः स्तंभनकाभिरव्यस्तेन ग्रामो निवेशित. । १४५
(अभयदेवसूरि प्रबंध)

(વિશ્વકર્માએ નિર્મિત ત્રણ મૂર્તિમાંની) ત્રીજી સેટિકા (શેઢી) નદીના તટ ઉપર સ્તંભન ગ્રામમાં છે. ત્યાર પછી તેણે (નાગાર્જુને) સ્તંભનક નામે ગામ વસાવ્યું. વિ. સં. ૧૩૬૧ માં રચાયલા '**પ્રબંધચિંતામણિ**' માં મેરૂતુંગ જણાવે છે કે । सेडीतटिन्यास्तटे तदेव विन्यस्य...यत्र सरसः स्तंभित स्तत्र स्तंभनकाभिधानं श्री पार्श्वनाम **तीर्थम**। સેઢી નદીના તટે તેજ (પાર્શ્વનાથ મૂર્તિને) મૂકીને જ્યાં તે રસ (પારો) બંધાયો ત્યાં **स्तंभनक** નામે શ્રી પાર્શ્વનાથનું **તીર્થ** થયું. એ સિદ્ધરસનો લાભ નાગાર્જુન લઇ ન શકયા અને તે પાર્શ્વનાથની દિવ્યમૂર્તિ કાલે કરી ભૂમિગત થઇ કેવળ વદન માત્ર બહાર રહી અને શતકો પર્યંત એ ચમત્કારી બિંબ અપૂજિત રહ્યું. અને તેને જોડાયલું નગર પણ અપ્રસિદ્ધ થઇ ગયું.

**नवांगवृत्तिकार** અભયદેવસૂરિ (વિ. સં. ૧૦૮૮-૧૧૩૫?) રોગથી પીડીત થતા હતા. તેમાંથી એ મૂર્તિના પ્રભાવથી મુક્ત થયા. તેમણે એ મૂર્તિ શોધી કાઢી તેની પ્રતિષ્ઠા કરી (સં. ૧૧૧૧)

આ પવિત્ર 'સ્તંભન પાર્શ્વનાથ' ખંભાતમાં આવ્યા પછી તેમની યાત્રા કરવા હજારો ધનાઢયો, યાત્રાળુઓ, સાધુઓ, સાધ્વીઓ આવતાં તેમણે આ તીર્થભૂમિની તથા શ્રી પાર્શ્વનાથની ઘણી ગાથાઓ ગાઇ છે.

વિ. સં. ૧૪૯૯ માં વિદ્યમાન પંડિત મેઘે 'તીર્થમાલા' રચી છે. તેમાં તે ગાય છે કે—

"**ખંભનયર** તિરથ હિ ભણઉ, સકળ સામિશ્રી છઇ **થાંભણઉ**,
ધણુદત્તતણાં પરહુણ જે હુના, સમુદ્રમાહિ રાખિયાં બુડતાં. ૮
ધણદત્ત સાહ સપનંતર લહઇ, સાસણતણી દેવિ ઇમ કહઇ,
ત્રેવીસમઉ દેવ માનિ ધરે કુસલ ખેમિ પરહુણ જાય ધરે. ૯

મંગલોર હુંતઉ સાંચરિઉં, ખંભનયર સોપારઇ ફિરિયાં,
પૂજ્યા સકલ સામિ થંભણા, અજી મનોરથ છઇમનિ ઘણા" ૧૦
(પ્રા. તી. ભા. ૧ લો પૃ ૪૮)

વિ. સં. ૧૬૬૭ માં શ્રી **શાંતિકુશલે** 'ગોડીપાર્શ્વનાથ સ્તવન' રચ્યું છે તેમાં તે કવે છે કે—

"**થંભણપાસ** ત્રંબાવતી ના કોડે તું મૃત કલોલ,
સરસફણો નઇ સાંમલો, પાસ પરગટ હો તું કુંકુમરોલ." ૭
(પ્રા. તી. ભા. ૧ લો પૃ. ૧૯૮)

વિ. સં. ૧૭૨૧ માં ખંભાતની યાત્રા કરનાર ઉપાધ્યાય **મેઘવિજય** 'શ્રી પાર્શ્વનાથ નામ માલા' માં દર્શાવે છે કે—

'જિનવર **થંભણપાસ** લોડણુ છોડઇ ભવપાસ' ૧૦
× × × ×
કંસારી જિન એ ચાંણુસમો ધન એ........૧૨
(પ્રા. તી. ભા. ૧ લો પૃ. ૧૫૦)

વિ. સં. ૧૭૨૩ થી ૩૮ સુધીમાં જૈન તીર્થોની યાત્રા કરનાર પંડિત **શિલવિજયજી** ખંભાતની તીર્થયાત્રાએ આવ્યા હતા. અને તેમણે પોતાની તીર્થમાળામાં ખંભાતનું વર્ણન આ પ્રમાણે કર્યું છે.

"**મહી**સાગર ઉતરીએ પાર, આવ્યા **ત્રંબાવટી** મોઝાર,
**થંભણ તીરથ** મહીમા ઘણો, ભાવે ભવિકા ભકતે સુણો.
વહાણુ થંભ્યા સાગર મધ્ય સાગરદત્ત શેઠ તિહાં લધ્ય,
કુશળે આવ્યા મહોત્સવ કરી, થંભણ પાસજી નામે ધરી.
પ્રભુજી પામ્યા પુણ્ય સંયોગ, અભયદેવનો ટાળ્યો રોગ,
ઘણાં વર્ષ વળી ભૂતળે રહી, ગોક્ષીર ઝર્યાથી પ્રગટજ થઇ."
(પ્રા. તી. ભા. ૧ લો પૃ. ૧૨૨)

વિ. સં. ૧૭૫૦માં ખંભાતની યાત્રા કરનાર શ્રી **સોભાગ્યવિજય** પોતાની તીર્થમાળામાં કથે છે કે—

"સઘળે ગામે જૂહારીયે, દુષ વારિયેરે, પૂજી પ્રભુજીના પાય
દેહરે ને દેહરાસરે બિંબ પરેંરે, વંદુ ખંભાયત આય,
**થંભણપાસ** જૂહારીયે ચિત્તધારીયે રે કંસારીપાસ નામ."
(પ્રા. તી. ભા. ૧ લો પૃ. ૯૭)



શ્રી સ્થંભન પાર્શ્વનાથ જિનાલય–ખારવાડો.

શ્રી મહાવીર પ્રી. વર્કસ મુંબઈ, ૩

વિ. સં. ૧૮૮૯માં પંડિત રત્નકુશલે 'પાર્શ્વનાથ સંખ્યાસ્તવન' રચ્યું છે. તેમાં તે જણાવે છે કે—

"થંભણપાસ જિણેસર સાચું -સુરતરૂ રે અડવડિઆં આધાર
ભીડભંજન પાસ ભીડભંજન જિન નમો રે ટાલે રોગ પ્રચાર–"
(પ્રા. તી. ભા. ૧ લો પૃ. ૧૬૯.)

સત્તરમા શતકનો ખંભાતનો મહાકવિ ઋષભદાસ શ્રી હીરવિજયસૂરિ રાસમાં જણાવે છે કે પોતે આઠ યાત્રા કરી. યાત્રાના સ્થળો ગણાવતાં તેમાં 'ખંભનગર' ને પણ ગણાવ્યું છે. સં. ૧૭૦૧ માં મતિસાગરે 'ખંભાતન્ત તીર્થમાળા' બનાવી છે. મુનિજ્ઞાનવિજયે પોતાના 'જૈન તીર્થોનો ઇતિહાસ' માં ખંભાતને જૈનતીર્થ તરીકે ગણ્યું છે[1] અને શ્રીસ્તંભન પાર્શ્વનાથનો ટુંક હેવાલ જણાવ્યો છે. વિદ્યાસાગર ન્યાયરત્ન મહારાજ શાંતિવિજયજી પોતાના રચેલા "કિતાબ જૈન તીર્થ ગાઇડ" નામના હિંદી પુસ્તકમાં કહે છે કે[2] "હમને ખંભાત શહર દેખા હૈ, યાત્રીયોંકો ઠહરને કે લીયે ધર્મશાલા બની હુઇ હૈ, કોઇ તકલીફ ન હોગી. જૈન શ્વેતાંબર શ્રાવકોંકી આબાદી ઓર કઈ બડેબડે જૈન મંદિર યહાં પર મોજૂદ હૈ. જિસમે સ્થંભન પાર્શ્વનાથજીકા મંદિર નામી હે, મુનિજનો કે લીયે મકાન–ઓર જૈન પુસ્તકાલય યહાં બહુત બડા હૈ, × × × × લકડી ઔર પત્થરકા કામ યહાંકા મુલ્કો મેં મશહૂર હૈ.–" વગેરે.

આ પ્રમાણે ખંભાત જૈનોનું પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર હોવાથી વર્તમાન કાળમાં હિંદુસ્તાનની મુસાફરીએ–યાત્રા નિમિત્તે–નીકળતી સ્પેશિયલ ટ્રેનો પૈકી ખાસ જૈન યાત્રાળુઓ માટે નીકળેલી. એક સ્પેશિઅલ ટ્રેન સંવત ૧૯૯૩-૯૪માં ખંભાત આવેલી. ખંભાતના જૈન ભાઇઓએ તે યાત્રાળુઓ પ્રત્યે સારો ગૃહસ્થ ધર્મ બજાવેલો અને ખંભાતના પ્રાચીન ગૌરવમાં સારી અભિવૃદ્ધિ કરી હતી.

---

૧ પૃ. ૪૪.
૨ તેઓ સને ૧૮૯૧ માં ખંભાત આવેલા હતા.

ખંભાત ચૈત્ય પરિપાટી.

"ખંભનયરિ જિનભવન અછઇ, તિહાં ચૈત્ય પ્રવાડ"

(ડુંગર રચિત ચૈ. પ.)

પ્રાચીનકાળમાં ખંભાતમાં કેટલા જૈન ચૈત્યો હશે તે જાણવા પુરતું સાધન મળતું નથી; પરંતુ કેટલાક કવિઓએ ચૈત્યપરિપાટીઓ રચી છે, તે ઉપરથી તેનો ખ્યાલ આવશે.

વિક્રમના સોળમાં સૈકામાં ખંભાતમાં નીચેનાં ચૈત્યો હતાં. **ડુંગર નામે એક શ્રાવકે** "ખંભાયત ચૈત્ય પરિપાટી" લગભગ સોળમી સદીમાં બનાવી છે તે નીચે[1] આપી છે.

સરસતિ સામિણિ કરઉ પસાઉ મઝ એ કરહાડે,
ખંભનયરિ જિનભવન અછઇ, તિહાં ચૈત્ય પ્રવાડે,
થંભણપુરનઉ પાસ આસ ભવિયણ જિણ પૂરઇ,
સેવક જન સાધાર સાર, સંકટ સવિ ચુરઇ, ૧
જસ લંછણિ ધરણિંદ ઇંદ પુમાવઇ સહીઅ,
તિહાં મૂરતિ અનાદિ આદિ તે કુણહિં ન કહીઅ;
**ઉદ્દાવસહી** ત્રિહુ બારિ **શ્રી પાસ** જિણેસર,
જિમણઇ ગમઇ **શ્રી જીરાઉલઉ** પણમી પરમેશ્વર. ૨
ત્રિહુદેહરે **શ્રી આદિનાથ** વંદવા જાઉ,
તે પ્રણમી **શ્રી મુનિસુવ્રત** વીસમું આરાહુ,
**ધરમ** જિણેસર ધરમ કાજિ ધનવંત આરાહઇ,
આદીસર વડુઆતણઉ એ ગુરૂઆ ગુણ ગાઇં. ૩
કોલ્હા વસહી પાસનાહ અતિ ઉંચઇ દેહરઇ,
આદિજિણેસર વંદીઇએ થાનકિ ભાવઠ હરઇ,
સુહુડા સાહનઇ **આદિનાથ** મનવાંછિત દેસિઇ,
**થિરાવસઇ શ્રીશાંતિનાથ** સંઘ શાંતિ કરેસિઇ. ૪

---

૧ 'જૈન યુગ' પુ. ૧, અંક ૯ પૃ. ૪૨૮ ઉપર ટીપમાં જણાવ્યું છે કે રત્નાકર ગચ્છના આચાર્ય શ્રી હેમચંદ્ર (જેનો પ્રતિમા લેખ સં. ૧૪૨૯ નો મળે છે) ના શિષ્ય જિનતિલકસૂરિએ બનાવેલ ચૈત્ય પરિપાટી સ્તવનમાં જણાવ્યું છે કે—

"ખંભાયતિ થંભણાધીશ દેવ, જાણું નિતુ નિતુ હું કરૂં સેવ,
સખિ ચાલિન ચૈત્ર પ્રવાડિ હેવ, **છત્રીસ** દેવલાં વાંદિ દેવ"

પ્રથમ તીર્થંકર પૂજીયઈ પીતલમઇ પામી,
સેઠિ તણુઈ પાડઇ અછઇ શ્રી અજિતજી સ્વામી,
ધનઈ સાહિ કરાવીઉં અતિ થાનક રૂડું,
શ્રી મહાવીર તિહાં વસઇએ નવિ બોલઉ કૂડઉં. ૫
અષ્ટાપદિ ચઉવીસ જિણ વસીઆ મનિ મોરઇ,
વર્દ્ધમાન જિન પેખીયઇએ, છઇ જિમણુઇ ઓરઇ,
બપ્પભટ્ટિસૂરિ આણીઉએ વજ્રમઇ નેમિ નાહો,
આમરાય પ્રતિબોધીઉએ મનિ હુઉ ઉત્સાહો. ૬
વડુ પાસ હિવ પામીયઇએ મનિ મુગતિ તિહાંલઈ,
પ્રથમ તીર્થંકર પૂજીઇએ પૂનમીઈ દેવાલઇ,
પંક્ષીવાલિ ગુરિ થાપીઉએ આઠમઉ તીર્થંકર,
ખારૂઆવાડઈ પણમીઇએ તિહાં શ્રી સીમંધર. ૭
મૂંજા સંઘવી દેહરઇએ આદિસર જાણુઉં,
રાજહંસ પંચ્યા તણુઇએ શ્રી પાસ વખાણું,
મલ્લિનાથ મનિ માહરઇએ આણંદ દિવારઈ,
અરિઠ નેમિ જિણેસરઇએ દૂતર તે તારઈ. ૮
ભુંહિરા માંહિ જઈ નમું એ ગુરૂઓ આદિનાથો,
વીરાજેણેસર વીનવઉં એ અમ્હિ હૂઆ સનાથો,
નાઇલ ગચ્છિ શ્રીસુમતિનાથ અમ્હિ સુમતિજ માગઉં,
ચીરોધાનઈ આદિનાથ તિહાં ચરણે લાગઉ. ૯
સુહુર વસહીઅ પાસનાહ પ્રભ પ્રત્યાસારો,
ખરતર વસહી અજિતનાથ સેવક સાધારો,
આલિગવસહી આદિનાથ સામલ મન મૂરતિ,
સુરતાંણુપુરિ શ્રી શાંતિનાથ પ્રભઆશા પૂરઈ. ૧૦
સાલવીવાડઈ પાસનાહ જિન પૂજા કીજઈ,
પીરોજપુરી શ્રી સુમતિનાથ પણમી ફલ લીજઈ,
મહમ્મદપુરિ શ્રી આદિનાથ અનાદિ આરાધઉં,
સુફ્લેપુરિ શ્રી શાંતિનાથ મહામંત્રિઇં સાધુ. ૧૧
પ્રથમ તીર્થંકર સાલવઇએ મનસુદ્ધિ પૂજીજઈ,
ભવીયણુ જિણુ સવિ સિદ્ધિ વૃદ્ધ સુખસંપદ પૂજાઈ,
એવું કારઇ અછઇ ચૈત્ય સાત્રીસ મનોહર,
એવર દેવાલા ગણુઉં પાંચ કહીઇં દિગંબર. ૧૨

થાનિક ખઇઠા જે ભણુઈ મતિ આણિ ઠાણિ,
પણુમ્યાનઉ ફ્લ પામિસિ એ મન નિશ્ચઉ જાણુઇ,
મન વંછિત ફ્લ પૂરિસિએ થંભણુપુર પાસો,
ડુંગર ભણુઈ ભવિઅણુતણી જિહાં પુંચઇ આસો. ૧૩

ઉપરની ચૈત્ય પરિપાટીમાં નીચેનાં સ્થળોએ દર્શાવેલા સ્થાનમાં તેની સામે દર્શાવેલા દેવનું મંદિર હતું.

| | |
|---|---|
| ૧ ઉદ્દાવસહી[1] | સ્થંભણુજી |
| ૨ કોલ્હા વસહી | પાર્શ્વનાથ |
| ૩ થિરાવસહી | શાંતિનાથ |
| ૪ શેઠિપાડો | અજિતનાથ પ્રભુ |
| ૫ ધનઇશાહકૃત | મહાવીર, અષ્ટાપદજીનું દહેરૂં (ચોવીસજીન) |
| ૬ બપ્પભટ્ટસૂરિએથી આણુએલા | નેમિનાથ |
| ૭ પૂનમીઇ દેહરે | આદિનાથ, પલ્લવાલી (ચંદ્રપ્રભ) |
| ૮ ખારવાડામાં | સીમંધર |
| ૯ મૂંજા સંઘવીને દેહરે | આદિશ્વર |
| ૧૦ રાજહંસ પંડ્યાની ખડકીએ | (પાસજીન, મલ્લિનાથ અને અરિષ્ટનેમિ) |
| ૧૧ ભોંયરામાં | આદિનાથ |
| ૧૨ સુહુરવસહી | પાર્શ્વનાથ |
| ૧૩ ખરતરવસહી | અજિતનાથ |
| ૧૪ આલિગવસહી | આદિનાથ |
| ૧૫ સુરતાણુ પૂરિમાં | શાંતિનાથ |
| ૧૬ શાળવી વાડામાં | પાર્શ્વનાથ |
| ૧૭ પીરોજ પૂરિમાં | સુમતિનાથ |
| ૧૮ મહમદ પૂરિમાં | આદિનાથ |

૧ વસહિ-(જૈનમંદિર) જે સંસ્કૃત (વસથિ) ઉપરથી થયું છે. મુનિજિનવિજયજી.



શ્રી સીમંધરસ્વામી—ખારવાડો.



શ્રી મહાવીરસ્વામી
( મહાલક્ષ્મી માતાની પોળ )



શ્રી કંસારી પાર્શ્વનાથ—ખારવાડો.



શ્રી સુખસાગર પાર્શ્વનાથ—ખારવાડો.

મહાવીર પ્રી. વર્ક્સ, ધનજી સ્ટ્રીટ, મુંબઇ ૩.

## ૪—વર્તમાન જૈન મંદિરો.

"નયરી ત્રંબાવતી જાણઇ, અલકાપુરી સમાન,
દેવભુવન શોભઇ ભલાં, જાણું હો ઇંદ્ર વિમાન."
(અગડદત્તરાસ વિ. સં. ૧૬૮૫)

### ચોકસીની પોળ.

૧ **શ્રી વિમળનાથનું દહેરૂં:**—આ દહેરૂં લાંબી ઓટીથી સહેજ આગળ જતાં રસ્તા ઉપર આવેલું છે તે શિખરબંધી છે. પહેલાં તેમાં ચોમુખજી હતા; પણ હાલ તેમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો છે. અહીં કેટલીક પ્રતિમાં ઘણીજ પ્રાચીન છે.

૨ **શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ જીનાલય:**—આ દહેરૂં પત્થરથી બંધાયલું છે. તેમાં સં. ૧૨૦૫ થી સં. ૧૫૭૩ સુધીની લગભગ ૨૬ ઉપરાંત પ્રતિમાઓ છે.

૩ **શ્રી મનમોહન પાર્શ્વનાથ:**—ઉપરના જિનાલયની પાસેજ આવ્યું છે. અહીં સ્વચ્છતા ઘણી સારી રહે છે. આ જિનાલયમાં સં. ૧૩૮૮ ખેતાના શ્રેયાર્થે મં રાણાકે શ્રી પાર્શ્વનાથ પ્રતિમા કરાવી છે. સં. ૧૩૪૪ માં શ્રી આદિનાથ, સં. ૧૪૯૯ શ્રી વિમલનાથ, સં. ૧૫૧૯ માં શ્રી ધર્મનાથ વગેરે બિંબ ભરાયલાં અહીં છે.

૪ **શ્રી શ્રેયાંસનાથ જિનાલય:**—આ જિનાલય પરબડીની નજીક છે.

૫ **શ્રી મહાવીર જિનાલય:**—શ્રી મહાલક્ષ્મી માતાની પોળમાં શ્રી માતાજીના મંદિરની સાથે પૂર્વાભિમુખનું આવેલું છે. નવીન વર્ષમાં પ્રથમ પૂજા આ દહેરે થાય છે. કારતકી પૂર્ણિમાએ બંધાતો શત્રુંજયનો પટ અહીં જ રહે છે.

૬ **શ્રી શાંતિનાથ જિનાલય:**—આ દહેરૂં બહુ મોટું નથી. તેનો જીર્ણોદ્ધાર સં. ૧૯૮૧ માં થયો છે. અહીં ૨૦ ઉપરાંત પ્રતિમાઓ છે.

### અલીંગ.

૭ **શ્રી મુનિસુવ્રત જિનાલય:**—આ જિનાલયમાં સં. ૧૪૯૨ ની સાલની પ્રતિમા છે. તે સિવાય બીજી ૮ મૂર્તિઓ સોળમા સૈકાની છે. એક સં. ૧૬૬૨ ની શ્રી ચંદ્રપ્રભસ્વામિની છે ને જેની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિએ કરાવી છે.

## લાડવાડો.

૮ **શ્રી અભિનંદન જિનાલય:**—આ મેડીનું દહેરૂં કહેવાય છે. તેમાં સં. ૧૫૧૫ની શ્રી સંભવનાથની તથા સં. ૧૬૭૭ની શ્રી અનંતનાથની તથા ઇલાહી વર્ષ ૪૧ ની શ્રી શાંતિનાથની મૂર્તિઓ છે.

## ખારવાડો.

૯ **શ્રી અનંતનાથ જિનાલય:**—આ જિનાલયમાં તેરમા ચૌદમા સૈકાની મૂર્તિઓ છે.

૧૦ **શ્રી કંસારી પાર્શ્વનાથ:**—ખંભાતથી ઇશાન કોણમાં આશરે એક માઇલને છેટે એક નાનું ગામ છે તેને કંસારી કહે છે. હાલ ત્યાં જૈનોની વસ્તી નથી તેમ જૈન દેરાસરો નથી; પણ પહેલાં સત્તરમા સૈકામાં ત્યાં જૈન દેરાસરો હતાં. ખંભાતના કવિ ઋષભદાસે ચૈત્યપરિપાટી બનાવી છે તેમાં તે કથે છે કેઃ—

"**ભીડિભંજણ** જિન પૂજવા; કંસારીપુરમાંહિ જઈઈ,
બાવીશ બ્યંબ તિહાં નમી, ભાવિક જીવ નિર્મળ થઇઇ,
બીજઇ દેહરઈ જઈ નમું, સ્વામિ રૂષભ જિણંદ,
સતાવીસ બ્યંબ પ્રણમતા, સુપુરૂષ મનિ આણંદ."

સં. ૧૬૩૯ ની સાલમાં સુધર્મગચ્છના વિજયદેવસૂરિ ખંભાત પધાર્યા હતા, ત્યારે તેઓ કંસારીમાં ત્રણ દિવસ રહ્યા હતા. તેમણે પાર્શ્વનાથનાં દર્શન કર્યાનું મનજી ઋષિએ વિજયદેવસૂરિ રાસમાં લખ્યું છે કે:—

"ગચ્છપતિ પાંગર્યા પરિવારઈ બહુ પરવર્યા
ગુણભર્યા **કંસારીઇ** આવીયા એ."

(ઐ. રા. ભા. ૩ જો પૃ. ૩૧)

સં. ૧૭૦૧ માં રચાયલી તીર્થમાળામાં પણ તેનો નિર્દેશ છે. કંસારીમાંથી એ પાર્શ્વનાથને કઇ સાલમાં ખંભાતમાં આણ્યા તેની સાલ ચોક્કસ મળતી નથી. અહીં આણ્યા પછી તેમનું નામ **કંસારી પાર્શ્વનાથ** પડયું છે. તે અગાઉ તે "ભીડભંજન પાર્શ્વનાથ" નામથી ઓળખાતા.

૧૧ **શ્રીમહાવીરસ્વામિ જિનાલય:**—આ જિનાલયમાં સં. ૧૫૦૯, ૧૫૧૦, ૧૫૨૧, ૧૫૩૧, ૧૫૪૯, ૧૫૭૬ વગેરે સાલોની મૂર્તિઓ છે.

૧૨ **શ્રી મુનિસુવ્રત જિનાલય:**—આ દહેરામાં ચૌદમા સૈકાની શ્રી શાંતિનાથની મૂર્તિઓ છે તથા બીજી પ્રતિમાઓ છે.

૧૩ **શ્રી સ્તંભન પાર્શ્વનાથ જિનાલય:**—આ પુરાતન પાર્શ્વનાથનો ઇતિહાસ આગળ આપવામાં આવ્યો છે. અત્યારે આ દેવાલય તદ્દન નવુંજ બનાવવામાં આવ્યું છે તે ઘણુંજ રમણીય છે. આવી સુંદરતાવાળું, ભવ્ય અને મનોહર જિનાલય ખંભાતમાં બેનમુન છે. સં. ૧૯૮૪ ના ફાગણ સુદ ૩ ને દિવસે શ્રી વિજયનેમિસૂરીશ્વરના હાથે બહુજ ધર્મક્રિયાથી આનંદોત્સવપૂર્વક આ પ્રતિમાને નવીન પ્રાસાદમાં પધરાવવામાં આવ્યાં હતાં. આ ઉત્સવમાં દેશદેશના અનેક ભાવિક શ્રાવકો આવ્યા હતા અને હજારો રૂપીઆ ખરચ કર્યો હતો. તેમાં સુરતવાસી શા. છોટુભાઈ ભગવાનદાસે રૂ. ૧૦૫૦૧) ખર્ચી તે બિંબને ગાદીનશીન કર્યું હતું. આ પ્રતિષ્ઠા સમયે કેટલાંક નવીન ભરાવેલાં બિંબોની અંજનશલાકા થઈ હતી તથા શ્રી **મોરપાર્શ્વનાથ** અને બીજી બાજુ આદીશ્વરજીના બિંબોની સ્થાપના કરવામાં આવી હતી.

આ જિનાલયના જે લેખો છે તેમાં સં. ૧૩૫૯ તથા સં. ૧૩૯૩ ના બે લેખ છે. બાકીના પાંચેક પંદરમા સૈકાના અને બેએક સોળમા સૈકાના છે તથા ઉપર જણાવી ગયા તેમ કેટલીક હાલની પ્રતિમાઓ છે. આ પુસ્તકમાં પરિશિષ્ટમાં આપેલો અલપખાનનો શિલાલેખ અહીં છે.

૧૪ **શ્રી સીમંધરસ્વામિ જિનાલય:**—(મહા વિદેહ વિહરમાન) શ્રી સમંધર સ્વામિનું દેવાલય શ્રી સ્તંભણ પાર્શ્વનાથ જિનાલયની સામે પશ્ચિમાભિમુખે આવેલું છે. માળ ઉપર **પદ્મપ્રભુજી** બિરાજે છે. આ ઉપરાંત અંદર ગભરામાં તાકામાં સ્ફટિક રજતના નાનાં બિંબો છે. વિહરમાન જિનની મૂર્તિ બહુ રમણીય છે.

સત્તરમાં સૈકાના પ્રખ્યાત શ્રેષ્ટી શ્રીમલ્લે કરાવેલી શ્રી અનંતનાથની પ્રતિમાં છે. (સં. ૧૬૭૭ ની) શ્રી વિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરાવી છે. એ સિવાય સં. ૧૩૫૩ થી સં. ૧૬૭૭ સુધીની જુદી જુદી સાલોની વીસેક પ્રતિમાઓ છે તે માટે જુઓ (બુદ્ધિ. સં. લેખ સં. ભા. ૨ જો લેખાંક ૧૦૫૯ થી ૧૦૭૮)

૧૫ **શ્રી સુખસાગર પાર્શ્વનાથ:**—શ્રીમદ્ દેવચંદ્રજીએ જેમણે ઉદ્દેશી સ્તવન રચના કરી છે.

## નાગરવાડો.

૧૬ **શ્રી વાસુપૂજ્ય જિનાલયઃ**—નાગરવાડાના લતામાં એ એકજ દહેરૂં છે. તેની સ્વચ્છતા સારી છે. આ જિનાલયમાં "સં. ૧૧૬૮ ના વૈશાખ સુદિ ૧૦ શ્રી સાવદેવાચાર્યગચ્છે વર્દ્ધમાન પુત્રિકયા પાપઇ શ્રાવિકાએ શ્રી મહાવીર પ્રતિમા આત્મશ્રેયાર્થે કરાવી છે." બાકીની પાંચ છ પંદરમાં અને સોળમા અને સત્તરમા સૈકાની છે. ( બુ. લે. સં. ભા. ૨ જો લે. ૧૦૭૯ થી ૧૦૮૫ જુઓ. )

## સંઘવીની પોળ.

૧૭ **શ્રી વિમળનાથ જિનાલયઃ**—આ દહેરૂં ખાંચામાં છે; નાનું છે, છતાં સારૂં છે. તેમાં ભોંયરૂં છે. આ જિનાલયમાં બે લેખ છે તથા બે પગલાંની જોડ છે. સં. ૧૬૩૧ માં ઓશવાળ વંશના જિઈતિસીની સ્ત્રી જિઈતલદેવીએ શ્રી વિમળનાથ બિંબ કરાવ્યું છે. પ્રતિષ્ઠા શ્રી હીરવિજય-સૂરિએ કરાવી છે.

૧૮ **શ્રી સોમપાર્શ્વનાથ જિનાલયઃ**—આ જિનાલયમાં **પદ્માવતીદેવી**ની ચમત્કારીક મૂર્તિ છે; તેથી આ જિનાલય '**પદ્માવતી**'ના દહેરા તરીકે વધારે જાણીતું છે; તેમાં સૌથી જુની મૂર્તિ "સં. ૧૩૫૩ વૈશાખ વદ ૧૦ શુક્રે શ્રી વાયડીય શ્રે. લૂણાના પુત્ર વિસલે પિતા માતા અને પોતાના શ્રેય માટે શ્રી વાયટગચ્છીય શ્રી જીવદેવસૂરિએ કરાવેલી પ્રતિષ્ઠાવાળી 'શ્રી ચતુર્વિંશતિપટ્ટ'ની છે."

## બોળપીપળો.

૧૯ શ્રી **નવપલ્લવ પાર્શ્વનાથઃ**—આ જિનાલયમાં એક ભોંયરૂં છે, તેમાં ગોડીપાર્શ્વનાથની મૂર્તિ છે. અહીં "સં. ૧૩૧૧ ના વૈશાખ શુદ ૩ ને સોમે શ્રે. મહીપાલની સ્ત્રી માલ્હણદેવી તેના પુત્ર વિરમે શ્રી મહાવીરની પ્રતિમા ભરાવી છે." બાકીની લગભગ ૨૧ મૂર્તિઓ છે. જુઓ ( બુ. લે. સં. ભા. ૨ જો લે. ૧૦૮૬ થી ૧૧૦૭ )

૨૦ શ્રી **સંભવનાથ જિનાલયઃ**—આ જિનાલયમાં સં. ૧૫૩૪ ની શ્રી સંભવનાથની તથા સં. ૧૬૩૪ની શ્રી પાર્શ્વનાથની પ્રતિમાઓ છે.

૨૧ શ્રી **મુનિસુવ્રતસ્વામી જિનાલયઃ**—ઉપરના જિનાલયની સામેજ આવ્યું છે.



શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ—ઓળગીપળો.

શ્રી મહાવીર પ્રી. વર્કસ, મુંબઈ, ૩.

## માણેકચોક.

૨૨ **શ્રી આદીશ્વર જિનાલય:**—માણેકચોકની ખડકીમાં પેસતાં ડાબા હાથે આવેલું છે. તેમાં ૧૨ માથી ૧૭ મા સૈકાની મૂર્તિઓનાં દર્શન થાય છે. જુનામાં જુની "સં. ૧૧૧૨ વર્ષે ફાગણ વદિ ૧ ને સોમે થારાપદ્રીય ગચ્છના શ્રી સાલિભદ્રસૂરિ સ્થાપિત શ્રે૦ નાગરના શ્રેયાર્થે તેની સ્રી તિહુણદેવીએ ભરાવેલી શ્રી પાર્શ્વનાથની પ્રતિમા છે." બાકીના માટે જુઓ ( બુ. લે. સં. ભા. ૨ જો લે. ૯૯૯ થી ૧૦૨૨ )

૨૩ **ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલય:**—આ જિનાલયમાં ભવ્ય પ્રતિમા ભોંયરામાં બિરાજે છે. ખંભાતમાં જે જે જિનાલયો સુંદર ગણાય છે તેમાંનું આ છે. પ્રતિમાજીના દર્શન કરતાં આત્મા પ્રસન્ન થયા વિના રહે તેમ નથી. આ પ્રતિમા સં. ૧૬૫૯માં ઓશવાળ વંશના સોની તેજપાળે કરાવી. તે વિષે આગળ કહેવાશે, વધુ માટે ( બુ. લે. સં. ભા. ૨ જો લેખાંક ૯૧૩ થી ૯૪૮ જુઓ )

૨૪ **શ્રી શાંતિનાથ જિનાલય:**—આ જિનાલયમાં લગભગ ૧૬ મૂર્તિઓ છે. જુની સં. ૧૩૪૪ ની આદિનાથની છે. બાકીની ૧૬-૧૭ સૈકાની છે. ( ઉપરના પુસ્તકમાં લેખાંક ૯૮૨ થી ૯૯૭ જુઓ )

૨૫ **વાસુપૂજ્ય જિનાલય:**—ઉપરના દેવાલયની સાથેજ છે. સં. ૧૬૪૩ ના જેઠ સુદી ૯ ને સોમવારે સોની તેજપાળે શ્રી અનંતનાથની પ્રતિમા કરાવ્યાનો લેખ છે.

૨૬ **શ્રી ચિંતામણિ જિનાલય:**—આ જિનાલયમાં સોળમા સૈકાની બધી પ્રતિમાઓ છે. (જુઓ ઉપરના પુસ્તકમાં લે. ૯૬૨ થી ૯૮૧)
૨૭ શ્રી ધર્મનાથ જિનાલય તથા ૨૮ શ્રી મહાવીરસ્વામિ જિનાલય.

## ભોંયરાપાડો.

૩૦ **શ્રી શાંતિનાથ જિનાલય:**—સં. ૧૩૮૩ ની પાર્શ્વનાથજીની તથા સોળમા સૈકાની મૂર્તિઓ છે. આ સિવાય આ પોળમાં, ૨૯ શ્રી **શાંતીનાથ-નેમનાથનું, ૩૨ શ્રી ચંદ્રપ્રભનું, ૩૧ શ્રી મલ્લિનાથનું ૩૩ શ્રી નવખંડા પાર્શ્વનાથનું** એમ પાંચ જિનાલય આવ્યાં છે.

## ગીમટી.

૩૪ આ લતામાં **શ્રી મહાવીરસ્વામીનું** તથા **શ્રી અજિતનાથ**નું એમ બે જિનાલયો આવ્યાં છે. શ્રી મહાવીરસ્વામીનું દેરાસર **કાચવાળું દેરાસર** કહેવાય છે. કારણ કે દહેરાસરની અંદર સઘળે કાચ જડેલા હોવાથી બહુ સુંદર લાગે છે. આ દેવાલયમાં જુનું બિંબ સંવત ૧૩૩૧ના વૈ. સુ. ૩ ને રવિવારે ડીસાવાલ જ્ઞાતિના શ્રે. પૂનડ તેની સ્ત્રી પાચુના પુણ્ય માટે તેના પુત્રે શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું છે. (જુઓ બુ. લે. સં. ભા. ૨ લે. નં. ૭૦૨)

## ઉંડીપોળ.

૩૫ **શ્રી શાંતિનાથ જિનાલય:**—આ જિનાલયમાં જુદા જુદા સૈકાની લગભગ ૧૧ પ્રતિમાઓ છે. તેમાં સં. ૧૫૦૯માં કોરંટ ગચ્છના શ્રી સાવદેવસૂરિએ પ્રતિષ્ઠા કરાવેલી તથા શ્રી હિરવિજયસૂરિના હાથે પ્રતિષ્ઠિત થએલા શ્રી પદ્મપ્રભુની મૂર્તિઓ છે.

## પુન્યશાળીની ખડકી.

૩૬ **શ્રી શાંતિનાથ જિનાલય.**

## દંતારવાડો.

૩૭ **શ્રી કુંથુનાથ જિનાલય** તથા **શ્રી શાંતિનાથ જિનાલય** છે.

## સાગોટાપાડો

૩૮ **શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું જિનાલય:**--બજારમાં શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળામાં જતાં પ્રથમ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ઉપરના ભાગે તેમજ શ્રી સ્થંભણ પાર્શ્વનાથ ભોંયરામાં બિરાજે છે. જેવી રીતે માણેકચોકનું ભોંયરાવાળું દહેરૂં સુંદર અને જોવા યોગ્ય છે તેવીજ રીતે આ દહેરૂં ભોંયરાવાળું હોવાથી જોવાલાયક છે. ભોંયરૂં વિશાળ છે. વચમાં થાંભલા નથી. તેમાં ઉતરવાને એક સાંકડી સીડી હતી. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેમાં પ્રકાશ આણવાને નવીન પ્રકારની રચના કરવામાં આવી છે.

આ દહેરામાં ભવ્ય પ્રતિમાજી બિરાજે છે. આ દહેરૂં બંધાવનાર ગાંધાર નિવાસી પારેખ રાજીયા અને વજીયા છે. તેઓએ સં. ૧૬૪૪ની સાલમાં બંધાવ્યું છે. તેની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિના હાથે થઈ છે.

દેરાસરની અંદર સંસ્કૃતમાં ૬૨ શ્લોકનો દેરાસરના સવિસ્તર વર્ણનવાળો એક પ્રશસ્તિ લેખ છે. તે લેખ પરિશિષ્ટમાં આપવામાં આવ્યો છે; તેમ પા. રાજ્યાવળ્યા સંબંધી હકીકત આપવામાં આવી છે. યાત્રાળુઓ તથા અન્ય ધર્મીઓ આ દહેરાની અવશ્ય મુલાકાત લે છે. આ દહેરાની નજીકમાં એક દહેરી છે તેમાં નીતિવિજયની મૂર્તિ પધરાવવામાં આવી છે અને હર્ષવિજયની પાદુકાઓ સં. ૧૯૮૦માં પ્રતિષ્ઠિત કરવામાં આવી છે.

૩૯ **શ્રી આદિજીનનું દહેરૂં**—દહેરીની બાજુમાં છે.

### ચોળાવાડો.

આ ખડકીમાં ૪૦ **શ્રી સુમતિનાથ** (ચોમુખ)નું દેરાસર છે. તેમાં 'સં. ૧૪૭૯ની શ્રીભાવદેવસૂરિ'—એવો ઉલ્લેખ મળે છે. આ દેરાસરમાં પણ જોવા જેવું કેટલુંક છે.

### વાઘમાસીની ખડકી.

૪૧ **શ્રી સંભવનાથ જિનાલય:**—ખડકીમાં પેસતાં તરત ભોંયરાવાળું જિનાલય આવે છે. ભોંયરામાં ત્રણ ભવ્ય પ્રતિમાઓ બિરાજે છે.

૪૨ **શ્રી વિજયચિંતામણિ પાર્શ્વનાથ:**—ખડકીની બહાર નીકળતાં સન્મુખ આ જિનાલય આવે છે. મૂર્તિ બહુ પુરાણી છે.

### મોટો કુમારવાડો.

૪૩ **શ્રી શીતળનાથ જિનાલય:**—મોટા કુમારવાડામાં આ જિનાલય આવ્યું છે. એકંદરે તે સાદુ છે.

### માંડવીની પોળ.

આ પોળમાં ૪૪ **કુંથુનાથનું** અને ૪૫ **શ્રી આદિનાથનું**, તથા **શ્રી નેમિનાથનું**, અને **શ્રી મુનિ સુવ્રતસ્વામીનું**, એમ ચાર જિનાલય છે.

આદિનાથના દહેરાનો જીર્ણોદ્ધાર નવેસરથી કરાવવામાં આવ્યો છે, અને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૯૩ માં શ્રીમદ્ વિજયવલ્લભસૂરિના હાથે કરાવવામાં આવી છે. આ ઉત્સવમાં ઘણો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ જીનાલયની નજીકમાં એક દહેરીમાં પંજાબ કેશરી શ્રીમદ્ આત્મારામજી તથા શ્રી વિજયવલ્લભસૂરિની તથા શ્રી હર્ષવિજયની મૂર્તિઓ છે અને જીનાલયની બીજી બાજુએ એક દહેરીમાં શ્રી મણિભદ્ર છે.

## આલીપાડા.

૪૬ **શ્રી શાંતિનાથનું જિનાલયઃ**—ચાલુ સાલમાં તે જિનાલયનો જીર્ણોદ્ધાર થવા માંડયો છે; તેની બાંધણી ભવ્ય કરવામાં આવી છે. વચમાંનો મંડપ ઘણો સુંદર અને કોતરણીથી ભરપુર હોવાથી જોવા યોગ્ય છે. સં. ૧૫૨૩ ના વૈશાખ વદિ ૧૧ ને ગુરૂવારે જસાકે શ્રી શાંતિનાથ બિંબ ભરાવ્યાનો લેખ મળે છે તે કદાચ આ જિનાલયના મૂળ નાયક હોય એમ સંભવ છે.

## કડાકોટડી.

૪૭ શ્રી **પદ્મપ્રભુનું** તથા ૪૮ શ્રી **શાંતિનાથનું** એમ બે જિનાલયો છે. આ બન્ને જિનાલયમાં જુદા જુદા સૈકાની ઘણી પ્રતિમાઓ છે.

## જિરાળાપાડા.

૪૯ **શ્રી મનમોહન પાર્શ્વનાથનું**, ૫૦ **શ્રી અરનાથનું**, ૫૧ **શ્રી અમીઝરા પાર્શ્વનાથનું** અને ૫૨ **શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું** જિનાલય આ ખડકીમાં આવ્યું છે.

ખંભાત શહેરનાં સર્વ જિનાલયોના શિરોમણિરૂપ આ (નં. ૫૨ વાળું) એક જિનાલય છે. અગાઉ ત્યાં ૭ મળ દહેરાં હતાં; તે ઘણા જીર્ણ થઇ ગયાં એટલે તે દહેરાની મૂર્તિઓ બીજા દહેરામાં પધરાવી, પછી સંવત ૧૯૫૬ના મહા સુદ ૫ ને દિવસે તે જુનાં મંદિરો ખોદાવાનું કામ શરૂ કરવામાં આવ્યું; તે બધાં ખોદી પાણીછટ પાયો ખોદવામાં આવ્યો અને સં. ૧૯૫૬ ના વૈશાખ સુદ ૫ ને દિવસે તેનું ખાતમુહૂર્ત કરવામાં આવ્યું. તે તૈયાર થતાં સંવત ૧૯૬૩ ના જેઠ સુદ ૬ ને દિવસે મૂળનાયકને પધરાવી, તેની પ્રતિષ્ઠા ખંભાત શહેરના ધર્મપ્રેમી શેઠ અમરચંદ પ્રેમચંદના હાથે કરાવવામાં આવી. પ્રતિષ્ઠા કરાવનાર આચાર્ય શ્રીમદ્ વિજયનેમિસૂરિ હતા.

આ તદ્દન પત્થરથી બંધાએલા દહેરામાં નીચેની જાતના પત્થરો લાવવામાં આવ્યા છે. પીળો આરસ મકરાણથી; ધોળો આરસ મકરાણ અને આબુરોડથી; રાતા પત્થર જોધપુર ને કોટાથી; લીલો આરસ મોતીપરા (વડોદરા પાસેથી); ચોરસા ઇટાલીથી બારોબાર; પિત્તળકામ



શ્રી આદિનાથ ( ભોયરું )–માણેકચોક.

શ્રી મહાવીર પ્રી. વર્કસ, મુંબઈ, ૩

વિલાયતથી બારોબાર મંગાવવામાં આવ્યું હતું. લગભગ પચાસ હજારનો આરસ અને તેનાપર સાઠ હજાર મજુરી થઈ છે. એકંદરે તેને બંધાવતાં ત્રણ લાખ રૂપીઆ ખરચ થયો છે. તેની અત્યારના સમય પ્રમાણે વધારે કીંમત થાય. મિસ્ત્રીને માસિક રૂ. ૧૮ાા પગાર આપવામાં આવતો અને મજુરો ૩ થી ૧૨ પૈસા ખંભાતીથી રોજ તરીકે રાખવામાં આવ્યા હતા. એવા કુલ ૧૫૦ કારીગર રોજ આવતા.

આ દહેરામાં કુલ ૨૫૨ મૂર્તિ છે. પાંચ શિખર છે. ગભારા ૧૯ ગણાય છે. મૂળ ૭ દહેરામાં બીજાં ૧૫ દહેરાં ઉમેરી કુલ ૨૨ દહેરાંની મૂર્તિઓ બેસાડવામાં આવી છે. તેને ત્રણ માળ છે. ભોંયરામાં ઘણી મૂર્તિઓ છે; વચલે માળે અને બીજી ત્રીજે માળે છે. આ ગગન ચુંબી શિખરોવાળું; ખંભાત શહેરને શોભાવનાર; જૈનોના મહાનતીર્થની કીર્તિ વધારનાર જિનાલય તૈયાર કરવામાં ખંભાતના મહાન નાગરિક, ધર્મપ્રેમી શેઠ શ્રી પોપટભાઇ અમરચંદ તથા તેમની બરાબરીના શેઠ શ્રી પોપટચંદ મૂળચંદનો તન, મન અને ધનનો અથાગ પરિશ્રમ રહેલો છે. અલબત્ત ધનની મદદ બહાર ગામના જૈન ભાઇઓ તરફથી થએલી છે; પરંતુ આ મહાન કાર્યની પાછળ રહેલી પ્રેરણાશક્તિ, કાર્યશક્તિ એ સઘળું ઉપરના ગૃહસ્થોને યશભાગી બનાવે છે. તેમનાં નામ ખંભાતના જૈન ઇતિહાસમાં સદા અમર છે.



# જિનાલયો અને પ્રતિમા સંખ્યા.

| અનુક્રમ નંબર | મૂળનાયકજીનું નામ. | પ્રતિમા સંખ્યા. | | | સિદ્ધચક્ર સંખ્યા | | નોંધ. |
|---|---|---|---|---|---|---|---|
| | | પાષાણ | ધાતુ | ચાંદી યા સ્ફટીક. | ધાતુ | પાષાણ | |
| ૧ | શ્રી વિમળનાથજી | ૧૦ | ૧૨ | ૧ ચાં | ૪ | ૧ | શિખરબંધી |
| ૨ | શ્રી ચિંતામણ પાર્શ્વનાથજી | ૧૪ | ૩૨ | | ૩ | ૧ | |
| ૩ | શ્રી મનમોહન પાર્શ્વનાથજી | ૫ | ૫ | | ૩ | | |
| ૪ | શ્રી શ્રેયાંસનાથજી | ૧૭ | ૩૦ | ૨ ચાં. | | | |
| ૫ | શ્રી મહાવીરસ્વામીજી | ૧૧ | ૧૦ | ૨ ચાં. | ૫ | ૩ | ૨ કા |
| ૬ | શ્રી શાંતિનાથજી | ૪ | | | ૧ | ૧ | |
| | શ્રી સંભવનાથજી | | ૮ | ૧ ચાં. | ૪ | ૨ | ઘરદેરાસર |
| | શ્રી સુમતિનાથજી | | ૪ | ૧ ચાં. | ૪ | | ,, |
| ૭ | શ્રી મુનિ સુવ્રતસ્વામીજી | ૭ | ૨૪ | | ૭ | ૧ | |
| ૮ | શ્રી અભિનંદનસ્વામીજી | ૫ | ૬ | | ૭ | ૧ | |
| ૯ | શ્રી અનંતનાથજી | ૫ | ૧૧ | | ૨ | ૧ | |
| ૧૦ | શ્રી મહાવીરસ્વામીજી | ૯ | ૩૭ | | ૧ | ૨ | |
| ૧૧ | શ્રી કંસારી પાર્શ્વનાથજી | ૫ | ૯ | | | | |
| ૧૨ | શ્રી મુનિ સુવ્રતસ્વામીજી | ૬ | ૧૦ | | ૧ | ૧ | |
| ૧૩ | શ્રી સ્તંભન પાર્શ્વનાથજી | ૭૪ | ૪૦ | ૧ નિલમ | ૯ | ૨ | |
| ૧૪ | શ્રી સીમંધરસ્વામી | ૩૫ | ૭૪ | ૬ રત્ન | ૯ | ૯ | ૧૮ કા. |
| | બહાર | ૧૬ | ૬ | ૧૦ ચાં. | ૧ | | |
| | ઉપર શ્રી પદ્મપ્રભુજી | ૨૮ | ૩ | | ૧ | ૧ | |
| ૧૫ | શ્રી સુખસાગર પાર્શ્વનાથજી | ૧૦ | ૨૦ | | ૨ | ૧ | |
| ૧૬ | શ્રી વાસુપૂજ્યસ્વામી | ૨૮ | ૨૦ | ૧સ્ફ.૧ચાં. | ૯ | ૨ | |
| ૧૭ | શ્રી વિમળનાથજી | ૬ | ૧૭ | | ૭ | ૨ | લે. નં. ૨ |

| ક્રમ નંબર | મૂળનાયકજીનું નામ. | પ્રતિમા સંખ્યા. | | | સિદ્ધચક્ર સંખ્યા | | નોંધ. |
|---|---|---|---|---|---|---|---|
| | | પાષાણ | ધાતુ. | ચાંદી યા સ્ફટીક | [illegible] | [illegible] | |
| ૧૮ | શ્રી સોમચિંતામણિ પાર્શ્વનાથ | ૯ | ૧૬ | | ૧ | ૧ | પદ્મા.મા.સ્થા. |
| ૧૯ | શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ | ૨૦ | ૪૧ | ૧ ચાં. | ૫ | ૧ | ૧ કા. ૧૭૦ જીનનો પટ |
| | ભોંયરૂં ગોડીપાર્શ્વનાથ | ૧ | | | | | |
| ૨૦ | શ્રી સંભવનાથ | ૧૦ | ૨ | | ૨ | | |
| ૨૧ | શ્રી મુનિસુવ્રતસ્વામી | ૮ | ૧ | | ૧ | | |
| ૨૨ | શ્રી આદીશ્વરજી | ૧૮ | ૨૬ | ૧ સ્ફ. | | | ૨ કા. |
| ૨૩ | શ્રી ચિંતામણી પાર્શ્વનાથ | ૯ | ૩૨ | | | | ૪ કા. |
| | ભોંયરૂ આદિશ્વરજી | ૪ + ૬ | ૬ | ૧ | | | ૯ કા. |
| ૨૪ | શ્રી શાંતિનાથજી | ૧૪ | ૨૦ | | ૩ | ૩ | |
| ૨૫ | શ્રી વાસુપૂજ્યજી | ૪ | ૨૮ | | ૧ | | |
| ૨૬ | શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ | ૮ | ૪૪ | ૧ ચાં. | ૧ | ૧ | |
| ૨૭ | શ્રી ધર્મનાથજી | ૯ | ૧૮ | ૧ | ૧ | ૧ | ૩ કા. |
| ૨૮ | શ્રી મહાવીરસ્વામી | ૫ | ૫ | | ૧ | | |
| ૨૯ | શ્રી શાંતિનાથજી | ૫ | ૩ | | ૧ | | |
| | શ્રી નેમનાથજી | ૬ | ૧૧ | ૧ સ્ફ. | ૬ | ૧ | |
| ૩૦ | શ્રી શાંતિનાથજી | ૯ | ૨૮ | | ૬ | ૨ | |
| ૩૧ | શ્રી મલ્લીનાથજી | ૫ | ૧૨ | | ૨ | ૧ | દક્ષી. શંખ |
| ૩૨ | શ્રી ચંદ્રપ્રભુજી | ૧૦ | ૨૯ | ૧ સ્ફ. | ૨ | | |
| ૩૩ | શ્રી નવખંડા પાર્શ્વનાથજી | ૧૧ | ૩૯ | | ૧ | ૩ | |
| ૩૪ | શ્રી મહાવીરસ્વામીજી | ૮ | ૫૮ | | ૫ | ૩ | કાચનું દહેરૂં |
| | શ્રી અજિતનાથ | ૫ | ૧૧ | | ૨ | | ૩ કા. |
| ૩૫ | શ્રી શાંતિનાથ | ૫ | ૨૦ | | ૩ | ૩ | |
| ૩૬ | શ્રી શાંતિનાથ | ૪ | ૨૨ | | | ૩ | |

| અનુક્રમ નંબર | મૂળનાયકજીનું નામ. | પ્રતિમા સંખ્યા. | | | સિદ્ધચક્ર સંખ્યા | | નોંધ. |
|---|---|---|---|---|---|---|---|
| | | પાષાણ | ધાતુ. | ચાંદી યા સ્ફટીક. | [illegible] | [illegible] | |
| ૩૭ | શ્રી કુંથુનાથ | ૫ | ૨૪ | | ૪ | | |
| | શ્રી શાંતિનાથ | ૬ | ૨૮ | | ૪ | ૩ | |
| ૩૮ | શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ | ૧૩ | ૩૩ | ૧ સ્ફ. | ૩ | | ૭ કા. |
| | ભોંયરું સ્થંભણજી | ૧૫ | ૬૬ | | | ૪ | |
| ૩૯ | શ્રી આદીશ્વરજી | ૩૦ | ૨૭ | | | ૨ | |
| ૪૦ | શ્રી સુમતિનાથ | ૪ | ૧૭ | | ૬ | ૧ | ચોમુખજી |
| ૪૧ | શ્રી સંભવનાથ | ૧૮ | ૬૦ | | ૧ | ૨ | |
| | ભોંયરું શાંતિનાથ | ૩ | | | | | |
| ૪૨ | શ્રી વિજયચિંતામણિ પાર્શ્વનાથ | ૭ | ૧૫ | | ૧ | ૪ | બજારના રસ્તે |
| | શ્રી વાસુપૂજ્યસ્વામિ | ૨ | ૬ | | ૨ | ૧ | ઘર દેરાસર |
| ૪૩ | શ્રી શીતળનાથજી | ૧૯ | ૪૩ | ૨ સ્ફ. | ૨ | ૨ | |
| | શ્રી શાંતિનાથજી | | ૧૪ | | ૧ | ૨ | ઘર દેરાસર |
| ૪૪ | શ્રી કુંથુનાથજી | ૧ | ૯ | | ૧ | ૨ | |
| ૪૫ | શ્રી આદીશ્વરજી | ૧૭ | ૩૪ | | | ૩ | |
| | શ્રી નેમનાથજી બાજુમાં | ૪ | | | | | |
| ૪૬ | શ્રી શાંતિનાથજી | ૧૪ | ૪૪ | | ૨ | ૮ | |
| | શ્રી સુપાર્શ્વનાથજી | ૩ | ૨૦ | | | ૨ | |
| ૪૭ | શ્રી શાંતિનાથજી | ૭ | ૪ | | | ૧ | |
| ૪૮ | શ્રી પદ્મપ્રભુજી | ૧૨ | ૪૬ | | | | |
| ૪૯ | શ્રી મનમોહન પાર્શ્વનાથ | ૩ | ૨ | | ૧ | ૧ | |
| ૫૦ | શ્રી અરનાથ | ૫ | ૨૪ | | | ૩ | |
| ૫૧ | શ્રી અમીઝરા પાર્શ્વનાથ | ૨૦ | ૧૮ | | ૧ | ૧ | |
| ૫૨ | શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ | ૧૫ | ૨૫ | | ૩ | ૨ | પાંચ શિખર |

| અનુક્રમ નંબર | મૂળનાયકજીનું નામ. | પ્રતિમા સંખ્યા. | | | સિદ્ધચક્ર સંખ્યા | | નોંધ. |
|---|---|---|---|---|---|---|---|
| | | પાષાણ | ધાતુ. | ચાંદી યા સ્ફટીક. | ચાંદી | ધાતુ | |
| | શ્રી શાંતિનાથ જમણી બાજુ | ૨ | ૮ | | ૧ | ૧ | |
| | ભમતી | ૬૧ | | | | | |
| | શ્રી શાંતિનાથ ડાબી બાજુ | ૩ | ૨ | | | | |
| | શ્રી આદીશ્વરજી જમણી બાજુ | ૧ | | | ૧ | | |
| | શ્રી અરિષ્ટનેમિ, ભોંયરૂ | ૧૮ | ૮ | | | | |
| | શ્રી મહાવીરસ્વામી ડાબી બાજુ | ૩ | ૩ | | | ૧ | |
| | શ્રી વાસુપૂજ્યજી ત્રીજે માળે(૧) | ૫ | ૫ | | ૧ | | |
| | શ્રી પાર્શ્વનાથ „ (૨) | ૫ | ૪ | | ૧ | | |
| | શ્રી મલ્લીનાથ „ (૩) | ૭ | | | | | |
| | „ (૪) | ૫ | ૧૪ | | | | |
| | શ્રી વાસુપુજ્ય „ (૫) | ૫ | ૩ | | | ૧ | |
| | | ૭૬૦ | ૧૪૫૬ | ૩૬ | ૧૫૯ | ૧૦૩ | |

નોટઃ—કા = કાઉસગ્ગીઆ યાને ઉભીમૂર્તિ.
લે. નં. = લેખ નંગ
મા. સ્થા. = માતાનું સ્થાનક
દક્ષી = દક્ષીણાવર્ત.

ઉપરની નોંધ શ્રી સ્થંભતીર્થ જૈન મંડળ મારફત નિયુક્ત કરવામાં આવેલી શ્રી સ્થંભતીર્થ ચૈત્ય વ્યવસ્થાપક કમિટિદ્વારા પ્રગટ કરવામાં આવેલ 'ખંભાતનો જૈન ઇતિહાસ યાને ચૈત્ય પરિપાટી' એ નામની લઘુ પુસ્તિકામાંથી લેવામાં આવી છે.

## ૪—પરગામવાસીઓએ ભરાવેલાં બિંબ.

**૧ ગંધાર.**

૧ સં. ૧૫૧૫ વર્ષે માઘ શુદિ ૭ ને દિવસે ગાંધારના શિવરાજ ભાર્યા કર્માદે સુત વસ્તુપાલે માતૃશ્રેયાર્થે શ્રી મહાવીર બિંબ કરાવ્યું અને શ્રી રત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી (બુ. લે. સં. ભા. ૨ લે. ૯૬૬)

૨ સં. ૧૫૧૬ વર્ષે ચૈત્ર વદી ૪ શ્રી શ્રીમાલ જ્ઞાતિય રત્નાભાર્યા માજુ, વીરા ભાર્યા સાધુએ પિતૃશ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભસ્વામિ બિંબ કરાવ્યું અને આણંદવિમલસૂરિએ પ્ર. કરાવી. (બુ. લે. સં. ભા. ૨ લે. ૮૯૦)

૩ સં. ૧૫૩૭ વર્ષે વૈશાખ શુદી ૧૦ સોમે ગાંધારના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના ધનદત્ત ભાર્યા હર્ષાઇએ શાંતિનાથબિંબ કરાવ્યું. અને જિનદત્તસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. (એજ લે. ૬૯૨)

૪ ઉપર પ્રમાણે (એજ લે. ૭૩૭)

૫ સં. ૧૫૪૮ વૈશાખ શુદિ ૨ ગાંધારના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના વારૂના પુત્ર પદમસિંહે શ્રી શીતળનાથબિંબ કરાવ્યું. અને શ્રી જિનચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરાવી.

૬ સં. ૧૫૪૭ ના વૈશાખ શુદિ ૩ ને સોમે પ્રાગ્વાટ જ્ઞાતિના સં. પાસવીની ભાર્યા પૂરીએ પોતાના કુટુંબના શ્રેયાર્થે શ્રી અંબિકા-મૂર્તિ કરાવી અને શ્રી સુમતિ સાધુસૂરિએ પ્રતિષ્ઠા કરાવી.

૭ સં. ૧૫૫૬ ના વૈશાખ શુદ ૧૧ શુક્રે ગંધારના શ્રી શ્રીમાલ જ્ઞાતિના હંસરાજે શ્રી સુવિધિનાથ બિંબ કરાવ્યું. (એજ લે. ૮૫૮)

૮ સં. ૧૫૬૮ વર્ષે વૈ. સુ. ૭ ગુરુ ગંધારના શ્રી વચ્છે સ્વશ્રે-યાર્થે શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યું. અને શ્રી હેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરાવી (એજ લે. ૯૦૨)

૯ સં. ૧૫૯૧ વર્ષે વૈ. વ. ૭ શુક્રે ગંધારના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના પરબત પુત્ર શ્રા. ઝકુસુત ધર્મસિંહ અમીચંદ્રે શ્રી અનંતનાથ બિંબ કરાવ્યું (એજ લે. ૯૬૫)

૧૦ સં. ૧૬૪૪ પરિખ વજિઆ તથા પ. રાજિઆએ ચિંતામણિ પાર્શ્વનાથ પ્રાસાદ બંધાવ્યો અને તેમની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિએ કરાવી (એજ લે. ૫૨૯)

૧૧ સં. ૧૬૪૪ પ. રાજીઆભાર્યા લલનાદે શ્રી સુમતિનાથબિંબ કરાવ્યું અને શ્રી વિજયસેનસૂરિએ પ્ર. કરાવી (એજ લે. ૯૩૯)

૧૨ સં. ૧૬૪૪ વર્ષે જેઠ સુદિ ૧૨ સોમે ગાંધારના રહેનાર શ્રી શ્રીમાલ જ્ઞાતિના ઠા૦ ઈહજીએ શ્રી વાસુપૂજ્યબિંબ ભરાવ્યું. અને શ્રી વિજયસેનસૂરિએ પ્ર. કરાવી (એ. લે. ૧૧૩૨)

૧૩ સં. ૧૬૪૪ વર્ષે જેઠ સુદિ ૧૨ સોમે ગંધારના રહેનાર શ્રી શ્રીમાલ જ્ઞાતિના હેમજીએ શ્રી અજિતનાથબિંબ કરાવ્યું. અને શ્રી વિજયસેનસૂરિએ પ્ર. કરાવી.

૨ આશાપલ્લી.

૧૪ સં. ૧૫૩૭ વર્ષે જેઠ વ. ૧૧ શુક્રે આશાપલ્લીવાસી ઉકેશ જ્ઞાતિના લટુની ભાર્યા ઈંદ્રાણીએ શ્રી શીતલનાથબિંબ કરાવ્યું. અને શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી.

૩ વીરમગામ.

૧૫ સં. ૧૫૦૩ ના વર્ષે માઘ વદ ૯ વીરગામ વાસિ પ્રાગ્વાટ જ્ઞાતિના ધનાનગરાજે શ્રી સંભવનાથબિંબ કરાવ્યું (એજ લે. ૯૨૯)

૪ આમલેશ્વર.

૧૬ સં. ૧૫૫૬ વૈ. સુ. ૩ આમલેશ્વરના લાડુઆ શ્રીમાળી જ્ઞાતિના શ્રે. ઠાઈઆ, વીરાહીરામહીએ શ્રી વિમલનાથબિંબ કરાવ્યું. પ્ર. શ્રી હેમવિમલસૂરિએ કરાવી. (એ. લે. ૯૩૪)

૫ વીસલનગર.

૧૭ સં. ૧૫૮૪ વર્ષે ચૈત્ર વદિ ૫ ગુરુ વીસલનગરના નાગર જ્ઞાતિના છાલીયાણુ ગોત્રના શ્રીપા માંગાએ શ્રી આદિનાથબિંબ કરાવ્યું. પ્ર. વિધિપક્ષના ગુણનિધાનસૂરિએ કરાવી. (એ. લે. ૯૬૨),

૧૮ સં. ૧૫૭૧ વર્ષે માઘ વદિ ૧ સોમે શ્રી વીસલનગરના ઉકેશ જ્ઞાતિના હીરાનાથાની ભાર્યા માણિકીએ મુનિસુવ્રત સ્વામિ ચતુર્વિંશતિ પટ્ટ કરાવ્યું. પ્ર. સુવિહિતગચ્છના સુવિહિતસૂરિએ કરાવી. (એ. લે. ૧૦૪૯)

૬ ગોધરા.

૧૯ સં. ૧૫૪૮ ના વર્ષે માઘ શુદિ ૪ સોમે ગોધિરાના રહેનાર શ્રીમાળ જ્ઞાતિના પરખત મં. સિંધાએ શ્રી આદિનાથ મૂલનાયક ચતુર્વિંશતિપટ્ટ કરાવ્યો. (એજ લે. ૯૮૪)

૭ સોજીત્રા.

૨૦ સં. ૧૫૨૩ વર્ષે વૈશાખ વદિ ૪ ગુરૂ સોઝીત્રાવાસી પ્રાગ્વાટ જ્ઞાતિના આસવીર શ્રીપાલ શ્રી રંગાદિએ કુટુંબ શ્રેયાર્થે શ્રી કુંથુનાથ બિંબ કરાવ્યું અને શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પ્ર. કરાવી. ( એ. લે. ૬૮૫ )

૮ જધરાલ.

૨૧ સંવત ૧૪૧૫ વર્ષે જેઠ વદિ ૧૩ રવિ જધરાલના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના વીકુસે શ્રી પાર્શ્વનાથ પંચતીર્થી કરાવી. શ્રી સાગરચંદ્રસૂરિજી પ્ર. કરાવી. ( એ. લે. ૬૮૬ )

૯ સિદ્ધપુર.

૨૨ સંવત ૧૫૨૧ વર્ષે વૈશાખ શુદિ ૩ સિદ્ધપુરવાસી ઉકેશ જ્ઞાતિના શ્રે. મટુપુત્ર હેમાશામાએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું. પ્ર૦ લક્ષ્મીસાગરસૂરિએ કરાવી. ( એ. લે. ૭૨૪ )

૨૩ સં. ૧૫૪૭ વર્ષે ચૈત્ર શુદિ ૫ સિદ્ધપુરવાસી શ્રે. કીકા ભાર્યા રમાઈ સુત હંસરાજ પહીરાજે શ્રી ગૌતમ બિંબ કરાવ્યું. (એ. લે. ૧૦૮૦)

૧૦ સાંબોસણ.

૨૪ સંવત ૧૫૩૦ વર્ષે માઘ શુદિ ૪ શુક્રે સાંબોસણના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિની ઝટકુએ શ્રી નેમિનાથ બિંબ કરાવ્યું. પ્ર૦ લક્ષ્મીસાગર સૂરિએ કરાવી. ( એ. લે. ૭૪૫ )

૧૧ ધંધુકા.

૨૫ સં. ૧૫૫૩ વર્ષે માઘ શુદિ ૧૨ શનૌ ધંધુકા નગરના શ્રી શ્રીવંશના મહે૦ કામાએ શ્રી શીતલનાથ બિંબ કરાવ્યું અને પ્ર૦ ધર્મવલ્લભસૂરિએ કરાવી. ( એ. લે. સં. ૧૦૬૫ )

૧૨ વડદલા.

૨૬ સંવત ૧૬૨૨ વર્ષે માઘ વદિ ૨ બુધે વડદલાના પ્રાગ્વાટ જ્ઞાતિના ધનરાજ હીરજી હરજીએ શ્રી પદ્મનાભ બિંબ કરાવ્યું અને શ્રી આણંદવિમલસૂરિ પાટે વિજયદાનસૂરિ અને તત્પાટે શ્રી હીરવિજયસૂરિ થયા તેમણે પ્ર૦ કરાવી. ( એ. લે. ૭૮૦ )

૧૩ ગોઠુઆ.

૨૭ સં. ૧૫૬૬ વર્ષે પોષ વદિ ૫ સોમે ગોઠુઆ ગામના રહેનાર ઉકેશ જ્ઞાતિના માકૂ પુત્ર સહદેલટકણ વગેરેએ શ્રી મુનિસુવ્રત બિંબ કરાવ્યું અને શ્રી હેમવિમલસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( એ. લે. ૭૬૨ )

૧૪ મહીસાણા.

૨૮ સં. ૧૫૩૧ વર્ષે જેઠ સુ. ૨ રવિ. મહીસાણાવાસી પ્રાગ્વાટ જ્ઞાતિના કર્મણે શ્રી નેમિનાથ બિંબ કરાવ્યું. (એ. લે. ૮૩૬)

૧૫ જંબુશર.

૨૯ સં. ૧૫૬૫ વર્ષે વૈ. વ. ૩ રવિ. જંબુશરના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના શાણાની ભાર્યા રહીતયાએ શ્રી સુમતિનાથ બિંબ કરાવ્યું. અને શ્રી ધર્મરત્નસૂરિએ પ્ર. કરાવી. (એ. લે. ૮૭૬)

૧૬ પ્રાંતીજ

૩૦ સં. ૧૫૨૫ વર્ષે વૈ. વ. ૧૧ પ્રાહ્‌તીજના રહેનાર શ્રીશ્રી૦ જ્ઞાતિના કૂડુઆએ શ્રી મુનિસુવ્રત બિંબ કરાવ્યું. પ્ર. શ્રી વિશાલરાજ-સૂરિના ઉપદેશથી (એ. લે. ૯૬૨)

૧૭ કપડવણજ.

૩૧ સં. ૧૫૦૬ વર્ષે માઘ શુદિ ૧૩ કર્પટવાણિજ્યવાસી ઉકેશ જ્ઞાતિના કર્મણાની પત્નિ કર્માએ તથા ભાઇઓએ મળી શ્રી સંભવનાથ બિંબ કરાવ્યું અને પ્રતિષ્ઠા શ્રી વિજયચંદ્રસૂરિએ કરાવી. (એ. લે. ૯૭૯)

૧૮ કાલુપુર.

૩૨ સં. ૧૫૨૩ વર્ષે કારતક વદિ ૫ ને સોમે કાલુપુરવાસી વાયડ જ્ઞાતિની બાઈ દેપાએ આગમગચ્છના શ્રી મુનિ રત્નસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથાદિ પંચતીર્થી કરાવી છે. (એ. લે. ૧૦૦૫)

૧૯ ડાભિલાગ્રામ.

૩૩ સં. ૧૫૦૯ વર્ષે માઘ શુદિ ૫ ગુરૂ ડાભિલાગ્રામે રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના હાબડ કીતાધના ભોજાદિએ શ્રી ચંદ્રપ્રભુસ્વામી બિંબ કરાવ્યું અને શ્રી રત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. (એ. લે. ૧૦૧૩)

૨૦ ચાંપકનેર.

૩૪ સં. ૧૫૭૬ વર્ષે ચૈત્ર વદિ ૮ શ્રી ચાંપકનેરના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના દો. પૂસાની ભાર્યા ગંગાદે શ્રી સુવિધિનાથ બિંબ કરાવ્યું અને વૃદ્ધ તપાગચ્છના શ્રી ધનરત્નસૂરિએ પ્ર. કરાવી. (એ. લે. ૧૦૩૩)

૨૧ ડહરવાલા

૩૬ સં. ૧૫૨૨ વર્ષે ફાગણ સુદી ૩ સોમે શ્રી ડહરરત્ન વાલાના રહેનાર શ્રીશ્રીમાલ જ્ઞાતિના શ્રે. ચાંગાએ અંચલગચ્છના શ્રી જયકેસરી-સૂરિના ઉપદેશથી શ્રી સુમતિનાથ બિંબ કરાવ્યું. (એ. લે. ૧૦૫૯)

**૨૨ વીરપુર.**

૩૭ સં. ૧૫૨૩ વર્ષે વૈ. સુ. ૩ વીરપુરના રહેનાર ચાપાનીપાએ શ્રી નેમિનાથબિંબ કરાવ્યું. અને શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પ્ર૦ કરાવી. (લે. ૧૦૯૧)

**૨૩ વાલીંબ.**

૩૮ સં. ૧૫૬૪ વર્ષે જેઠ શુદ ૧૨ શુક્રે વાલીંબ ગામના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના વરુઆ સરૂઆએ શ્રી અજિતનાથબિંબ કરાવ્યું. અને લક્ષ્મીસાગરસૂરિએ પ્ર૦ કરાવી. (એ. લે. ૧૦૯૬)

**૨૪ અમદાવાદ.**

૩૯ સં. ૧૫૨૫ વૈ. સુ. ૩ અમદાવાદના દીસાવાળ શ્ર. વેણાએ પિતાના શ્રેયાર્થે શ્રી કુંથુનાથબિંબ કરાવ્યું. અને શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. (એ. લે. ૧૧૦૨)

**૨૫ સીતાપુર.**

૪૦ સં. ૧૬૬૧ વર્ષે વૈ. સુ. ૭ સોમે સીતાપુરના રહેનાર શ્રી શ્રીમાલ જ્ઞાતિની બાઇ જીવીએ સ્વશ્રેયાર્થે શ્રી ધર્મનાથબિંબ કરાવ્યું અને શ્રી વિજયસેનસૂરિએ પ્ર૦ કરાવી. (એ. લે. ૧૧૨૧)

**૨૬ આણંદ.**

૪૧ સં. ૧૫૨૫ વર્ષે અષાઢ સુદિ.....આણંદ ગામના રહેનાર વાયડજ્ઞાતિના વલ્હાદે ભાતૃસાગા પુત્રી સોહીગઇએ પોતાના શ્રેયાર્થે શ્રી પદ્મપ્રભુબિંબ કરાવ્યું અને પ્ર૦ શ્રી લક્ષ્મીસાગરસૂરિએ કરાવી. (એ. લે. ૫૪૨)

૪૨ સં. ૧૫૨૩ વરસે વૈ. વ. ૫ ગુરૂ આણંદ ગામના વાયડ-જ્ઞાતિના પૂનદાઉ આશાણાએ શ્રી મુનિસુવ્રત સ્વામિ ચતુર્વિંશતિપટ કરાવ્યું. પ્ર૦ લક્ષ્મીસાગરસૂરિએ કરાવી. (એ. લે. ૧૦૭૪)

**૨૭ બોરસદ.**

૪૩ સં. ૧૫૪૯ વરસે જેઠ સુદ ૫ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતિના બોરસદના રહેનાર સો. ગાંગાની સ્ત્રી લખાઇએ શ્રી શ્રેયાંસબિંબ કરાવ્યું. પ્ર૦ ગુણરત્નસૂરિએ કરાવી (એ. લે. ૬૬૫)

૪૪ સં. ૧૫૪૯ વર્ષે અશાડ સુદિ ૨ શનિ બોરસદના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના ઠ. સિંહાએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું અને શ્રી ઉદયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. (એ. લે. ૬૭૪)

૪૫ સં. ૧૬૧૭ વર્ષે પોશ વદિ ૧ ગુરૂ બોરસદના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના જયવંતે શ્રી પદ્મપ્રભ બિંબ કરાવ્યું. પ્રતિષ્ટા હીરવિજયસૂરિએ કરાવી. ( એ. લે. ૬૭૯ )

૪૬ સં. ૧૫૧૭ વરસે માઘ શુદિ ૧૦ સોમે બોરસદના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના ઠા. મણોરસી ભાર્યા સાણીસુતામનીએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું અને પ્ર૦ રત્નસિંહસૂરિએ કરાવી. ( એ. લે. ૮૫૨ )

૪૭ સંવત ૧૬૧૭ વરસે પોશ વદિ ૧ ગુરૂ દિને બોરસિદ્ધિના રહેનાર રાજલદેએ શ્રી શીતલનાથ બિંબ કરાવ્યું અને શ્રી હીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( એ. લે. ૮૯૯ )

૪૮ સં. ૧૫૪૯ વરસે આષાઢ સુદિ ૨ શનૌ બોરસદના રહેનાર શ્રી શ્રીમાળ જ્ઞાતિના ઠ. સિંહાએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું. પ્રતિષ્ઠા શ્રી ઉદયસાગરસૂરિએ કરાવી. ( એ. લે. ૧૦૨૯ )

૪૯ સં. ૧૫૪૯ વરસે અ. સુ. ૨ શનૌ. બોરસદના રહેનાર શ્રીશ્રીમાલ જ્ઞા. ના કાણા...શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું. અને પૂર્ણિમા પક્ષના શ્રી ગુણરત્નસૂરિએ પ્ર. કરાવી. ( એ. લે. ૧૧૦૯ )

૫૦ સં. ૧૫૮૩ વરસે જેઠ સુદ ૧૩ સોમે બોરસદના રહેનાર શ્રીશ્રીમાળ જ્ઞાતિના હાથીયાએ શ્રી આદિનાથ બિંબ કરાવ્યું (એ. લે. ૧૧૦૫)

**૨૮ દ્વીપબંદર.**

૫૧ સં. ૧૬૮૧ વરસે આષાઢ સુદી ૭ રવિ દ્વીપબંદરના રહેનાર ઉપકેશ જ્ઞાતિના શાહ તેજપાલે શ્રી જિનપ્રતિમા કરાવી. (એ. લે. ૧૧૦૮)

**૨૯. ભરૂચ.**

૫૨ સં. ૧૬૨૨ વરસે માહ વદિ ૨ બુધે ભૃગુકચ્છના રહેનાર પોરવાડ જ્ઞાતિના દો. લાલાસુત ભા. બા. વચ્છીસુત દો. કાકાએ ભટ્ટારક શ્રી હીરવિજયસૂરિ પ્રતિષ્ટા કરાવી અને શ્રી અનંતનાથ બિંબ કરાવ્યું. ( એ. લે. ૩૩૩ )

ખંભાત તીર્થભૂમિ હોવાથી તથા વેપાર રોજગારથી સમૃદ્ધ હોવાથી અનેક ગૃહસ્થોને ખંભાત આવવું પડતું અને આવી પવિત્ર પુણ્યભુમિમાં પોતાના દ્રવ્યનો સદુપયોગ કરે એ સ્વાભાવિક છે, જેથી ગુજરાત-બૃહદ્ ગુજરાતના ઘણા ધનાઢયોએ પોતાનું દ્રવ્ય ખંભાતમાં ધર્મમાર્ગે ખરચી જીવનને કૃતકૃત્ય કરેલું જણાય છે. તેમ વર્તમાન કાળમાં પણ ઘણા પરગામવાસીઓ જિનાલયો બંધાવવામાં તથા બીજા ધર્મના કાર્યમાં સારી મદદ કરે છે.

## ૫—ખંભાતવાસીઓની જિનભક્તિ.

૧ **અમદાવાદ**—સં. ૧૫૨૨ ના ફાગણ સુદ ૧૩ ને સોમવારે સ્તંભતીર્થના રહેનાર ઓસવાલ જ્ઞાતિના શા. મહીરાજના સુત વરજાંગે શ્રી શાંતિનાથ રત્નમય બિંબ કરાવ્યું અને શ્રી જ્ઞાનસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ લે. ભા. ૧ લે. ૧૪૧ )

૨ **લોઢણ**—સં. ૧૫૨૩ ના વૈશાખ સુદ ૬ ને શુક્રવારે શ્રીમાલ જ્ઞાતિના વીરાધીશે. આત્મશ્રેયાર્થે શ્રી ચંદ્રપ્રભ બિંબ કરાવ્યું અને શ્રી શાંતિસાગરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. ભા. ૧ ૪૦ )

૩ **લાડોલ**—સં. ૧૫૧૪ ના માઘ સુદ ૨ ને શુક્રે. સ્તંભતીર્થવાસી ઓસવાલ જ્ઞાતિના શાહ માણિકમાલ્હણદે શ્રી અજિતનાથ ચતુર્વિંશતિ પટ્ટ કરાવ્યું અને શ્રી રત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. (લે. ભા. ૧ લે. ૪૮૪)

સં. ૧૫૬૦ ના જેઠ વદી ૮ બુધે શ્રી સ્તંભ તીર્થવાસી ઓસવાલ વંશના મેઘા સચવીર પરાયણ પાસવીરે શ્રી વિમલનાથબિંબ કરાવ્યું. (ભા. ૧ લે. ૪૫૩ )

૪ **ડભોઈ**—સં. ૧૭૦૬ ના જેઠ વદી ૩ ને ગુરૂવારે ખંભાતવાસી શ્રી શ્રીમાલ જ્ઞાતિના સંઘવી હેમજીએ શ્રી અજિતનાથ બિંબ કરાવ્યું. (લે. ૨૮)

૫ **શત્રુંજય ઉપર**—સંવત ૧૮૯૩ ના માઘ વદી ૩ ને બુધવારે ખંભ નગરના રહેવાસી ઉસવાળ વૃદ્ધ શાખાના શા૦ હીરાચંદના પુત્ર શા૦ જેસંઘના પુત્ર શા૦ લક્ષ્મીચંદ્રે (તેની સ્ત્રી પારવતી) હેમાભાઇની ટુંકમાં એક દેવાલય બંધાવ્યું અને શ્રી અજિતનાથની પ્રતિમા અર્પણ કરી. (જિનવિજયજી પ્રા. જૈ. લે. ભા. ૨ લે. ૩૩ )

૬ **રાણપુર**—સં. ૧૫૫૬ ના વૈ. સુદ ૬ શનિવાર શ્રી સ્તંભતીર્થના રહેવાસી ઉસવાળ શા૦ રત્નસિંહે રાણપુરમાં શ્રી ચતુર્મુખ પ્રસાદે દેવકુલિકા કરાવી. ( ઉપરનું લે. ૩૧૪ )

સં. ૧૫૫૬ ના વૈ. સુદ ૬ ને શનૈ. શ્રી સ્તંભતીર્થના રહેનાર ઉસવાળ શા૦ ભાકરે શ્રી રાણપુર મંડનમાં શ્રી ચતુર્મુખ પ્રસાદે દેવકુલિકા કરાવી અને ઉદયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( જિ. લે. ભા. ૨ લે. ૩૧૫ )

૭ પાદરા—સંવત ૧૫૫૩ ના વૈશાખ વદિ ૧૧ ને શુક્રે શ્રી સ્તંભતીર્થના રહેનાર શ્રીમાલી મહીયાએ પોતાના કુટુંબના શ્રેયાર્થે શ્રી આદિનાથનું બિંબ કરાવ્યું અને શાંતિસૂરિ ભાઃ શુ. વૃ. તપા. ભ. ધર્મરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. સં. ભાગ ૧ લે. ૨ )

સંવત ૧૬૪૩ વર્ષે ફાગણ શુદિ ૯ ને ગુરૂવારે શ્રી સ્તંભતીર્થના રહેનાર શ્રી શ્રીમાલ જ્ઞાતિય દેવકરણ સોમકરણે આગમ ગચ્છના શ્રી કુલવર્દ્ધનસૂરિના ઉપદેશથી શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યું. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૧૧ )

૮ દરાપરા—સંવત ૧૫૬૯ વર્ષે માઘ શુદિ ૧૦ ને રવિવારે શ્રી સ્તંભતીર્થના રહેનાર શ્રી ઓસવાલ જ્ઞાતિની વૃદ્ધશાખાના ઉદયવંતે શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યું. ( ચોવીસી ) ( બુ. લે. સં. ભા. ૨ લે. ૨૮ )

૯ વડોદરા—૧. સં. ૧૫૨૯ વર્ષે જેઠ વદિ ૭ ગુરૂવારે શ્રી સ્તંભતીર્થના રહેનાર ઓસવાલ જ્ઞાતિના હેમરાજે પોતાના પિતરાઈના શ્રેય માટે શ્રી પદ્મપ્રભ બિંબ કરાવ્યું અને લક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. સં. ભાં. ૨ લે. ૫૯ )

૨ (કોડીપોળ) સં. ૧૬૯૩ વર્ષે ફાગણ શુદિ ૧૨ ને શનિ શ્રી સ્તંભતીર્થના રહેનાર હીરાઈ નામની બાઇએ શ્રી શાંતિનાથ બિંબ કરાવ્યું અને શ્રી વિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૬૫ )

૩ (આદિશ્વરજીના દહેરામાં) સં. ૧૬૦૫ વર્ષે વૈશાખ સુદિ ૭ ને સોમે સ્તંથતીર્થના રહેનાર ગરહણુઆની ભા૦ હીરાદેવીએ શ્રી પાર્શ્વનાથ બિંબ કરાવ્યું. તપાગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિ. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૧૧૫ )

૪ (નરસિંહજીની પોળ) સં. ૧૫૦૮ વર્ષે આસાઢ સુદિ ૨ ને સોમે શ્રી સ્તંભતીર્થના રહેનાર ઓસવાલ જ્ઞાતિની બાઇ કપૂરાઇએ પોતાના શ્રેય માટે શ્રી વાસુપૂજ્યનું બિંબ કરાવ્યું. શ્રી મલધારિગચ્છના શ્રી ગુણસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૧૨૬ )

૧૦ મીયાગામ—સં. ૧૬૭૭ વર્ષે કાર્તિક સુદિ ૨ ને બુધવાર શ્રી સ્તંભતીર્થના રહેનાર ઓસવાલ જ્ઞાતિના શ્રીમલ ભાર્યા રહીએ શ્રી સુમતિનાથ બિંબ કરાવ્યું અને શ્રી વિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરાવી. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૨૭૮ )

૧૧ સીનાર—સંવત ૧૭૧૦ વર્ષે પોષ વદિ ૬ ને ગુરૂવાર શ્રી સ્તંભતીર્થના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના લઘુશાખાની બાઈ જીવાદેગજીએ પોતાના કુટુંબના તથા પોતાના શ્રેય માટે શ્રી આદિનાથનું બિંબ કરાવ્યું અને શ્રી વિજયસેનસૂરિએ પ્ર. કરાવી. ( બુ. લે. સં. ભા. ૨ લે. ૩૬૮ )

૧૨ પૂના—સં. ૧૫૦૯ ના જેઠ વદિ ૯ ને ગુરૂ શ્રી સ્તંભતીર્થના રહેનાર શ્રી શ્રીમાલ જ્ઞાતિના સા. ગોઇઆ ભા. ગુરદેપુત્ર જીવણરતન મહિરાજે શ્રી મુનિસુવ્રત બિંબ ભરાવ્યું. (વિદ્યાવિજય સં. લે. સં. લે. ૨૫૪)

૧૩ ઉદેપુર—સં. ૧૫૧૦ ના ફાગણ સુદિ ૧૨ પ્રાગ્વાટ શ્રે. રાજા માણિકદે સહજાદિએ શ્રી મુનિસુવ્રતસ્વામી ૨૪ પટ્ટ કરાવ્યા. (વિ. લે. સં.)

૧૪ પાલીતાણા—સં. ૧૫૧૩ માઘ વદિ ૮ ને સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતિય પાસા જીવાએ શ્રી સુવિધિનાથ બિંબ ભરાવ્યું. (વિ. લે. સં.)

૧૫ સુરત—સં. ૧૫૩૭ વર્ષે જેઠ સુદિ ૨ ને સોમે શ્રી વીરવંશે મં. ઠાકુરે શ્રી અજિતનાથ બિંબ ભરાવ્યું. ( વિ. લે. સં. )

ખંભાતવાસી જૈન ગૃહસ્થ પોતાની શક્તિ અનુસાર ખંભાત સિવાયનાં અન્ય સ્થળના જૈનસ્થાનોમાં દ્રવ્ય ખરચવા પાછી પાની કરતા નથી એમ ઉપરના લેખો પરથી સાબીત થાય છે.

**શત્રુંજય તીર્થમાં ફાળો—**

પ્રત્યેક ધર્મપાલક પોતાના ધર્મના પવિત્ર સ્થાનનાં એક વા અનેકવાર દર્શન કરી પોતાને કૃતકૃત્ય થયેલો માને છે. જૈન ધર્મનાં શત્રુંજય, ગિરનાર, આબુ; તારંગાગિરિ, સમેતશિખર વગેરે પુણ્ય તીર્થક્ષેત્રોમાં એક અથવા ઘણીવાર યાત્રા કરવા જૈનધર્મીઓ જાય છે; તે ધર્મસ્થાનો માટે પોતાની શક્તિ પ્રમાણે તન, મન અને ધનાદિ વાપરે છે; શાસ્ત્રકારોએ તેમાંજ શ્રેય લખેલું છે અને તેનું પાલન કરવા જૈનધર્મીઓ ચુકતા નથી. એવા મહાપ્રભાવશાલી પુરૂષો કે જેને કેટલેક અંશે ખંભાતના ગણીએ તેવા અને તદ્દ ખંભાતના ગણીએ તેવાએ તીર્થરાજ શ્રી શત્રુંજયનો ઉદ્ધાર કરવામાં તથા તેની યાત્રા કરવામાં જે કર્યું છે, તે વિષે વાંચી ખંભાતવાસીઓ મગરૂર થશે.

**પ્રાચીન ઉદ્ધારકો**—ધર્મઘોષસૂરિએ પોતાના 'પ્રાકૃત'કલ્પમાં સંપ્રતિ, વિક્રમ અને શાતવાહન રાજાઓનાં નામ બતાવ્યાં છે,* પરંતુ એની

*संपइ–विक्कम–बाहड–हाल–पालित्त–दत्तरायाइ ।
जं उद्धरिहिंति तयं सिरि सत्तुंजय महातित्थं ॥

સત્યતા માટે કોઇ વિશ્વસનીય પ્રમાણ મળ્યાં નથી જેથી તે બાબત શોધકો માટે રાખી આગળ ચાલીશું.

બહાડમંત્રીએ કરાવેલો ઉદ્ધાર—(સં. ૧૨૧૧) ખંભાતનો મંત્રીશ્વર ઉદયન કે જેને ઉદામહેતો કહેતા હતા તે ગુર્જરેશ્વર કુમારપાળનો ખંભાતમાં મૂકેલો મંત્રી હતો; બાહડ એ ઉદયનનો પુત્ર હતો.

કાઠિઆવાડના સુંવર નામના માંડલીક શત્રુને જીતવા માટે કુમારપાળે પોતાના મંત્રી ઉદયનને મોટી સેના આપી મોકલ્યો. વઢવાણ પહોંચ્યા પછી ઉદયનને સ્કુરણ થઈ કે શત્રુંજય નજીક આવ્યો છું તો હું તેના દર્શન કરી પાવન થાઉં. તેણે લશ્કર રવાના કર્યું અને પોતે ત્વરીત ગતિએ ગિરિરાજ શત્રુંજય ઉપર ગયો. આ સમયે મંદિર પત્થરનું ન હતું; લાકડાનું હતું અને મંદિરની અવસ્થા બહુ જીર્ણ થઈ ગઈ હતી. દ્રવ્યપૂજન કરીને પ્રાર્થના કરવા માટે મંત્રી રંગમંડપમાં બેઠા. એટલામાં એક દરમાંથી એક ઉંદર નીકળી દીવાની બત્તી લઇ ગયો. મંત્રીને વિચાર થયો કે આ દીવાબત્તીથી આ કાષ્ટમય અને જીર્ણાવસ્થાવાળું દહેરૂં સળગી ઉઠશે. મારી સંપત્તિ શા કામની છે? મંત્રીએ તેજ ક્ષણે પ્રતિજ્ઞા લીધી કે આ યુદ્ધમાંથી છૂટો થયા પછી આ કાષ્ટમય દહેરાનો જરૂર ઉદ્ધાર કરીશ; ને કાષ્ટને બદલે પત્થરથી મજબુત કરાવીશ. આ પ્રતિજ્ઞા કરી મંત્રી ત્યાંથી યુદ્ધમાં ગયા; ત્યાં ગયા પછી લડાઇમાં મંત્રીને સખત ઘા પડ્યા અને જીવવાની આશા મૂકી. આ વખતે તેનો જીવ મુંઝવાતો હતો; તેનો જીવ ગભરાતો જોઇ સેનાપતિએ તેમને તેનું કારણ પૂછ્યું, ત્યારે મરણ પથારી પર પડેલા ઉદયન મંત્રીએ કહ્યું કે–હું કર્તવ્ય બજાવતાં જાઉં છું, પરંતુ મારી અંતિમ ઇચ્છા એટલી રહી જાય છે કે મેં શત્રુંજય ઉદ્ધારની પ્રતિજ્ઞા લીધી છે તે મારાથી પૂર્ણ થઇ શકી નથી. માટે મારા પિતૃભક્ત પુત્રોને કહેશો કે તે મારી અંતિમ ઇચ્છા પૂર્ણ કરે. ત્યારબાદ ઉદયનનો દેહ છૂટી ગયો. ઘેર આવી સૈનિકોએ ઉદયનના પુત્રો બાહડ (વાગ્ભટ) અને અંબડને ઉદયનની અંતિમ ઇચ્છા જણાવી; તેના સુપત્ર બાહડે ત્રણ જ વર્ષમાં તે મંદિર તૈયાર કર્યું અને તેની પ્રતિષ્ઠા કળિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ વિક્રમ સં. ૧૨૧૧ (બીજામતે ૧૨૧૩) માં કરાવી. મેરૂતુંગાચાર્ય લખે છે કે આ મંદિર બનાવવામાં બાહડને એક કરોડ સાઠ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો.

**વસ્તુપાલે કરેલો ઉદ્ધાર**—ખંભાતમાં સં. ૧૨૭૬ માં વસ્તુપાલ મહામાત્ય-પ્રધાન હતો. તેણે દિલ્હીના પાદશાહને પ્રસન્ન કરી તેની પાસેથી મમ્માણી ખાણુના પાંચ પત્થર લીધા, તે પત્થર શત્રુંજય ઉપર લઈ જઈ તેની પ્રતિમા કરાવી.

**સજ્જનસિંહ ઉર્ફે સાજણસિંહે**—વિ. સં. ૧૪૨૪ માં શત્રુંજય ઉપર તીર્થપદસ્થાન કર્યું હતું. સજ્જનસિંહના પિતા સમરાશાહે સંવત ૧૩૭૧ માં નવી પ્રતિમા કરાવી ઉદ્ધાર કરાવ્યો હતો.

**શાણરાજ**—વિ. સં. ૧૪૫૨ માં મોટો સંઘ કાઢી 'સંઘપતિ' થઈ ગિરનાર તથા શત્રુંજયની યાત્રા કરી હતી અને ગિરનાર ઉપર નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો હતો.

[1]**કર્માસાહ**—(વિ. સંવત ૧૫૮૭) વસ્તુપાલ પછી સમરા શાહે ઉદ્ધાર કરાવ્યો, પરંતુ તેણે નવા પત્થર આણી કરાવ્યો. એટલે વસ્તુપાલે આણેલા મમ્માણીખાણુના પત્થરો ત્યાં ગુપ્ત રાખવામાં આવ્યા હતા. કર્માશાહે તે પત્થરોથી મૂર્તિ કરાવીને સં. ૧૫૮૭ ના વૈશાખ શુદિ ૬ ને રવિવારે પ્રતિષ્ઠા કરાવી.

**કર્માશાહ ખંભાતમાં**—ચિતોડના ઓસવંશ જ્ઞાતિનો તોલા શાહનો તે પુત્ર હતો. તે પ્રભાવક શ્રાવક સ્તંભતીર્થ આવ્યો. સ્તંભતીર્થવાસી જૈન સમુદાયે તેનો મહોત્સવપૂર્વક નગર પ્રવેશ કરાવ્યો. સ્તંભનક પાર્શ્વનાથ અને સીમંધર તીર્થંકર મંદિરોના દર્શન કરી કર્માશાહ ઉપાશ્રયમાં ગયા. આ વખતે શ્રી વિનયમંડન પાઠક બિરાજતા હતા. તેમને હર્ષપૂર્વક વંદન કર્યું; ખબરઅંતર પૂછાયા બાદ કર્માશાહે પ્રશ્ન કર્યો કે મહારાજ! આપે મને પહેલાં શત્રુંજયનો ઉદ્ધાર કરાવા સંબંધી વાત કરેલી તો તે બાબત આપ મને સ્પષ્ટ આજ્ઞા આપો. પાઠકે સર્વની સમક્ષ કહ્યું કે "અમારે તો કેવળ એટલુંજ કહેવું છે કે આપના કર્તવ્યમાં શીઘ્રતા કરો. અવસર આવે હમે પણ હમારૂં કર્તવ્ય બજાવીશું." બાદ પાંચ છ દિવસ રોકાયા પછી કર્માશાહ શત્રુંજયગિરિ ઉપર ગયા. ખંભાતથી વિનયમંડન પાઠક તથા અન્ય સાધુ તથા સાધ્વીઓ ત્યાં ગયા. ત્યાં મૂર્તિઓ તૈયાર થયા બાદ વિવેકમંડનના ગુરૂ શ્રી વિદ્યામંડનસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી હતી.

---

[1] કર્માશાહની વિસ્તારથી હકીકત જાણવા 'શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ' વાંચો. કર્માશાહ ખંભાતનો નહતો, પરંતુ તેણે કરાવેલા ઉદ્ધારની શરૂ આજ્ઞા ખંભાતમાં થયેલી હોવાથી તેને અત્રે ગણાવેલો છે

## ૬—સ્થંભતીર્થ અને પ્રભાવિક આચાર્યો.

### ક. (૧૨ મા થી ૧૫ મા સૈકા સુધી)

**શ્રી હેમચંદ્રાચાર્ય.** (વિ. સં. ૧૧૪૫)

ખંભાતમાં જે જે મહાન જૈન આચાર્યો થઈ ગયા છે, તેમાં સૌથી અગ્રપદે શ્રીમન્ હેમચંદ્રાચાર્ય છે. જૈનધર્મની કીર્તિને વિશેષ ઉજ્જવળ કરનાર આ મહાન આચાર્યે ખંભાતમાંજ દીક્ષા લીધી હતી. દુઃખ, ભય અને ત્રાસથી રખડતા કુમારપાળને હેમચંદ્રાચાર્યના પ્રેમભર્યા કટાક્ષથી સારો આશ્રય મળ્યો હતો તથા કૃપાદ્રષ્ટિથી જીવતદાન મળ્યું હતું. વળી રાજ્યપ્રાપ્તિની ભવિષ્યવાણી કુમારપાલને ખંભાતમાંજ કહી હતી અને મને રાજ્યપ્રાપ્ત થશે તો હું જૈનધર્મ સ્વીકારીશ, એવી પ્રતિજ્ઞા આ પુણ્યવંતા નગરમાં લેવાઈ હતી. જૈન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલા આ અણમૂલા પ્રસંગો ખંભાતની કીર્તિને સદા સ્મરણ રાખનાર છે, તથા ખંભાતના જૈનવાસીઓને અત્યંત મગરૂરી ઉપજાવે તેમ છે. 'કલિકાલ સર્વજ્ઞ'નું બિરૂદ પ્રાપ્ત આ સૂરિશ્વરનું ચરિત્ર નીચે પ્રમાણે છેઃ—

ધંધુકા નગરના મોઢ વણિક ચાચીંગને ત્યાં તેની પાહિણી નામની પત્નિથી સં. ૧૧૪૫ ના કારતક સુદિ ૧૫ ને દિવસે એક પુત્રનો જન્મ થયો. માતા પિતાએ પોતાની કુલદેવી ચામુંડા તથા કુલદેવ ગોનશ એ બે દેવના પહેલા અક્ષરો લઈ તેનું નામ ચાંગદેવ પાડયું. ચાંગદેવ આઠ વર્ષના થયા એવામાં દેવચંદ્ર નામે આચાર્ય ત્યાં આવ્યા અને મોઢવસહિકા નામે સ્થાનમાં ઉતર્યા. એક દિવસ ચાંગદેવ અને તેમની માતા વખાણ સાંભળવા આવ્યા. ચાંગદેવ રમતમાં તે આચાર્યની ગાદી પર બેસી રમત રમવા લાગ્યા. દેવચંદ્ર ગાદી પર બેઠેલા બાળક તરફ આશ્ચર્યપૂર્વક નીહાળવા લાગ્યા. તે બાળકના સામુદ્રિક ચિન્હો જોઈ તે બોલ્યા કે આ છોકરો જો ક્ષત્રિય કુળમાં જન્મ્યો હશે તો ચક્રવર્તિ રાજા થશે અને જો બ્રાહ્મણવાણીયાના કુળમાં જન્મ્યો હશે તો ચક્રવર્તિ રાજાને આજ્ઞામાં રાખે એવો સમર્થ થશે, અને જો જૈનધર્મ પામે તો જિનશાસનની મોટી ઉન્નતિ કરી યુગપ્રધાનની પેઠે કલિયુગમાં પણ સતયુગ પ્રવર્ત્તાવે. તેમની આ ભવિષ્યવાણી અક્ષરેઅક્ષર સાચી હતી.

ઘણા જૈનો સાથે આચાર્યશ્રી ચાચીંગને ઘેર ગયા, તે સમયે ચાચીંગ ગામ ગએલ હતો; માત્ર પાહિણી ઘેર હતી. તેની પાસે ચાંગદેવની

માગણી કરી. પોતાની કુખે આવું અમૂલ્ય રત્ન પાકયું છે તે જાણી પાહિણીને અનહદ આનંદ પ્રાપ્ત થયો હતો. આચાર્યને માન આપનારી પાહિણીના મનમાં પુત્ર અર્પણ કરવાનો સંકોચ થયો; છતાં સંઘના આગ્રહથી અને સત્યજ્ઞાનનું ભાન થવાથી ચાંગદેવને દેવચંદ્રને અર્પણ કર્યો. તે લઇને દેવચંદ્ર શ્રી સ્તંભતીર્થ આવ્યા.

*"ખંભાતમાં શ્રી પાર્શ્વનાથના મંદિરમાં સં. ૧૧૫૦ માં માઘ મહિનાની શ્વેત ચતુર્દશીના દિવસે બ્રાહ્મમુહૂર્તે અને શનિવારે આઠમો ધિષ્ણ્ય ધર્મસ્થાન અને વૃષભની સાથે ચંદ્રમાનો યોગ થતાં બૃહસ્પતી લગ્નમાં સૂર્ય અને ભોમ શત્રુસ્થિતિમાં રહેતાં શ્રીમાન ઉદયને દીક્ષા મહોત્સવ કરતાં ગુરૂ મહારાજે ચાંગદેવને દીક્ષા આપી અને તેનું નામ સોમચંદ્ર પાડયું. પછી યોગ્ય શિષ્યોને ઉચિત અને આર્હત આગમમાં બતાવેલા આચારો તેમણે એક ધ્યાનથી તે શિષ્યને કહી સમજાવ્યા."

એ વાત ચાચીંગના જાણવામાં આવતાં તે તરત ખંભાત આવ્યો અને ક્રોધાયમાન થઇને કર્કશ વચનો બોલવા લાગ્યો; તેને ગુરુ પાસે લઇ જઇને ઉદયન મંત્રીએ મધુર વચનથી શાંત પાડયો.

દીક્ષા લીધા પછી તેમણે તર્ક શાસ્ત્ર અને સાહિત્યનો અભ્યાસ કરવા માંડયો, 'એકદા પૂર્વનું ચિંતન કરતાં તેમને વિચાર આવ્યો કે અલ્પ બુદ્ધિ એવા અમને ધિક્કાર છે. માટે ચકોર પક્ષી જેમ ચંદ્રમાની તેજસ્વી જ્યોત્સ્નાને આરાધે તેમ મારે કાશ્મિરવાસી દેવીનું આરાધન કરવું.' એમ નિશ્ચય કરીને સોમચંદ્ર મુનિએ ભારે નમ્રતા પૂર્વક ગુરૂ મહારાજને વિનંતી કરી. એટલે દેવીનું સન્મુખ આગમન જાણીને તેમણે વિનંતિ માન્ય રાખી. પછી ગીતાર્થ સાધુઓ સાથે અનેક વિદ્યાર્થીઓના નિધાન એવા સોમચંદ્ર મુનિએ તામ્રલિપ્તથી કાશ્મિર દેશ તરફ પ્રયાણ કર્યું. એવામાં શ્રી નેમિનાથના નામથી પ્રસિદ્ધ એવા રૈવતાવતાર તીર્થમાં ગીતાર્થોની અનુમતિથી તેમણે એકાગ્ર ધ્યાન કર્યું. એટલે નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ સ્થાપન કરી સાવધાનપણે ધ્યાન કરતાં અર્ધરાત્રે બ્રહ્મતેજના નિધાનરૂપ સરસ્વતીદેવી તે મુનિને સાક્ષાત થઇ અને કહેવા લાગી કે હે નિર્મળવત્સ! તું દેશાન્તર જઇશ નહિ. તારી ભક્તિથી સંતુષ્ટ થયેલ હું અહીંજ તારી ઇચ્છા પૂર્ણ કરીશ. એમ કહીને ભારતીદેવી અદૃશ્ય થઇ ગઇ. એટલે તેમની સ્તુતિમાં રાત ગાળીને પ્રભાતે

* પ્રભાવક ચરિત્ર પૃ. ૨૮૯ હેમચંદ્રસૂરિ મુનિ કલ્યાણવિજયનું ભાષાન્તર જુઓ.

પાછા ઉપાશ્રયમાં આવ્યા. એમ સરસ્વતીદેવીના પ્રસાદથી સોમચંદ્ર મુનિ સિદ્ધ સારસ્વત, વિદ્વાનોમાં અગ્રેસર અને ઉદ્ભવતા અંતર શત્રુઓને અગોચર થયા. ”

એવામાં સોમચંદ્ર મુનિને સૂરિપદને યોગ્ય સમજીને શ્રી સંઘને બોલાવીને શ્રી દેવચંદ્રગુરૂએ વૈશાખ મહીનાની તૃતીયાના દિવસે સંઘ તથા નગરના અધિકારીઓએ મહોત્સવ શરૂ કરતાં ચો તરફ મંગલ-વાદ્યોના નાદથી સમય સૂચિત થતાં નંદીવિધાનના ક્રમપૂર્વક ધ્યાનથી શ્વાસપૂરતાં દેવચંદ્રસૂરિએ અગરૂ, કપૂર અને ચંદનના દ્રવ્યથી અર્ચિત કરીને પૂર્વે ગૌતમાદિ સૂરિશ્વરોએ અબાધિતપણે આરાધેલ સૂરિમંત્ર તેમને સંભળાવ્યો, અને ત્યારથી શ્રી હેમચંદ્રસૂરિ એવા નામથી પ્રખ્યાત થયા. સંવત ૧૧૬૬.

તે વખતે પોતાનો પુત્ર આવી ઉચ્ચ પદવી પર આવતાં સ્નેહને ધારણ કરનાર પાહિણી શ્રાવિકાએ પોતાના મનમાં લેશ પણ વ્યાકુળતા ન લાવતાં ગુરુના હાથે ચારિત્ર અંગિકાર કર્યું. સભા સમક્ષ તેજ વખતે ગુરુના હાથે પોતાની માતા સાધ્વીને પ્રવર્તિનીનું પદ અપાવ્યું; અને તેને સિંહાસન પર બેસવાનું શ્રી સંઘ પાસે કબુલ રખાવ્યું.

હેમાચાર્યને સિદ્ધરાજ ઘણું માન આપતો અને કુમારપાળ તેમને ગુરુ તરીકે ગણતો. તેમણે ‘સિદ્ધહેમ’ નામનો વ્યાકરણનો ગ્રંથ, ‘ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર’, ‘દ્વયાશ્રય’ આદિ જૂદા જૂદા વિષયો પર ઘણા ગ્રંથો રચ્યા છે. આ પ્રભાવશાળી આચાર્ય સંવત ૧૨૨૯ માં કાળધર્મ પામ્યા.[1]

**શ્રી વિજયચંદ્ર** ( વૃદ્ધ પૌશાલિક તપાગચ્છ પટ્ટાવલી )–‘વિજયચંદ્ર’ તે મૂળ ગુજરાતના પ્રસિદ્ધ મંત્રીવર્ય વસ્તુપાલને ત્યાં લખનાર મહેતા હતા. ખંભાતમાં વસ્તુપાલની પાસે તેમના બંધુની સ્ત્રી અનોપદેએ એવો આગ્રહ કર્યો કે દેવભદ્ર ઉપાધ્યાય ( જગચ્ચંદ્રસૂરિના ગુરૂ ) પાસે તેને દીક્ષા લેવરાવી તે મહેતાને ઋણમુક્ત કરવો. આથી વસ્તુપાલે દેવભદ્રજીને વિનંતિ કરતાં તેમણે દીક્ષા આપી. પછી અનોપદેની વિનંતિથી તેમને આચાર્યપદ આપ્યું. દેવેન્દ્રસૂરિએ પ્રથમ આચાર્યપદ લીધું હોવાથી તેમના

૧ ‘શ્રી હેમચંદ્રાચાર્ય’ નામે ડો. બુલરનો લખેલો અને શ્રી. મોતીચંદ ગીરધરલાલે ભાષાન્તર કરેલો ગ્રંથ વાંચો

પ્રત્યે ભક્તિભાવ વિજયચંદ્ર કરવા લાગ્યા. વિજયચંદ્ર ખંભાતમાંજ વર્ષો-વર્ષ મોટા ઉપાશ્રયમાં રહેવા લાગ્યા. દેવેન્દ્રસૂરિએ વર્ષોવર્ષ એક ગામમાં રહેવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે, એ પ્રત્યે વખતોવખત તેમનું ધ્યાન ખેંચ્યું; છતાં તે પર લક્ષ ન દેવાયું. દેવેન્દ્રસૂરિ ખંભાત આવ્યા પણ મોટો ઉપાશ્રય વિજયચંદ્રે રોકેલ હોવાથી પોતે નાના ઉપાશ્રયમાં ઉતર્યા. વિજયચંદ્ર દેવેન્દ્રને વંદન કરવા ન ગયા. તેમ વિધવિધ પ્રરૂપણા કરવા લાગ્યા; જેવી કે વૈદિક ક્રિયા, મંત્રતંત્રાદિ કરવાની ક્રિયા વગેરે.[1] ત્યાં હેમકમલ આદિ સાધુઓએ વિજયચંદ્રના સમુદાયને **વૃદ્ધશાલિકા** અને દેવેન્દ્રસૂરિનાને **લઘુશાલિકા** કહ્યો. એ પ્રમાણે બે સમુદાયની ખ્યાતિ થઇ.

**શ્રી સિંહતિલકસૂરિ** (૨અં. ગ.) આ સૂરિ મરૂદેશે આદનપુરમાં સં. ૧૩૪૫ માં જન્મ્યા હતા. સં. ૧૩૫૨ માં દીક્ષા, સં. ૧૩૭૧ માં આનંદપુરે આચાર્યપદ. સં. ૧૩૯૩ માં ગચ્છનાયકપદ અને **સં. ૧૩૯૫ માં સ્તંભતીર્થમાં સ્વર્ગવાસી થયા.**

**શ્રી મહેન્દ્રસૂરિ** (અં. ગ.) આ સૂરિ વડગામે સં. ૧૩૬૩ માં જન્મ્યા હતા. સં. ૧૩૭૫ માં વિજાપુરમાં દીક્ષા લીધી હતી. સં. ૧૩૯૩ માં અણહીલપુરમાં આચાર્ય પદ મળ્યું હતું અને **સં. ૧૩૯૮ માં ખંભાતમાં ગચ્છનાયક પદ પામ્યા હતા.**

એક વખતે મારવાડના નાણી ગામે શ્રાવકોએ ચોમાસું રાખ્યા. ત્યાં આઠમે દિવસે વિઘ્ન થયું, જાણીને ધર્મની વહાર કરાવી. એટલે આશ્વિન સુદિ આઠમને દિવસે મધ્ય રાત્રિને અવસરે ગુરૂમહારાજ કાયો-ત્સર્ગમાં બેઠા છતાં તેમને કાલદારૂણ સર્પ ડસ્યો. તે વારે મંત્ર, તંત્ર અને બીજી પણ અનેક જંગલની ઔષધીઓ કરવાનો શ્રમ ત્યાગીને એકાંતે દ્રઢ મન રાખી એકજ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ધ્યાન કર્યું; તેમાંજ નિશ્ચળ રહ્યા. જે વારે દશ પ્રહર ધ્યાનમાં ગયા તે વારે લહેર વાળી, પણ ધ્યાનને બલે તે સર્પે પ્રાણ તજ્યો. સમગ્ર વિષવ્યાપ ટાળ્યો. સમસ્ત લોક આનંદ પામ્યા. એમની વારે શાખાચાર્ય શ્રી અભયદેવસૂરિ થયા. તેના ઉપદેશથી પાટણનો રહેવાસી મીઠડિઆ ગોત્રનો શા. ખેતો નોડી, તેણે સંવત ૧૪૩૨ મે વર્ષે શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા ભરાવી. જે શ્રી ગોડીપાર્શ્વનાથ જયવંતા વર્તે છે, એનો વિશેષ અધિકાર એજ પુસ્તકમાં શ્રી ગોડીપાર્શ્વનાથજીનું ચોઢાળીયું છે તેમાંથી જોઇ લેવો. આ આચાર્ય સં. ૧૪૪૪ માં કાળધર્મ પામ્યા.

---

૧ જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ જો પૃ ૭૩૨ની નોંધ. ૨ અંચલ ગચ્છ.

**શ્રી જયકીર્તિસૂરિ** ( અં. ગ. ) આ સૂરિ અંચલગચ્છના ૫૮ મા પટ્ટધર હતા. તિમિરપૂર નગરમાં ભૂપાલ શેઠની ભમરાદે ભાર્યાની કુખે સં. ૧૪૩૩ માં જન્મ્યા હતા. સં. ૧૪૪૪ માં દીક્ષા લીધી હતી. સં. ૧૪૬૭ માં ખંભાત બંદરમાં સૂરિપદ મળ્યું હતું. સં. ૧૪૭૩ માં પાટણ શહેરમાં ગચ્છનાયકપદ પામ્યા હતા. શ્રી મેરૂતુંગસૂરિએ દેવીનો આગમ નિષેધ કર્યો હતો તો પણ તે દેવીને આણવા માટે શ્રી સિદ્ધાચલ તીર્થ ઉપર ઘણા વર્ષ લગણ આયંબિલ તપ કર્યું. દેવી મધ્યરાત્રીએ પ્રગટ થઈ કહેવા લાગી કે હું તમારી પાસે આવીશ; પણ તમે મુજને ઓળખશો નહિ. એમ કહી દેવી અદ્રશ્ય થઈ. બીજે દિવસે પ્રભાતે ખંભાતથી સંઘ આવ્યો. તેમાં દેવીએ શ્રાવિકાનું રૂપ ધારણ કરી સુવર્ણમુદ્રામિશ્રિત પવા વહોરાવીને ગુરૂના મનોરથ પૂર્ણ કર્યા. આ આચાર્ય સંવત ૧૫૦૦ માં કાળધર્મ પામ્યા. તેમના પ્રતિષ્ઠાના લેખો સંવત સં. ૧૪૭૩, સં. ૧૪૯૦, સં. ૧૪૯૧ ના છે.

**શ્રી જયકેસરીસૂરિ** ( અં. ગ. ) આ સૂરિ અંચલગચ્છના ૫૯ મા પટ્ટધર હતા. તેમણે કરાવેલી પ્રતિષ્ઠાના સંવત ૧૫૦૪, સં. ૧૫૦૮, સં. ૧૫૧૨, સં. ૧૫૧૩, સં. ૧૫૧૭, સં. ૧૫૧૮ વગેરે ઘણા લેખ મળે છે, તેથી તેમના વિષે અત્રે જાણવા માટે લખ્યું છે.

પાંચાલ દેશની શ્રીથામ નગરીમાં દેવસિંહ નામના શેઠની લાખણદે સ્રીથી સં. ૧૪૬૧ માં જન્મ્યા હતા. તેમનું મૂળનામ ધનરાજ હતું. સં. ૧૪૭૫ માં દીક્ષા લીધી, સં. ૧૪૯૪ માં આચાર્યપદ પામ્યા. એમણે નદીની ઉપર વૃક્ષો ચલાવી ગુજરાતના બાદશાહને ચમત્કાર દેખાડી મુલ્લાને હરાવ્યો. પાદશાહે નવો ઉપાસરો કરાવી દીધો. તે હજી પણ અમદાવાદના જવેરીવાડામાં કાયમ થયો છે, સં. ૧૫૦૧ માં ચાંપાનેરમાં ગચ્છનાયકપદ પામ્યા. બાદશાહને છ માસથી તાવ આવતો હતો, તે કોઈ વૈદ્યથી સારો ન થયો પણ એમણે મંત્રબલે કરી છેહડાથી તાવને બહાર કાઢયો. બાદશાહે કહ્યું કે એ તાપ કયાં છે તે અમોને દેખાડો. તે વારે ગુરૂએ પોતાના રજોહરણે કરી શિલાની ઉપર ખંખેર્યું. એટલે શિલા બળીભસ્મ થઈ ગઈ. તેમણે જિનશાસનની ઉન્નતિ કરી સં. ૧૫૪૨ માં કાળધર્મ પામ્યા.

**શ્રી જિનચંદ્રસૂરિ** ( ખ. ગ.[1] ) સં. ૧૪૦૬ માં નાગપુરમાં શ્રીમાલશાહ હાથીશાહે નંદી મહોત્સવ સહિત પદસ્થાપન કર્યા અને તરૂણ

[1] ખરતર ગચ્છ.

પ્રભાચાર્યે સૂરિમંત્ર દીધો. **સં. ૧૪૧૫ માં અશાડ વદિ ૧૩ ખંભાતમાં કાળધર્મ પામ્યા.**

**શ્રી જિનોદયસૂરિ** ( ખ. ગ. ) આ સૂરિનો જન્મ પાલણપુરમાં સં. ૧૩૭૫ માં થયો હતો. તેમને માટે વિ. સં. ૧૪૧૫ ના અશાડ સુદિ **૨ ને દિવસે શ્રી સ્તંભતીર્થમાં લૂણીયા ગોત્રીય શાહ જેસલે નંદી મહોત્સવ કર્યો અને તરૂણ પ્રભાચાર્યે સૂરિમંત્ર દીધો અને પદસ્થાપન કર્યા. ત્યાર પછી સ્તંભતીર્થમાં અજિતનાથ સ્વામિની પ્રતિષ્ઠા કરી.** તેઓશ્રી સં. ૧૪૩૨ ના ભાદરવા વદિ ૧૧ ને દિવસે પાટણમાં સ્વર્ગે ગયા.

**શ્રી રત્નસિંહસૂરિ** ( [1]બૃ. ત. ગ. ) ( સં. ૧૪૫૨ ) શ્રી જયતિલકસૂરિના પટ્ટે રત્નસિંહસૂરિ થયા. સં. ૧૪૫૨ માં જયતિલકસૂરિએ સ્તંભતીર્થમાં શ્રી રત્નસિંહને આચાર્યપદ આપ્યું અને હરપતિએ તેનો મહોત્સવ કર્યો. હરપતિનો પુત્ર શાણરાજ થયો. આ સૂરિએ ગિરિપુર ( ડુંગરપુર ) નગરમાં ‘ ધીઆ વિહાર ’ નામના વૃષભદેવ પ્રાસાદમાં ૧૨૫ થી અધિક મણના પિત્તળના સપરિકર ઋષભદેવ બિંબની ચૈત્ય પ્રતિષ્ઠા કરી. હજી પણ ( પટ્ટાવલીકારના સમયમાં ) શેર ભાર રૂપાની આરતી, મંગલ પ્રદીપ, બે ચામર તે વખતના જોવામાં આવે છે. ( જૈ. ગૂ. ક. ભા. ૨ જો પૃ. ૭૩૯ ) આ સૂરિએ ખંભાતમાં સં. ૧૪૮૧-૮૬-૮૮, ૧૫૦૩, ૧૫૦૭, ૧૫૧૩, ૧૫૧૭ માં પ્રતિષ્ઠાઓ કરાવી છે.

**શ્રી રત્નશેખર** ( તપાગચ્છ ) ( જન્મ ૧૪૫૭ ) ખંભાતના બાબીએ બાલ્યવયમાં તેમને ‘ બાલસરસ્વતી ’ એવું નામ આપ્યું. ૧૧ વર્ષે યુગપ્રધાન પદવી ભોગવી, સં. ૧૫૧૭ માં સ્વર્ગવાસી થયા.

**શ્રી મુનિસુંદર** ( તપાગચ્છ ) ( જન્મ સં. ૧૪૬૬ ) તેઓ બહુ હોશિયાર હતા. તેમને **ખંભાતના** દફતરખાને **‘ વાદિગોકુલષંડ ’ નું બિરૂદ આપ્યું હતું.** તેમણે ઘણા ગ્રંથો બનાવ્યા છે. સં. ૧૫૦૩ ના કારતક સુદી ૧ ને દિવસે કોટડામાં સ્વર્ગવાસી થયા. તેમના હાથે ખંભાતમાં સં. ૧૪૮૯ માં પ્રતિષ્ઠા થઇ.

**શ્રી સિદ્ધાંતસાગરસૂરિ** ( અં. ગ. ) સાઠમા પટ્ટધર હતા. પાટણ નગરના સોની જાવડની પૂરલદે નામે સ્ત્રીના પુત્ર હતા. તેમનો જન્મ

૧ બૃહત્ તપ ગચ્છ.

સં. ૧૫૦૬ માં થયો હતો. સં. ૧૫૧૨ માં દીક્ષા લીધી. ૧૫૪૧ માં આચાર્યપદ પામ્યા. સં. ૧૫૪૨ માં ગચ્છનાયકપદ પામ્યા. તેમની પ્રતિષ્ઠાના સં. ૧૫૪૮–૫૧–૫૩–૫૭-૬૦ ના લેખો છે.

શ્રી ભાવસાગરસૂરિ (અં. ગ.) એકસઠમા પટ્ટધર હતા. મારવાડ દેશના નરસાણી ગ્રામમાં વોરા સાંગાની સિંગારદેથી જન્મ્યા હતા. તેમનો જન્મ સં. ૧૫૧૦ માં થયો હતો. સં. ૧૫૨૦ માં ખંભાતમાં શ્રી જયકેશરીના હાથે દીક્ષા લીધી હતી. સં. ૧૫૬૦ માં માંડલગ્રામે આચાર્યપદ અને ગચ્છેશપદ મળ્યું. સં. ૧૫૮૩ માં કાળધર્મ પામ્યા. તેમના પ્રતિષ્ઠાના લેખ સં. ૧૫૬૦, ૧૫૬૧, ૧૫૬૩ ના મળે છે.

શ્રી ગુણનિધાનસૂરિ (અં. ગ.) બાસઠમા પટ્ટધર હતા. પાટણના શ્રીમાળી નગરાજ શેઠની લીલાદેથી સં. ૧૫૪૮ માં જન્મ્યા હતા. તેમનું મૂળનામ સોનપાલ હતું. સં. ૧૫૫૨ માં શ્રી સિદ્ધાંતસાગરસૂરિના હાથે દીક્ષા લીધી. સં. ૧૫૮૪ માં ખંભાતમાં સૂરિપદ અને ગચ્છેશપદ મળ્યું. સં. ૧૬૦૨ માં કાળધર્મ પામ્યા; તેમના સં. ૧૫૮૪, ૧૫૮૭. ૧૫૯૧, અને ૧૬૦૦ ના લેખો મળે છે.

શ્રી ધર્મમૂર્તિસૂરિ (અં. ગ.) ત્રેસઠમા પટ્ટધર હતા. ખંભાતના શા૦ હંસરાજ વણિકની હાંસલદે સ્ત્રીથી જન્મ્યા હતા. તેમનું મૂળનામ ધર્મદાસ હતું. તેમનો જન્મ સંવત ૧૫૮૫ માં થયો હતો. સં. ૧૫૯૯ માં દીક્ષા લીધી. સં. ૧૬૦૨ માં અમદાવાદમાં આચાર્યપદ પામ્યા અને મહોત્સવ સહિત એજ વર્ષમાં ગચ્છનાયકપદ મળ્યું અને સં. ૧૬૭૦ માં પાટણમાં સ્વર્ગવાસી થયા.

"તેઓ ઉગ્રત્યાગી હતા. તેમના રાજ્યમાં ઉત્તરાધ્યયન દીપિકાની પ્રત સં. ૧૬૪૩-૪૪ માં લખાઈ હતી અને વ્યવહારસૂત્રની પ્રત સંવત ૧૬૬૫ માં લખાઇ હતી; તેમણે પોતે વૃહત્ ચૈત્યવંદન (શ્રાવક પ્રતિક્રમણાદિ મંત્ર) અને પ્રદ્યુમ્ન ચરિત્ર રચેલ છે.*" તેમના પ્રતિષ્ઠાના લેખ સં. ૧૬૫૪ વગેરેના છે.

શ્રી કલ્યાણસાગરસૂરિ (અં. ગ.) ચોસઠમા પટ્ટધર હતા. લોલાડા ગામે કોઠારી નાનિગની ભાર્યા નામિલ્લના પુત્ર હતા. તેમનો જન્મ સંવત ૧૬૩૩ માં થયો. સં. ૧૬૪૨ માં દીક્ષા લીધી. સં. ૧૬૪૯માં આચાર્ય-

* જૈન ગુર્જર કવિઓ ભા. ૨ જો પૃ. ૭૭૮.

પદ અમદાવાદમાં પામ્યા. સં. ૧૬૭૦ માં પાટણમાં ગચ્છેશપદ પામ્યા. તેઓ ઘણાજ પ્રભાવશાળી હતા; તેમના ઉપદેશથી સંવત ૧૬૭૫ માં નવાનગરના ઓસવાલ શા. રાજસીયે તેમના ઉપદેશથી ૫૫૧ જિનબિંબ ભરાવી એક મોટું બાવન જિનવાલું ચૈત્ય કરાવ્યું હતું. તેઓ ૧૬૭૧ માં યાત્રા કરી સં. ૧૭૧૮ માં ભુજમાં કાળધર્મ પામ્યા. તેમણે ખંભાતમાં સં. ૧૬૬૭ અને ૧૬૮૧ માં પ્રતિષ્ઠા કરાવી છે.

**શ્રી અમરસાગરસૂરિ** (અં. ગ.) પાંસઠમા પટ્ટધર હતા. તેઓ મેવાડના ઉદયપુરના શ્રીમાળી જ્ઞાતિના ચોધરી ચોધાની સોના નામે ભાર્યાથી જન્મ્યા હતા. તેમનો જન્મ સં. ૧૬૯૪ માં થયો હતો. તેમનું મૂળ નામ અમરચંદ્ર હતું. સં. ૧૭૦૫ માં દીક્ષા લીધી હતી અને સંવત ૧૭૧૫ માં ખંભાતમાં આચાર્યપદ પામ્યા. સંવત ૧૭૧૮ માં કચ્છમાં ગચ્છેશપદ પામ્યા. સં. ૧૭૬૨ માં ધોળકે કાળધર્મ પામ્યા.

**ધર્મલક્ષ્મી મહત્તરા** (સં. ૧૪૯૧) સં. ૧૪૯૧ પહેલાં ખંભાતમાં ઓસવંશી સોની સિંહ (સીહુ) વસતો હતો. તેને રમાદેવીથી મેલાઈ નામની પુત્રી થઇ. તે જ્યારે સાત વર્ષની થઈ ત્યારે તેણીએ શ્રી રત્નસિંહસૂરિના હાથે વિ. સં. ૧૪૯૧ માં દીક્ષા લીધી અને ધર્મલક્ષ્મી નામ રાખ્યું. આ વખતે રત્નચૂલા નામની મહત્તરા હતી; તેનીજ પાટે આ ધર્મલક્ષ્મી આવ્યાં.

અંગ, ભાષા, લિપિ, પ્રકરણ વગેરેનો તેણે અભ્યાસ કર્યો હતો. રત્નસિંહસૂરિએ સં. ૧૫૦૧ માં તેને મહત્તરાપદ આપ્યું.*



## ૭—સ્થંભતીર્થ અને પ્રભાવિક આચાર્યો.

### ખઃ (૧૬ થી ૧૭ મા સૈકા સુધી)

**શ્રી હીરવિજયસૂરિ** (વિ. સં. ૧૫૮૩)

જૈન ઇતિહાસમાં પંદરમો અને સોળમો સૈકો અત્યંત સ્મરણીય છે. તે સૈકાઓ સુવર્ણયુગના કહી શકાય. આ સૈકામાં ઘણા પ્રભાવશાળી આચાર્યો થયા છે. દિલ્હીના તખ્ત ઉપર મોગલ સમ્રાટ અકબર અને તેના પછીના રાજાઓનો અમલ હતો. જ્યારે અકબર દિલ્હીની ગાદીપર

* જૈ. ઐ. ગૂ. કા. સં. પૃ. ૨૧૫.

હતો તે વખતે ગુજરાતમાં પ્રસિદ્ધ આચાર્ય હીરવિજયસૂરિ જૈનધર્મનો ઝુંડો ફરકાવી રહ્યા હતાં. સમ્રાટે તેમને બહુમાનપૂર્વક પોતાના દરબારમાં તેડાવી ભારે માન આપ્યું હતું.

આ આચાર્યે ખંભાતમાં સાત ચોમાસા જુદા જુદા વખતે કર્યાં હતા. તે દરમીઆન તેમના શુભ હસ્તે ઘણી પ્રતિષ્ઠાઓ થઈહતી. તેમના વરદ હસ્તે ઘણાએ દીક્ષા લીધી હતી, અને તેમના ઘણા શિષ્યો થયા હતા. એટલે ખંભાતના જૈન ઇતિહાસમાં આ આચાર્યશ્રીનો પ્રભાવ સોનેરી અક્ષરોએ નોંધાયો છે. ખંભાતના કવિ ઋષભદાસે સંવત ૧૬૮૫ માં 'હીરવિજયસૂરિ'નો રાસ રચ્યો છે; તે ઉપરાંત 'હીરસૌભાગ્યકાવ્ય' વગેરે સંસ્કૃત ગ્રંથો રચાયાં છે. વધુ જાણવાની જિજ્ઞાસાવાળાએ 'સૂરીશ્વરને સમ્રાટ' વાંચવો.

હીરવિજયસૂરિનો જન્મ સં. ૧૫૮૩ માં પાલણપુરમાં થયો હતો. તેમના પિતાનું નામ **કુંરાશાહ** અને માતાનું નામ **નાથી** હતું. તેમના સ્વર્ગવાસ પછી તેમણે દીક્ષા લીધી. મારવાડના નાડલાઇ ગામમાં સંવત ૧૬૦૭માં પંડિતપદ અને સં. ૧૬૦૮માં ઉપાધ્યાયપદ મળ્યું. ત્યારપછી સં. ૧૬૧૦ માં શિરોહી (મારવાડ)માં આચાર્યપદ મળ્યું હતું.

**હીરવિજયસૂરિ અને હબીબલો**—હીરવિજયસૂરિ એક વખત વિહાર કરતા કરતા ખંભાત આવ્યા. આ વખતે ખંભાતમાં હબીબલો નામનો એક ખોજો રહેતો હતો, તે ઘણો જબરો હતો. કહે છે કે તેનો એક ટંકનો ખોરાક એક મણનો હતો. આ હબીબલાએ ગમે તે બહાનું કાઢીને સૂરિશ્વરનું ઘણું અપમાન કર્યું; તેમાં વળી સૂરિશ્વરનો દ્વેષી મહીઓ નામનો એક ગૃહસ્થ હતો તે તેને મળી ગયો. એટલે તે વધારે ફાવી ગયો. પરિણામે સૂરીશ્વરને તેણે ગામ બહાર કાઢ્યા. આથી જૈન કોમમાં ખળભળાટ મચી ગયો. સૂરિજીના આ અપમાનથી જૂદા જૂદા ગચ્છના જે સાધુઓ ખંભાતમાં હતા તેઓ પણ ગામમાંથી નીકળી ગયા. પછી ખોજા હબીબલાને સજા કરવા તથા સાધુઓનું અપમાન થતું અટકાવવા **ધનવિજય** નામના એક સાધુને અકબર પાદશાહ પાસે મોકલ્યો. તેણે ત્યાં જઇ અકબર પાસેના જૈન સાધુ શાન્તિચંદ્રને બધી હકીકત કહી; તેમણે અકબરશાહને સઘળી હકીકત નિવેદન કરી. બાદશાહે કહ્યું "તેને બાંધી-જૂતાં મારીને અહીં લાવવાનો હમણાંજ હુકમ કરૂં છું."

આ વખતે બાદશાહ અકબર પાસે **હીરાનંદ** નામનો એક ગુમાસ્તો રહેતો હતો. તેણે બાદશાહને બહુ આજીજી કરી માફ કરવા વિનતિ કરી; છતાં બાદશાહે માન્યું નહિ અને હુકમ ફરમાવ્યો. તે સમાચાર ખંભાતમાં આવતાં અને ખોજાને ખબર મળતાં તે ઘણો ગભરાયો. તેને એમ લાગ્યું કે અકબર જેવા મહાન્ રાજા આ આચાર્યને આટલું બધું માન આપે છે, માટે મારી જબરી ભૂલ થઇ છે. તે ઉપરથી તેણે સૂરિને પગેપડી માફી માગી અને સૂરિનો બહુ સત્કાર કર્યો તથા સુરિજીની આજ્ઞાને માન આપી પોતને ત્યાં રહેલાં બંદીવાનો (ગુલામો)ને મુક્ત કર્યા.

**કલ્યાણરાયનો ઉપદ્રવ**—આચાર્ય હીરવિજયસૂરિ જ્યારે અકબરશાહ પાસે હતા ત્યારે કેટલાક દ્વેષી લોકોએ ઉપદ્રવ કર્યો હતો. આ વખતે ખંભાતમાં કલ્યાણરાયે કેટલાક જૈનોની પાસે અમુક કારણો બતાવી બાર હજાર રૂપીઆનું ખત લખાવી લીધું અને કેટલાકનાં માથાં મુંડાવ્યાં. તેમાં કેટલાકોને તો પોતાનો જાન બચાવવાની ખાતર જૈનધર્મનો ત્યાગ પણ કરવો પડયો. આ ઉપદ્રવથી આખા ગુજરાતમાં બહુ હોહા મચી રહી હતી.

આ હકીકત દિલ્હીમાં સૂરિજીને પહોંચતાં તેમણે પાદશાહને તે હકીકત જણાવી. બાદશાહે અમદાવાદના સુબા **મીર્જાખાન** ઉપર એક પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કે “હીરવિજયસૂરિના શિષ્યોને જે તકલીફ આપતા હોય તેઓને વગર વિલંબે શિક્ષા કરો.”

આ પત્ર અમદાવાદ આવતાં અમદાવાદના આગેવાન ગૃહસ્થોએ વિપુશાહ નામના ગૃહસ્થને જણાવ્યું કે આ પત્ર લઇને તમે ખાનસાહેબ પાસે જાઓ. વિપુશાહે સલાહ આપી કે બને ત્યાં સુધી અંદર અંદર સમજી જવામાં સાર છે. વળી કલ્યાણરાય પાસે **વિઠ્ઠલ** નામનો મહેતો છે. તે એવો તો નાલાયક અને ખટપટીઓ છે કે એનું ચાલશે તો આપણને હેરાન કરશે. છેવટે સુબા મીરજાખાને અકબર બાદશાહનો કાગળ બતાવ્યો; તેણે તરત હુકમ કર્યો કે કલ્યાણરાય તથા વિઠ્ઠલને પકડીને લાવો. વિઠ્ઠલને પકડવામાં આવ્યો અને આખા ગામમાં ફેરવીને ત્રણ દરવાજા આગળ બાંધીને તેને શિક્ષા કરવામાં આવી. કલ્યાણરાય નાસી ગયો અને ભયભ્રાન્ત અવસ્થામાં સુબાની તહેનાતમાં હાજર થયો. ખાને રાયકલ્યાણને ઘણો ઠપકો આપ્યો અને સાધુઓની માફી મંગાવી. વળી બાર હજાર રૂપીઆનું ખત જે જોર જુલમથી લખાવી

લીધું હતું તે પણ રદ કરાવ્યું અને રાયકલ્યાણના જુલમથી જેઓએ જૈનધર્મનો ત્યાગ કર્યો હતો તેઓને પાછા ઠેકાણે લાવવામાં આવ્યા.

**શ્રી હીરવિજયસૂરિના વિદ્યાગુરુ**—સૂરિજી એકવાર ખંભાતમાં હતા તે વખતે તેમનો પૂર્વાવસ્થાનો વિદ્યાગુરુ આવી ચઢયો. આ વખતે આચાર્યશ્રી જૈનોમાં મહાગુરુ ગણાતા હોવા છતાં તેમણે પોતાના વિદ્યાગુરુને ઘણું માન આપ્યું, તેમ સઘળા જૈન સંઘે તેમને માન આપ્યું. પછી સૂરિજીએ વિદ્યાગુરુ પ્રત્યે વિનયભરી રીતે કહ્યું કે—મારા જેવો નિર્ગ્રન્થ આપને શું ધરી શકે? અધ્યાપકે કહ્યું આપને જરાપણ મુંઝાવાની જરૂર નથી; મારે અહીં આવવાનું કારણ જુદું જ છે. મને એક દિવસે સર્પદંશ થયો હતો. તેનું વિષ કોઇપણ ઉપાયે ઉતરતું નહતું. પછી આપના નામસ્મરણપૂર્વક તેને દંશમાંથી ચૂસતાં તે ઉતરી ગયું, અને હું બચ્યો. આ ઉપરથી એમ સમજાયું કે જેના માત્ર નામસ્મરણમાં આટલો ચમત્કાર છે, તો તેમના પ્રત્યક્ષ દર્શન કરી કૃતાર્થ થાવું જરૂરનું છે; આવો શુભ આશય ધારણ કરી અત્રે આવ્યો છું. આ વખતે સોની તેજપાલના પત્ની સંઘવણ સાંગદે પાસે બેઠાં હતાં, તેઓ આ વાતચીતથી વાકેફ થતાં તેમણે પ્રશ્ન કર્યો કે "આપના આ પૂર્વાવસ્થાના ગોર છે?" સૂરિએ કહ્યું કે એ ગોર નથી પણ મારા વિદ્યાગુરુ છે; સંઘવણે પોતાના હાથમાંનું કડું કાઢીને તરતજ તેમના આગળ મૂક્યું તથા બીજા ગૃહસ્થો પાસેથી બારસો રૂપીઆ એકઠા કરી એ વિદ્યાગુરુને આપ્યા.

**સૂરિજીના ભક્તો**—આ પ્રભાવશાળી આચાર્યના ખંભાતમાં ઘણા ધનાઢયો, ભક્તો હતા. સોની તેજપાળ, સંઘવી ઉદયકરણ, ઠક્કર કીકા, પારેખ રાજીઆ તથા વજીઆ વગેરે તેમના પરમભક્તો હતા.

સૂરિજીના હાથે ખંભાતમાં સં. ૧૬૧૭ માં ૩, ૧૬૨૨ માં ૩, સં. ૧૬૨૬ માં ૪, સં. ૧૬૨૭ માં ૨, સં. ૧૬૩૦ માં ૧, સં. ૧૬૩૧ માં ૧, સં. ૧૬૩૨ માં ૩, સં. ૧૬૩૭ માં ૨, સં. ૧૬૩૮ માં ૨, સં. ૧૬૪૪ માં ૧, સં. ૧૬૫૩ ૩. એમ લગભગ ૨૫ પ્રતિમાની પ્રતિષ્ઠાઓ થઈ હતી. તેમણે સાત ચોમાસાં ખંભાતમાં કર્યાં હતાં.

**સ્વર્ગવાસ**—આચાર્યશ્રી સંવત ૧૬૫૨ ના ભાદરવા શુદિ ૧૧ ને દિવસે કાઠીઆવાડના ઉના ગામમાં સ્વર્ગવાસ થયા. તેની બીજી સાલના માગસર વદિ ૨ ને સોમવારે પુષ્ય નક્ષત્રના દિવસે ખંભાત નિવાસી સંઘવી ઉદયકરણે તેમની પાદુકાની શત્રુંજય ઉપર સ્થાપના કરી અને

આચાર્યશ્રી વિજયસેનસૂરિના નામથી મહોપાધ્યાય કલ્યાણવિજયગણિ અને પંડિત ધનવિજયગણિએ તેની પ્રતિષ્ઠા કરી.[1]

સં. ૧૬૫૩ ના ફાગણ શુદિ ૮ ને દિવસે તેમની પાષાણમૂર્તિ ખંભાતના પઉમા અને તેની સ્ત્રી પાંચીએ કાઠિઆવાડમાં આવેલા મહુવા ગામમાં કરાવી.[2] તે મૂર્તિનો ફોટો સૂરિશ્વર અને સમ્રાટમાં આપ્યો છે.

## શ્રી વિજયસેનસૂરિ (જન્મ સં. ૧૬૦૪)

શ્રી હીરવિજયસૂરિની પાટ પર તેમના પછી તરતજ થએલા શ્રી વિજયસેનસૂરિ મહાન પ્રભાવશાળી આચાર્ય થઇ ગયા છે. તેમના સંબંધમાં સંસ્કૃતમાં તથા ગુજરાતીમાં ગ્રંથો રચાયા છે ખંભાતમાં આ આચાર્યશ્રીના હાથે ઘણી પ્રતિષ્ઠાઓ થઇ છે; ખંભાતનાં જૈન ઇતિહાસમાં તેમનો ફાળો નાનોસુનો નથી, તેમનું જીવન નીચે પ્રમાણે છે.

શ્રી વિજયસેનસૂરિનો જન્મ મારવાડના નાડલાઇ ગામમાં વિ. સં. ૧૬૦૪ ના ફાગણ શુદિ ૧૫ ને રોજ થયો હતો. તેમના પિતાનું નામ કમા અને માતાનું નામ કોડિમદે હતું. તેમનું મૂળ નામ જયસિંગ હતું. જ્યારે જયસિંગ સાત વર્ષની ઉમરના થયા ત્યારે તેમના પિતાએ દીક્ષા લીધી અને માતા તથા જયસિંગ સુરત આવીને રહ્યા. બન્નેજણે શ્રી વિજયદાનસૂરિની પાસે વિ. સંવત ૧૬૧૩ ના જેઠ શુદિ ૧૧ ને દિવસે દીક્ષા લીધી અને જયસિંગનું નામ જયવિમલ પાડ્યું. પછી તેમને હીરવિજયસૂરિને સોંપવામાં આવ્યા; ત્યાંથી તેઓ ડીસા ગયા અને પછી ત્યાંથી ખંભાત આવ્યા.[3]

---

૧ પ્રા. લે. સં. ભા. ૨ જો પૃ. ૩ (બુદ્ધિ.)

૨ "१६५३ पातशाहि श्री अकबर प्रवर्त्तित सं. ४१ वर्षे फा. सुदि ८ दिने श्री स्तम्भ तीर्थ वास्तव्य श्री. पउमा (भा.) पांची नामन्यता श्री हीरविजयसूरीश्वराणां मूर्तिः का. प्र. तपागच्छे श्री विजयसेनसूरिभिः॥ સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૫.

૩ ઇમ સુણી ગચ્છ ધણી હરખિઉ, વિહાર ખંભાયતિ કિનોરે,
શ્રી જયવિમલ ગણે સનિં, પંડિતપદ તિહાં દીનોરે. ૧૪
જૈન એ. ગૂ. કા. સં. પૃ. ૧૬૭.

ખંભાનની પ્રજાનો તેમના ઉપર અત્યંત ભકિતભાવ હતો તે નીચેની કવિતા પરથી સમજાય છે.

[૧]પરમ પટોદર હીરનાજી, વીનતડી અવનાર,
નયરી ત્રંબાવતી ઇહાં, અછઇજી અમરાપુર અનુકાર,
જેસિંગજી આવો આણંઈ દેશ.
ભાવીક જોઈ તુહ્ય વાટડીજી, કીજઈ પર ઉપગાર,
જય જંપઇ મયા કરીજી, પધારો ગણધાર.—જેસિંગજી૦

જૈન પ્રજાનો ભક્તિભાવ જોઈ તે ખંભાતમાં પધાર્યા.

ખંભાતમાં આવ્યા પછી શ્રાવિકા પૂનિએ ઘણું દ્રવ્ય ખરચી પદ-ઉત્સવ કર્યો અને વિ. સંવત ૧૬૨૬ ના ફાગણ સુદ ૧૦ ને દિવસે તેમને પંડિતપદ આપવામાં આવ્યું.[૨] ખંભાતથી તેઓ અમદાવાદ ગયા અને ત્યાં વિ. સં. ૧૬૨૮ ના ફાગણ સુદ ૭ ને દિવસે આચાર્યપદ આપ્યું, ત્યારથી વિજયસેનસૂરિ નામ પાડવામાં આવ્યું.

શ્રી વિજયસૂરિના હાથે ખંભાતમાં વિ. સંવત ૧૬૩૨ માં ૧, ૧૬૪૩ માં ૨, ૧૬૪૪ માં ૮, ૧૬૫૪ માં ૨, ૧૬૫૬ માં ૨, ૧૬૫૮ માં ૧, ૧૬૫૯ માં ૧, ૧૬૬૧ માં ૩, ૧૬૬૨ માં ૧, ૧૬૬૮ માં ૧ એમ એમના વરદ હસ્તે લગભગ ૨૨ પ્રતિષ્ઠાઓ થઈ છે. બજારના ચિંતામણિ પાર્શ્વ-નાથ તથા માણેકચોકના ભોંયરા ઉપરના પાર્શ્વનાથની પ્રતિષ્ઠાઓ તેમના હાથે થઈ છે. આ દહેરાં અત્યારે પણ ઘણાં જોવા લાયક છે.

**ખંભાતમાં સ્વર્ગવાસ**—સૂરિશ્રી અનેક સ્થળે વિહાર કરતાં કરતાં વિ. સં. ૧૬૭૧ માં અમદાવાદ આવ્યા; તે વખતે તેમની શરીર પ્રકૃતિ બગડી-એટલે તેઓ ખંભાત આવ્યા અને અકબરપુરમાં મોટો જૈનનો ઉપાસરો હતો ત્યાં તેઓ ઉતર્યા. દિવસે દિવસે તેમનું શરીર વધારે બગડયું અને વિ. સં. ૧૬૭૨ ના જેઠ વદિ ૧૧ ના દિવસે સ્વર્ગવાસી

૧ એ. સજ્ઝાયમાલા ભાગ ૧ લો પૃ. ૧૨

૨ સોલ છવસઇ તિહાં લિઓ લાભ પ્રતિષ્ઠાનો મોટો રે,
શ્રાવિકા પૂનિઇ તિહાં કિઉ, પદ ઉચ્છવ નહિ ખોટો રે. ૧૫
જૈ. ઐ. ગૂ. કા. સં. પૃ. ૧૬૭

થયા; તેમનો મરણ પ્રસંગ ખંભાતના જૈન સંઘે કેવી રીતે ઉજવ્યો તે જાણવા યોગ્ય હોવાથી નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે.[1]

જ્યેઠ વદિ એકાદશી, ઉગતઇ આદિતવાર,
શ્રી વિજયસેનસૂરિંદ પામ્યા, સ્વર્ગ સુખસાર. ૩૯
ઉત્તમ જાતિ કથિયા કેરી, પંચ ભાતિ બહુમૂલ,
સત્તરખંડ માંડવી મંડાણઈ, રચના કરીઅ અમૂલ. ૪૦
સોભાગી ધર્મ કરૂ જગિ જાણુ, એ તનુ પુણ્યતણું પરિમાણુ,
જુઓ જેસંગજી નિરવાણુ, હુઆ જે જિનશાસન ભાણુ;
સોભાગી ધર્મ કરૂ જગિજાણુ—આંચલી.
અંગ પૂંજણઇ પૂજ્યતણુઈ તિહાં મહીમુંદી સઈ વીસ,
અગર દોઈ મણ અધમણ કેસર, સૂકડી મણ ચ્યાલીસ. ૪૧
સાર કપુર ચુઓ કસ્તુરી, સબરા દ્રવ્ય અનેક,
તે સેવિ દહન વેલાઇ ચિતામાં આણી ઠવિએ વિવેક. ૪૨
ચિતામાંહિ શ્રી પૂજ્ય પુઢાડયા, તવ કુંઅરજી ગાંધી,
સુખ ભરીઉં રૂપઇઈ કપુરઈ, પુણ્ય ગાંઠડી બાંધી. ૪૩

---

૧ સં. ૧૬૭૪ માં વિદ્યાચંદ્રે 'શ્રીવિજયસેનસૂરિ નિર્વાણ રાસ' બનાવ્યો છે.
વળી જુઓ—વરસિ સોલ બહુત્તરી, પંભનગરી ચઉમાસ
કરવા અકબરપુરિ આવ્યા અતિહિ ઉલાસે રે—૪૪
જેઠ બહુલ એકાદશી, પ્રહઊગમતઇ ભાંણ,
ચઉસરણાદિ સમાધિસ્યું ગુરૂ હૂઉ નિર્વાણો રે.—૪૫
મખમલ કેરી માંડવી, માંડી સતર ખંડ,
ચ્યાલીસ મણ સૂકડી મિલી, ત્રિણ મણ અગર અખંડોરે-૪૬
અધમણ કેસર તિહાં મિલ્યું મિલ્યો ઘણો ઘનસાર,
કસ્તૂરી ચૂરી ઘણી ચોઆદિકનો ન પારો રે—૪૭
દો હજાર મહમુંદિઈ પૂજ્યા પૂજ્ય નવાંગ,
ઇમ ગુરૂના નિર્વાંણનો હૂઉ ઉછવ ચંગો રે—૪૮
મહમુંદી સવલી મિલી આઠ હજાર પ્રમાંણ,
પરચી ષંભાયતતણઇ સંઘઇ જાણ સુજાંણો રે—૪૯
જગિ જાંણી એકાદશી ઇક ગુરૂ હીરજી કીધ,
બીજી ગુરૂ જેસંગજી કીધ જગત્ર પ્રસિદ્ધો રે—૫૦
સં. ૧૬૭૪ માં ગુણવિજય રચિત સજ્ઝાય—ઐ. સજ્ઝાયમાલા
ભાગ ૧ લો પૃ. ૩૯

સાહા સોમા સોમકરણ સંઘવી, ગાંધી કુંઅરજીવાલી,
રૂપઇઆ સઉની મહીમુંદી, પોલી લગઈ ઉછાલી. ૪૪
દરવાજાથી ઠામ લગઇવલી, માંડવી લેઇ જાતાં,
દોકડા રૂપઇઆ સઉના તિમ, ઉછાલ્યા ઇમ થાતાં. ૪૫
મહીમુંદી રૂપઇઆ મહુરઈ, પૂજઈ સંઘ અશેષ,
ખરચાણી સવિ મહુરમાનઈ, આઠ હજાર વિશેષ. ૪૬
જિહાં લગઇ અંગઇ લગારઈ દીઠું, મહિમા ભાવઈ ભગતઈ,
તિહાં લગઇ પૂજી વધાવી ચિતા તે ઇમ ઉત્સવ અતિ શક્તિઇ. ૪૭

**અકબરપુરમાં સ્તૂપ**—શ્રી વિજયસેનસૂરિના મરણસ્થાને ખંભાતના વતની સોમજીશાહે એક સ્તૂપ કરાવ્યો. આ સમયે દિલ્હીની ગાદી ઉપર જહાંગીર બાદશાહ હતો; તે વખતે ચંદુસંઘવીએ દસવીઘાં જમીન તેની પાસે માગી. બાદશાહે તેને 'મદદે મુઆશ' નામની જાગીર આપી. જે બાબતનું ફરમાન પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે, તે જમીન ઉપર સોમજીશાહે સ્તૂપ બંધાવ્યો. હાલ એ સ્તૂપ ત્યાં નથી, પણ ખંભાતના ભોંયરાપાડામાં શાંતિનાથનું મંદિર છે, તેના મૂળ ગભારામાં ડાબા હાથ તરફ પાદુકાવાળો પત્થર છે તેના ઉપરના લેખ ઉપરથી જણાય છે કે આ પાદુકા તેજ છે કે જે સોમજીશાહે વિજયસેનસૂરિના સ્તૂપ ઉપર સ્થાપના કરી હતી. અકબરપુરમાંથી સ્તૂપની કયારે પડતી થઇ તે જણાતું નથી. આ લેખ નીચે પ્રમાણે છે.

"વિ. સંવત ૧૬૭૭ ના મહા શુદિ ૧૩ ને રવિવારના દિવસે સોમજીએ પોતાની બેન ધર્માઈ, સ્રીયો સહજલદે અને વયજલ દે તથા પુત્રો સૂરજી અને રામજી વિગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણને માટે વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ પાસે વિજયસેનસૂરિની આ પાદુકાની સ્થાપના કરાવી હતી." વળી સં. ૧૬૭૭ ના માગસર (?) ૫ ને રવિવારે શ્રી વિજયસેનસૂરિની મૂર્તિ પણ કોઇએ કરાવી છે.[1]

**શ્રી વિજયતિલકસૂરિ**—શ્રી વિજયસેનસૂરિની પાટે બે આચાર્યો થયા. (૧) વિજયદેવ અને (૨) વિજયતિલકસૂરિ અને તે આ પ્રમાણે—

"વાચક શિરોમણિ શ્રીમાન્ ધર્મસાગરજી ઉપાધ્યાયે 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ ઘણી સખ્ત ભાષામાં રચ્યો હોવાથી તેને અપ્રમાણ ગણી વિજયસેનસૂરિએ ધર્મસાગરજીને ત્રણ પેઢી સુધી ગચ્છ બહાર કર્યા હતા.

૧ બુદ્ધિ. જૈ. ધા. પ્ર. લે. સં. ભાગ ૨ જો લેખાંક ૭૫૮

વિજયદેવસૂરિ ગૃહસ્થાવસ્થામાં ધર્મસાગરજીના ભાણેજ થતા હતા અને પરસ્પર બંનેને પ્રેમ હતો; તેથી ગચ્છ બહારની હકીકતનો પત્ર ધર્મ-સાગરે વિજયદેવસૂરિને લખ્યો કે જેના ઉત્તરમાં વિજયદેવસૂરિએ પત્રની અંદર જણાવ્યું કે–"કશી ચિંતા ન કરશો; ગુરુનું નિર્વાણ થયે તમને ગચ્છમાં લેઇ લઇશું. આ પત્ર માણસ સાથે મોકલ્યો; તેણે ભૂલથી તે વિજયસેનના હાથમાં આપ્યો. વાંચતાં હૃદયમાં પોતાના શિષ્યને માટે આઘાત થયો અને બીજા કોઇને ગચ્છપતિ નીમવા વિચાર રાખ્યો. વિહાર કરતાં ખંભાત આવ્યા. સં. ૧૬૭૧, ત્યાં સ્વર્ગે જવા પહેલાં આઠ વાચક (ઉપાધ્યાય) અને ચારસો મુનિના પરિવારને બોલાવી જણાવ્યું કે–" એક વખત તમે વિજયદેવસૂરિ પાસે જઇ મારૂં વચન માન્ય રાખવા કહેજો; જો માન્ય કરે તો પટ્ટધર તેનેજ સ્થાપજો. નહિ તો બીજા કોઇ યોગ્ય મુનિને સ્થાપજો." એમ કહી સંઘ સમક્ષ તે આઠે ઉપાધ્યાયોને સૂરિમંત્ર આપ્યો.

આઠે વાચકોએ વિજયદેવસૂરિ પાસે અમદાવાદ આવી સ્વર્ગસ્થ આચાર્યનો અંતિમ સંદેશ કહ્યો, પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો; એટલે વિજયસેનની ગાદી પર વિજયતિલકસૂરિ સ્થાપિત કર્યા. તે ત્રણ વર્ષ પછી સ્વર્ગસ્થ થયા. ઇ. સ. ૧૬૭૪. કવિ ઋષભદાસે તેમને આચાર્ય તરીકે માન્ય રાખ્યા.[૧]

તે જયસિંહગુરૂ માહરો રે, વિજયતિલક તસ પાટ,
સમતા શીળ વિદ્યા ઘણી રે, દેખાડે શુભ ગતિ વાટ.

આ આચાર્ય મૂળ વિસલનગરના હતા. એક વખત આચાર્ય વિજય-સેનસૂરિ ખંભાત પધાર્યા, તે વખતે વિસલનગરના દેવજીશાહ પોતાના બે પુત્રો અને પોતાની સ્ત્રી સાથે આચાર્યને વંદન કરવા આવ્યા હતા. તે વખતે આ આચાર્યના ઉપદેશથી તેમણે વૈરાગ્ય ઉત્પન્ન થયો ને પોતાના પુત્રો અને સ્ત્રી એ ચારે જણે વિજયસેનસૂરિના હાથે દીક્ષા લીધી. વિજયતિલકસૂરિને ખંભાતમાં સંવત ૧૬૭૩ માં ગચ્છનાયકપદ આપવામાં આવ્યું.[૨]

૧ દીપવિજય કૃત સોહમકુલ પટ્ટાવલી રાસ ઉપરથી કવિ ઋષભદાસના શ્રી મોહનલાલ દ. દેશાઇના નિબંધમાંથી. ગુ. પાં. સા. પ. રિ. પૃ. ૧૯

૨ વધુ વિવેચન માટે વિજયતિલકસૂરિ રાસ જુઓ.

**શ્રી વિજયાણંદસૂરિ—**( જન્મ સં. ૧૬૪૨ )

શ્રી વિજયતિલક પછી શ્રી વિજયાણંદસૂરિ થયા. તેમનો જન્મ સં. ૧૬૪૨ માં મારવાડમાં આવેલા વરરોહ ગામમાં થયો હતો; તેમના પિતાનું નામ શ્રીવંત અને માતાનું નામ શૃંગારદે હતું. તેમનું મૂળ નામ કલો; તેમણે હીરવિજયસૂરિ પાસે સં. ૧૬૫૧ માં દીક્ષા લીધી ને દીક્ષા નામ કમલવિજય હતું. વિજયતિલકસૂરિએ શિરોહીમાં સૂરિપદ આપ્યું.

વિજયાણંદસૂરિ હીરવિજયના શિષ્ય હોવાથી વિજયદેવના કાકાગુરૂ થતા હતા. તે જ્યારે અમદાવાદમાં હતા, ત્યારે વિજયદેવસૂરિ મળવા માટે અમદાવાદ આવ્યા. પરસ્પર પ્રીતિથી બંનેની સંમતિપૂર્વક ગચ્છાધિપત્ય ત્રણ વર્ષ ચાલ્યું. ભાવીયોગે ચોથા વર્ષથી વિજયદેવસૂરિએ પોતાના નામનો પટો મુનિઓ માટે લખ્યો. આ સાંભળી આણંદસૂરિએ પણ પોતાના નામનો પટ્ટો લખ્યો. આ કારણથી એકજ કુળમાં બે આચાર્યોના નામથી બે ગચ્છ થયા. એકનું નામ દેવસૂરિ અને બીજાનું નામ આણંદસૂરિ; સાગરગચ્છની ઉત્પત્તિ પણ આ સમયમાં થઇ.[1]

આ સૂરિ ઘણા સમર્થ વિદ્વાન હતા, તેમ તપસ્વી હતા; તેઓએ ઘણી યાત્રાઓ કરી હતી. તેમના હાથે ખંભાતમાં સંવત ૧૬૮૩ ના ફાગણ વદ ૪ ને દિવસે ગાંધી કુંઅરજીએ મુનિસુવ્રત બિંબની પ્રતિષ્ઠા કરાવી હતી. આ પ્રતિમા હાલ આળીપાડાના શ્રી શાંતિનાથ જિનાલયમાં છે; તે સિવાય તેમનો પ્રતિષ્ઠા લેખ સં. ૧૭૦૬ નો મળે છે.

આ આચાર્ય વિ. સંવત ૧૭૧૧ ના અષાઢ વદિ ૧ ને મંગળવારે પ્રાતઃકાળમાં ખંભાતમાં સ્વર્ગવાસી થયા.[2]

કવિ ઋષભદાસે શ્રી વિજયાણંદસૂરિને ગુરૂ તરીકે સ્વીકાર્યા હતા, તે માટે તે લખે છે કે—

"તેહની પાસે વળી પ્રગટીઓરે કલ્પતરૂનો કંદ,
વિજયાનંદ સૂરિશ્વરરે દીઠો અતિરે આનંદ.

૧ 'કવિ ઋષભદાસ'નો નિબંધ- પાં. સા. પરિષદ પૃ. ૨૦ ટીપણી.

૨ સંવત સત્તર એકાદસઇ આસાઢ વદિ ભૌમવાર રે,
પડવે પ્રભાતિ રે પૂજ્યજી પોહતા સ્વર્ગ મઝારિ રે.—૨૪
ઐ. સ. માલા ભા. ૧ લો પૃ ૯૫

જેહની મધુરી દેશનારે, સૂરિ ગુણ રે છત્રીશ,
ગુણ સત્તાવીશ સાધુના રે, સત્તર ભેદ સંયમ કરીશ.
હીર હાથે દીક્ષા વરે રે, હુઓ તપગચ્છનો રે નાથ,
ઋષભ તણો ગુરૂ તે સહી રે, તેહનો મસ્તકે હાથ.

—ભરતેશ્વર રાસ, સં. ૧૬૭૮.

વળી હીરવિજયસૂરિ રાસમાં પણ તે જણાવે છે કે—

વંદઇ વિજયાણંદ સૂરિસઇ, નામ જપતાં સુખ સબલું થાઈ,
તપગચ્છ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હુઓ પુરૂષ અપારો.
સાહ શ્રીવંત કુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિન દિનકર ચંદો,
લાલબાઇ સુત સિંહ સરીખો, ભવિક લોક મુખ ગુરૂતણો નિરખો,
ગુરૂનામેં મુઝ પોહોતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો.

—સંવત ૧૬૮૫

**સૂરિનો નિર્વાણ-ઉત્સવ—**

ગુણવંત ગછપતિ કિમહી ન વીસરઈ જસ ગુણનો નહિ પાર,
જગનઇ વાહલો જગગુરૂ શોભતો પામ્યો સુર અવતાર. ૨૭
સુડિ કેસર ઘનસારઈ ભેલી વિલેપન કીધું રે સાર,
નવપુજાણું સંઘ તિહાં કરઇ **મહેમુંદી** દોઢ હજાર. ૨૮
સતર ખંડી રે માંડવી તિહાં રચી સમોસરણિ આકારિ,
કરઈ કથીપો રે વસ્તુ વિવિધ વલી ધજના અનેક પ્રકાર. ૨૯
ઇંદ્રધ્વજ સમ મોટી ધજ સોહઈ રજત સોનાની રે ચ્યાર,
ચ્યાલીસ નઈ એક ઉપરિ શતવલી પોઢઈ તિહાં ગણધાર. ૩૦
ઢોલ દમામાં રે ભેરી ઝલ્લરિ વાજઇ વાજિત્ર કોડિ,
રૂપઇઆ મહિમુદી ઉછાલતાં તિહાં મલિ મનુષ્યની કોડિ. ૩૧
ઇણિ પરિ ઉચ્છવ સંઘ બહુ મિલી કરતા આવઈ રે સાર,
સુંદર શુભ પરિ ઉત્તમ ભૂમિકા કરઇ તનુનો સંસ્કાર. ૩૨
સોનઈઆ રૂપઇઈ મુખ ભર્યું પૂજાણું કરઈ નવ અંગિ,
તેરમણ સૂકડિ શ્રીષંડ સારષી સવાશેર કેસર સંગિ. ૩૩
અગર તણો ખંડ એક શેર સાતનો આપ્યો પરિષ **જયદાસ**,
સર્વ મેલીનઈ રે બઇમણ જાલીઇ કૃષ્ણાગરની સુવાસ. ૩૪
કસ્તુરી પાસેર સવા તિહાં અંબર તેતલઇ માનિ,
ચુઆ સેર સાત કૃષ્ણાગર તણો સવા શેર કપૂર સમાનિ. ૩૫

ઇત્યાદિક વિધિ ગુરૂતનું સંસ્કર્યું પ્રેમલ પોહોવ્ય ન માય,
તેહ સુવાસના સુરલોકિ ગઈ આવ્યા સુરુ તેણઇ ઠાય. ૩૬
વૃષ્ટિ કરઇ મેઘમાલી સુર તિહાં ચહુઈ સીતલનઈ રે કાજિ,
સંઘઈ સીચી રે દૂધ ધારા કરી પૂજ્ય કરઇ સુરરાજ. ૩૭
શ્રી પૂજ્યપાટિ રે વિજય જણાઇ શ્રી વિજયરાજ સૂરિંદ,
'ભાણુ' કહઇ ગુરૂ પ્રતિપો તિહાં લગઇ જિહાં ભૂ ગગનદિણંદ. ૩૮

॥ ઢાળ ॥ ( રાગ—ધન્યાસી )

જ્યો જ્યો સૂરિ શિરોમણી, શ્રી વિજયાણંદ સૂરિંદ રે,
કામિતપૂરણ સુરતરૂ, ભવિજન કમલ દિણંદ રે.—જ્યો૦ ૩૯
ધન ધન સંઘ ખંભાતિનો, કીધું ઉત્તમ કામ રે,
બહુ વિધ ધન જેણઇં વાવરી, રાખ્યું ત્રિભુવન નામ રે.—જ્યો૦ ૪૦
શ્રી વિજયાણંદસૂરિ પટધરૂ, શ્રી વિજયરાજ સુર્ણિદ રે,
શ્રી વિજયપક્ષ મંગલ કરૂ, સેવઇ ભવિજન વૃંદ રે.—જ્યો૦ ૪૧
સંવત શશિ સસિ મુનિ સસિ, ભાદ્રવા વદિ ભૌમવાર રે,
તેરસઇં રાસ રચ્યો ભલો, ખારેજય જયકાર રે.—જ્યો૦ ૪૨
એહ રાસ નિત જે ભણઈ, તસઘરિ મંગલ માલ રે,
સાંભળતાં સુખ સંપદા, આપઈ ઋદ્ધિ વિશાલ રે.—જ્યો૦ ૪૩
વાચક શિર ચૂડામણી, શ્રી મેઘવિજય ઉવઝાય રે,
શ્રી લબ્ધિવિજય બુધ રાજીઉ, સીસ 'ભાણુવિજય' ગુણગાય રે—જ્યો૦ ૪૪

ઐ સ. મા. ભા. ૧ લો પૃ. ૯૬

**શ્રી હેમવિમલ—** ( લઘુ પૌશાલિક ગ. ની પટ્ટાવલી ) ( ૧૫૫૨ )

'હેમવિમલે જુદી શાખા કાઢી હોય એમ જણાય છે; તેને હેમ-શાખા કહે છે. સંવત ૧૫૫૦ માં સ્તંભતીર્થના સંઘ સાથે તેમણે શેત્રુંજયની યાત્રામહોત્સવપૂર્વક કરી. સંવત ૧૫૫૨ માં સોની જીવા જાગાએ પ્રતિષ્ઠા કરી. સં. ૧૫૭૦ માં ડાભિલા ગામમાં સ્તંભતીર્થવાસી સોની જીવા જાગાએ આવી કરેલા મહોત્સવપૂર્વક આમલવિમલને સૂરિ પદવી અને દાનશેખર તથા માણિક્યશેખરને વાચક પદવી આપી. સંવત ૧૫૭૨ માં સ્તંભતીર્થ જવા ઈડરથી ચાલતાં કપડવણજ આવતાં સંઘે મોટો પ્રવેશોત્સવ કર્યો. કોઇ ચાડીઆએ આવા પ્રવેશોત્સવ માટે પાદશાહ મુદાફર પાસે વાત કરી, તેણે પકડવા બંદિ મોકલ્યા. ગુરૂ ચુણેલી આવતાં આ વિઘ્નની ખબર પડતાં રાતોરાત નીકળી સોજીત્રાને ત્યાંથી

ખંભાત પહોંચી ગયા. ખોજકોએ ગુરૂને બંદીસ્થાનકે રક્ષિત કર્યા. સંઘ પાસેથી બાર હજાર લીધા. પછી તેમણે સૂરિ મંત્ર આરાધ્યો. ત્યારપછી તેમણે શતાર્થી પં. હર્ષકુલગણિ વગેરેને ચાંપાનેર મોકલ્યા; તેમણે સુલતાનને સ્વકાવ્યથી રંજીત કરી ઘણું દ્રવ્ય પાછું વળાવ્યું. હેમવિમલે ગચ્છભાર લેવા આનંદવિમલને બોલાવ્યા. તેમણે ના પાડવાથી સૌભાગ્ય હર્ષસૂરિને પટ્ટે સ્થાપ્યા. પછી તે સંવત ૧૫૮૩ ના આશ્વિન સુદિ ૧૩ ને દિવસે સ્વર્ગસ્થ થયા."[૧]

હેમવિમલસૂરિના હાથે સંવત ૧૫૫૧, ૧૫૫૩, ૧૫૫૬, ૧૫૬૩, ૧૫૬૫, ૧૫૬૬ અને ૧૫૬૮માં પ્રતિષ્ઠા થઇ છે.

**શ્રી સોમવિમલસૂરિ—( સં. ૧૫૭૦ )**

હેમવિમલસૂરિ તપગચ્છના પટ્ટધર; તેમની પાટે સૌભાગ્યહર્ષસૂરિ થયા અને તેમની પાટે સોમવિમલસૂરિ થયા.

સોમવિમલસૂરિનો જન્મ ખંભાત પાસેના કંસારી ગામમાં પ્રાગ્વાટ સમધરમંત્રી વંશજ રૂપવંતને[૧] ત્યાં તેમની સ્ત્રી અમરાદેથી[૨] સં. ૧૫૭૦ માં થયો હતો. જન્મ નામ જસવંત હતું. હેમવિમલસૂરિ પાસે સંવત ૧૫૭૪ માં વૈશાખ સુદિ ૩ ને દિવસે અમદાવાદમાં દીક્ષા લીધી. તેમનો દીક્ષા મહોત્સવ સં. ભૂભચજસુકે કર્યો. દીક્ષા નામ સોમવિમલ પાડયું. ખંભાતમાં પ્રાગ્વાટ સા. કીકાએ સં. ૧૫૯૦ ના ફાગણ વદ ૫ ને દિવસે બહુ દ્રવ્યનો વ્યય કરીને ગણીપદ આપ્યું. સોમવિમલસૂરિને ખંભાતમાં સં. ૧૬૦૫ ના મહા સુદિ ૫ ને દિવસે ગચ્છનાયકપદ આપવામાં આવ્યું. તેમણે સંઘ સાથે યાત્રા કરી હતી. સં. ૧૬૧૯ માં ખંભાતમાં ચોમાસું કર્યું હતું. તેઓ અષ્ટાવધાની, ઇચ્છાલિપિવાચક, વર્ધમાનવિદ્યાસૂરિમંત્રસાધ્ય, ચૌર્યાદિભય તથા કુષ્ટાદિરોગ નિવારક, કલ્પસૂત્રટબાર્થાદિબહુસુગમ-ગ્રંથકારક, શતાર્થબિરૂદ્ધારક થયા. સંવત ૧૬૩૭ માં માર્ગશિર્ષમાં સ્વર્ગવાસ થયો. કુલ ૨૦૦ ને સાધુ દીક્ષા આપી.

---

૧ જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ જો પૃ. ૭૪૪. અહીં હેમવિમલ નિર્વાણ પામ્યાની સાલ સં. ૧૫૮૩ જણાવી છે, પરંતુ સં. ૧૫૮૪ અને ૧૫૮૭ માં તેમણે પ્રતિષ્ઠા કરાવ્યાના લેખ મળે છે. જુઓ બુ. લે. સં. ભાગ ૨ જો લેખ ૬૭૫, ૭૬૧, એટલે ઉપરની સં. ૧૫૮૩ ની સાલ ખોટી લાગે છે.

૨ "**રૂપચંદ** રતિપતિ અવતરી સોમમૂરતિ સાર." ઐ. સ. ભા. ૧ લો પૃ. ૫૪

૩ "ધન **અમરાદે** કુખડી જિણિ જનમ્યા શ્રી જસવંત" ઐ. સ. મા. ભા. ૧ લો પૃ. ૩

આ આચાર્યની કેટલીક કૃતિઓ પ્રાપ્ત થાય છે[1] જેવી કે—

(૧) ક્ષુલ્લકકુમાર રાસ-સંવત ૧૬૩૩ ના ભાદરવા વદિ ૮ ને દિવસે અમદાવાદમાં રાજપુરામાં બનાવ્યો હતો.

(૨) ચંપકશ્રેષ્ઠિ રાસ-આ રાસ તેમણે સંવત ૧૬૨૨ ના શ્રાવણ સુદિ ૭ ને શુક્રવારને દિવસે વિરાટ નગરમાં બનાવ્યો હતો.

(૩) શ્રેણિક રાસ-સંવત ૧૬૦૩ માં.

(૪) ધમ્મિલકુમાર રાસ (૫) કલ્પસૂત્ર બાલબોધ (૬) દશદ્રષ્ટાન્ત ગીતા વગેરે કૃતિઓ બનાવી છે.

આ સૂરિની સજ્ઝાય તેમના શિષ્ય વિચારસોમમુનિએ સંવત ૧૬૨૩ ના મહા વદિ ૨ ને દિવસે લખી છે. વળી, તેમની બીજી સજ્ઝાયો છે.[2]

શ્રી આણંદવિમલસૂરિ—તેમનો જન્મ સં. ૧૫૪૭ માં ઇડરમાં થયો હતો. તેમના પિતાનું નામ મેઘજી હતું અને માતાનું નામ માણેકદે હતું; તેઓ જ્ઞાતિએ ઓસવાળ હતા; તેમણે નાની ઉમરમાં એટલે સં. ૧૫૫૨ માં શ્રી હેમવિમલસૂરિના હાથે દીક્ષા લીધી હતી. સંવત ૧૫૬૮ માં ઉપાધ્યાય પદવી મળી હતી. સં. ૧૫૭૦ માં ડાબલામાં સોની જીવુ અને જાગરાજે કરેલા ઉત્સાહપૂર્વક પદસ્થાપના થઇ હતી. આ આચાર્ય મહાતપસ્વી હતા; તેમના તપોબળથી ખંભાતની શ્રાવક પ્રજા તેમના પર ઘણો પૂજ્યભાવ રાખતી હતી. ખંભાતમાં તે ઘણો સમય રહ્યા હતા; તેઓ સંવત ૧૫૯૬ ના ચૈત્ર સુદિ ૭ ને દિવસે નવ દિવસનું અણસણ કરી અમદાવાદના નિજામપુરામાં સ્વર્ગવાસી થયા.

શ્રી વિજયદેવસૂરિ—(જન્મ સં. ૧૬૩૪)

શ્રી વિજયસેનસૂરિ પછી તેમની પાટે શ્રી વિજયદેવસૂરિ થયા. તેપણ શ્રી વિજયસેનસૂરિના જેવા પ્રતાપી હતા. ખંભાતમાં તેમના હાથે ઘણી પ્રતિષ્ઠાઓ થઇ છે.

શ્રી વિજયદેવનો જન્મ ઇડરગઢમાં વિ. સં. ૧૬૩૪ માં થયો હતો. વિ. સં. ૧૬૫૫ માં પંડિતપદ આપવામાં આવ્યું હતું અને

---

૧ એ સ. મા. ભા. ૧ લો પૃ. ૪ (આરંભમાં)

૨ એ. સ. મા. ભા. ૧ લામાં ૨, ૪૦, ૪૧ મી સજ્ઝાય જુઓ.

વિ. સં. ૧૬૫૬ ના વૈશાખ સુદ ૪ ને દિવસે સૂરિપદ ખંભાતમાં આપવામાં આવ્યું.[1]

[2]**સૂરિપદ મહોત્સવઃ**—સર્વ વ્યવહારીઓની શ્રેણિમા શિરોમણી સમાન શ્રાવક સા. **શ્રીમલ્લ** નામે શ્રેષ્ઠી પોતાના ભત્રીજા સા. સોમા શ્રેષ્ઠીની સાથે આચાર્યપદની સ્થાપના નિમિત્તે સ્વોપાર્જિત શુભ દ્રવ્યનો વ્યય કરવાની ઇચ્છાથી મરૂ, મેદપાટ, લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ, કુંકણ, ગુર્જર આદિ દેશોમાં ગ્રામે ગ્રામે અને શહેરે શહેર કુંકુમ પત્રિકાઓ મોકલી સંઘજનોને સ્વધામમાં પધારવા વિજ્ઞપ્તિ કરી. તદનુસાર હજારો શ્રાવકોનો મહાન સમુદાય ત્યાં એકત્રિત થયો. ત્યારપછી તે શ્રીમલ્લ શ્રેષ્ઠીએ મનોહરતાથી સ્વર્ગના સુંદર વિમાનનો તિરસ્કાર કરે એવા પોતાના ભવ્ય જિનભવનમાં દિવ્ય ફુલોવડે વિભુષિત શક્રમંડપ સમાન એક મહાન મંડપ બનાવી, ગચ્છાધિપતિ શ્રી વિજયસેનસૂરિશ્વરને સૂરિપદ પ્રદાન કરવાની પ્રાર્થના કરી. ત્યારબાદ તેની લાગણી ભરેલી વિજ્ઞપ્તિનો સૂરિ મહારાજે સહર્ષ સ્વીકાર કરી વૈશાખ સુદિ ૪ ના શુભ દિવસે શ્રી વિજયદેવસૂરિ એ નામપૂર્વક સૂરિપદ પ્રદાન કર્યું. શ્રીમલ્લ શ્રેષ્ઠી આ મહાન કાર્યથી સંતુષ્ટ થઇ પોતાને કૃત કૃત્ય માની સંઘ સમુદાયની એવા પ્રકારે ભક્તિ કરી કે જેથી લોકો તેને સાક્ષાત કલ્પવૃક્ષ સમાન માનવા લાગ્યા. મહોત્સવમાં તેણે બધા મળીને દસ હજાર રૂપીઆ ખરચ કર્યા; તેના બીજે દિવસે ખંભાતમાંજ વસનાર ઠક્કર કીકા નામે શ્રાવકે તેજ સૂરિપદના ઉત્સવ નિમિત્તે આઠ હજાર રૂપીઆનો વ્યય કરી શ્રી વિજયદેવસૂરિના આચાર્યપદમાં પ્રતિષ્ઠા મેળવી. આ સમયે આચાર્યશ્રી સાથે ૭૦૦ સાધુ હતા.

**સુરિજીનો ચમત્કારઃ**—ખંભાતમાં એક દેવચંદ્ર નામે શ્રેષ્ઠી હતો. તેને બે સ્ત્રીઓ હતી. તેઓ બંને વિ. સં. ૧૬૭૩ ના વર્ષે ઉત્પન્ન થયેલા નવીન ઉપાધીમતને માનનારી હતી. કાલાંતરે શેઠ મરણ પામી દેવપણે ઉત્પન્ન થયો. તેણે પોતાની સ્ત્રીઓને ઉપાધીમત છોડવા માટે ઘણી વખત સૂચનાઓ કરી પણ તેઓએ એ તરફ બીલકુલ લક્ષ આપ્યું નહિ. એક

૧ થંભનયર ઉચ્છવ ઘણા શ્રી વિજયસેન ભલું કીધું રે
સંઘ સહિત શ્રી વિજયદેવ નઇ ગછનાયકપદ દીધું રે—૧૨
દાન કુશળ રચિત સજ્ઝાય—ઐ. સ. મા. ભા. ૧લો.

૨ એક સંસ્કૃત હસ્તલિખિત પત્ર ઉપરથી 'પુરાતત્વ' પુ ૨ જું પૃ. ૪૬૦

વખતે તેમને ત્યાં સંઘ જમણ હતું, તે વખતે દેવ થયેલા પતિએ પાષાણોની વૃષ્ટિ કરી તેથી બધા જમનારા શ્રાવકો પલાયમાન થઇ ગયા. પાંછળથી દેવતા પ્રકટ થયો તેને જોઇ બંને સ્ત્રીઓ પૂછવા લાગી કે તું કોણ છે? અને શામાટે અમને ડરાવે છે? ત્યારે તે દેવતાએ કહ્યું કે હું તમારો પતિ દેવચંદ્ર છું, બીજા ૧૭ દેવોની સાથે શ્રી વિજયદેવસૂરિની સેવા કરૂં છું, તેથી તમારે પણ તેમનેજ ગુરૂ માનવા જોઇએ કે જેથી મારાં તરફથી ભય ન થાય. એ પ્રકારે તેનું કથન પ્રમાણ કરી બંને સ્ત્રીઓ શ્રી વિજયદેવસૂરિની પરમ ભક્ત થઈ.

**સૂરિના હાથે ખંભાતમાં પ્રતિષ્ઠાઓઃ**—સં. ૧૬૭૭માં લગભગ ૧૧-૧૨ પ્રતિષ્ઠાઓ તેમના હાથે ખંભાતમાં થઈ છે. તેમનો આચાર્યપદ મહોત્સવ ઉજવનાર શ્રીમલ્લશાહની પત્નિ વલ્હાદેએ પોતાના શ્રેય માટે શ્રી સંભવનાથનું બિંબ ભરાવ્યું તેની પ્રતિષ્ઠા તેમણેજ કરાવી. આ પ્રતિમા હાલ જીરાલાપાડાના ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલયમાં છે. લાડવાડાના અભિનંદન જિનાલયમાં શ્રી અનંતનાથની, ભોયરાપાડાના નવખંડા પાર્શ્વનાથના જિનાલયમાં સુમતિનાથની, શકરપુરના ચિંતામણી પાર્શ્વના દહેરામાં સુવધિનાથ બિંબની, માણેકચોકમાં શ્રી શીતલનાથની પ્રતિષ્ઠાઓ તેમના હાથે થઈ છે.

આ સૂરિ સં. ૧૭૧૩ ના અશાડ સુદિ ૧૧ ને દિવસે ઉનામાં સ્વર્ગવાસી થયા.[1] તેમણે ઇડરના રાજા કલ્યાણમલ્લને પ્રતિબોધ્યો હતો અને જહાંગીર બાદશાહે તેમને 'મહાતપા' નું બિરૂદ આપ્યું હતું.

---

## ૮ સ્થંભતીર્થ અને પ્રભાવિક આચાર્યો.

### ગ. (૧૮ થી ૨૦ મા સૈકા સુધી)

**શ્રી સમરચંદ્રસૂરિ**—(પાયચંદગચ્છ)

તેઓ સિદ્ધપુરપાટણ વાસી હતા. શ્રીમાલી જ્ઞાતિના હતા. તેમના પિતાનું નામ ભીમાશાહ અને માતાનું નામ વાલાદે હતું; તેમનો જન્મ સં. ૧૫૬૦ ના માગશર સુદિ ૧૧ ને દિવસે થયો હતો. સં. ૧૫૭૫ માં દીક્ષા, સં. ૧૫૯૯ માં ઉપાધ્યાય, સં. ૧૬૦૪ માં આચાર્યપદ મળ્યું;

૧ 'વિજયદેવ—મહાત્મયમ્' ગ્રંથ શ્રી વિલ્લભ પાઠકે વિ. સં. ૧૭ મા સૈકામાં સંસ્કૃતમાં બનાવ્યો છે તે શ્રી જિનવિજયજીએ મુળરૂપે પ્રકટ કર્યો છે.

તેમણે પાર્શ્વચંદ્રગચ્છમાં બહુ આગળ પડતો ભાગ લીધો છે. તેમણે પાર્શ્વચંદ્ર સ્તુતિ, પાર્શ્વચંદ્ર સજ્ઝાય, મહાવીર સ્તવન વગેરે ઘણાં કાવ્યો રચ્યાં છે.

તેઓ સં. ૧૬૨૬ ના જેઠ વદિ ૧ ને દિવસે ખંભાતમાં સ્વર્ગવાસી થયા.

**શ્રી રાયચંદ્રસૂરિ—(પાયચંદગચ્છ)**

જંબુશર ગામમાં જાવડશા દોશી નામે એક પ્રખ્યાત ગૃહસ્થ રહેતો હતો, તેને કમલાદે નામની પત્નિથી સં. ૧૬૦૬ ના ભાદરવા વદિ ૧ રવિવારે પુત્ર થયો. જેનું નામ રાયમલ્લ પાડ્યું. રાયમલ્લ જન્મથીજ સારા લક્ષણવાળો હતો.

રાયમલ્લ નિશાળે જઇ થોડા સમયમાં સારી વિદ્યા મેળવી; પૂર્વના સંસ્કારોથી તેને સંસાર પર બહુ પ્રીતિ ન હતી. આવી મનની સ્થિતિ હતી તેવામાં પાર્શ્વચંદ્રસૂરિના શિષ્ય સમરચંદ્રસૂરિ ત્યાં પધાર્યા.

અહીં તેમના સદુપદેશથી રાયમલ્લને વૈરાગ્ય થયો. તેથી તેણે દિક્ષા લેવાનો વિચાર કર્યો. માતા પિતાની અનુમતિ લેવા માટે તેણે તેમને સમજાવવા માંડયાં. આવા પ્રસંગમાં જાવડશા પોતાની સ્ત્રી અને પુત્રપુત્રી સાથે ખંભાત આવ્યો. રાયમલ્લને માટે ઘણાં માગાં આવવા માંડયાં. રાયમલ્લની બેન સંપૂરાએ ભાઇને સમજાવીને પરણાવવાસાટે ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ રાયમલ્લે કોઇનું માન્યું નહિ. છેવટે રાયમલ્લના સંબંધી દોશી જોગા અને તેની પત્નિ અમરાદે, રાયમલ્લની ભૂઆ રજા, રાયમલ્લનો ભાઈ જયમલ્લ અને તેની પત્નિ અરધાદે તથા ભત્રીજો વાસણ, તેમ ખંભાતનો અધિકારી વર્ગ વગેરે સમક્ષ રાયમલ્લે દીક્ષા લેવાનો ૬૭ નિશ્ચય જાહેર કર્યો. પરિણામે ઓસવાલ વંસના સોમજી મંત્રી અને તેમનાં પત્નિ ઇંદ્રાણીએ કરેલા ઉત્સાહપૂર્વક સં. ૧૬૨૬ ના વૈશાખ સુદિ ૯ ના દિવસે રાયમલ્લે સમરચંદ્ર પાસે દીક્ષા લીધી. પછી તેમણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો. રાયચંદ્રમાં સપૂર્ણ યોગ્યતા આવેલી જોઇ ગુરૂએ તેમને સંઘ સમક્ષ સૂરિપદવી આપી.

આ ઉત્સવમાં અમદાવાદ વીરમગામ વગેરે ગામોના સંઘો આવ્યા હતા. અમદાવાદથી સાહ શ્રીપાલ. સાહ હેમા, શ્રીપતિ, સીપૂ, કાલા, તેજા, સોમજી, નાકર, સોની તાપો, કરણો સાહ, નાનો સાહ, અને દોશી જયમલ્લ અને જયવંત એ બે ભાઈ આવ્યા હતા. અને વીરમગામથી

નયણશ્રી, સાહ જીવરાજ, સહજપાલ, અમરશી, સંઘવી રાજપાલ, રાયમલ્લ, વરધો સાહ, અને દોશી નાકર વગેરે આવ્યા હતા.

આ સઘળા સંઘ સમક્ષ સૂરિપદ અપાયા પછી તેમના ઘણા અનુરાગી થયા. ઉપાધ્યાય પૂર્ણચંદ્ર, વાચક ખેમચંદ્ર, શિવચંદ્ર, રત્નચંદ્ર, હંસચંદ્ર, મુનિચંદ્ર અને માનચંદ્ર એ પ્રમાણે વાચક, સ્થવિરમુનિ વીરપાલ, જયરાજ; કુંસમુનિ, જિણદાસ, સરવણ ઋષિ, મંગલઋષિ, હાપરાજ, લાલમુનિ, ગોપમુનિ, માધવ, કડુવાઋષિ, ગુણરાજ, મહરાજ, ભોજાઋષિ, માંડણઋષિ. ગણપતિગણિ, જગમાલ, આણંદઋષિ, વચ્છરાજમુનિ, ગોવિંદગણિ, ડુંગર તેજપાલ, રાજગણિ, મેઘરાજઋષિ, મનજીઋષિ, આનંદમુનિ અને કુંવરજીગણિ વગેરે સાધુ થયા. અને લીલાં, રજાં, ગૌરાં, રાજાં, તારૂ, વલ્હી, અજીરાં, કાહણું, મકાઇ, બાઇલાં, રાજાં, સપૂરાં, લીલાં અને કાડમદે વગેરે સાધ્વીઓ થઇ. આ સઘળો સમુદાય રાયચંદ્રસૂરિનો અનુરાગી થયો.

આ રાયચંદ્રસૂરિ સારા વિદ્વાન હતા; તેમની કેટલીક સાહિત્ય કૃતિઓ મળી છે. સંવત ૧૬૬૯ ના જેઠ સુદિ ૧૩ ને દિવસે સ્થંભતીર્થમાં સ્વર્ગવાસ થયો.[1]

**શ્રી વિમલચંદ્રસૂરિ—(પાયચંદગચ્છ)**

મૂળ રાજનગરના શ્રીમાલી જ્ઞાતિના સંઘવી રાજપાલ અને સુખમાદેના પુત્ર થાય. વિક્રમ સંવત ૧૬૫૬ ના વૈશાખ સુદિ ૬ ને દિવસે દીક્ષા લીધી. અને સંવત ૧૬૬૯ ના વૈશાખ સુદિ ૬ દિવસે સ્તંભતીર્થમાં સૂરિપદ મળ્યું. તેઓ સં. ૧૬૭૪ ના આસો સુદિ ૧૩ ને દિવસે રાજનગરમાં સ્વર્ગે ગયા. એમના ગુરૂભાઇના શિષ્ય શ્રી વત્સરાજ મુનીશ્વરે શાંતિનાથ ચરિત્ર સંસ્કૃત તેમજ સ્તોત્રો ઘણાં રચ્યાં છે.

**શ્રી જયચંદ્રસૂરિ—(પાયચંદગચ્છ)**

બિકાનેરવાસી હતા. તેમનું રાકા ગોત્ર હતું. ઓસવાલ જ્ઞાતિના જેતાશાહ પિતા અને જેતલદે માતાના તે પુત્ર થાય, વિક્રમ સંવત ૧૬૬૧ ના મહા સુદિ ૫ ને દિને બિકાનેરમાં દીક્ષા. વિક્રમ સંવત

[1] જયચંદ્રગણિએ સં. ૧૬૫૪ માં ગણિકુંવરજીની પ્રાર્થનાથી ખંભાતમાં 'રાયરત્નરાસ' રચ્યો છે તે ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૧લા માં પૃ ૧૩ થી ૩૯ માં પ્રસિદ્ધ થયો છે. વધુ જાણવાની ઈચ્છા રાખનારે તે વાંચવો.

૧૬૭૪ ના આસો સુદિ ૧૩ ને દિવસે સ્તંભતીર્થમાં આચાર્યપદ પામ્યા. વિક્રમ સંવત ૧૬૯૯ ના અષાડ સુદિ ૧૫ ને દિને સ્વર્ગવાસ થયા.

**શ્રી મુનિચંદ્રસૂરિ**—( પાયચંદગચ્છ )

જોધપુરવાસી, સોનિ ગોત્રે ઓસવાલ વિક્રમ સંવત ૧૭૨૨ માં દીક્ષા. વિક્રમ સંવત ૧૭૩૭ માં સ્તંભતીર્થમાં આચાર્યપદ મળ્યું અને વિ. સં, ૧૭૫૧ ના આસો સુદિ ૧૦ ને દિને વિરમગામમાં સ્વર્ગે ગયા.

**લક્ષ્મીસાગરસૂરિ**—( જન્મ સં. ૧૭૨૮ )

મારવાડ દેશના સિવાણુચી નામના ગામમાં વણિક હેમરાજ રહેતો હતો. તેને રાજબાઈ નામની સ્ત્રી હતી. હેમરાજ કેટલોક કાળ ગયા પછી પોતાની પત્નિ સાથે ખંભાતમાં વ્યાપારાર્થે આવ્યો. અહીં એક પુત્ર સં. ૧૭૨૮ ના ચૈત્ર સુદિ ૫ ને દિવસે જન્મ્યો; તેનું નામ ધનજી પાડયું. એક દિવસ ધણી ધણિઆણી પુત્રને લઇને વડોદરે ગયા.; ત્યાં વૃદ્ધિસાગરસૂરિ બિરાજતા હતા. એમની દેશનાથી પુત્ર ધનજીના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સં. ૧૭૩૬ ના વૈશાખ સુદિ ૩ ને દિવસે તેમની પાસે દીક્ષા લીધી અને નિધિસાગર નામ રાખ્યું. ગુરૂ અને શિષ્ય ઘણાં નગરોમાં ચોમાસાં કરી રાજનગર પધાર્યા. ત્યાં શાંતિદાસ શેઠના પુત્ર લક્ષ્મીચંદ શેઠે ભારે ઠાઠમાઠથી ઉત્સવ કરીને નિધિસાગરને સં. ૧૭૪૫-ના વૈશાખ વદિ ૨ ને દિવસે સૂરિની પદવી અપાવી. લક્ષ્મીસાગરસૂરિ નામ સ્થાપ્યું.

તેમણે સિદ્ધાચલ, રૈવતગિરિ, તારંગા, અંતરિક્ષજી, આબુ વગેરેની જાત્રાઓ કરી હતી અને સં. ૧૭૮૭ માં સુરતમાં ચોમાસું કર્યું. શરીર બહુ જીર્ણ થઈ ગયું હતું; તોપણ રાજનગર તરફ વિહાર કરવાની ઇચ્છા કરી, પરંતુ સુરતના બહુ આગ્રહથી બીજું ચોમાસું પણ સુરતમાંજ કર્યું. શરીર બહુ જર્જરીત થયું હતું. સં. ૧૭૮૮ ના વિજયાદશમીને દિવસે પ્રમોદસાગર ઉપાધ્યાયને બોલાવી તપાગચ્છનો બધો ભાર સંભાળી લેવા કહ્યું અને તે માટે તેમને સૂરિપદ આપી કલ્યાણસાગરસૂરિ નામ સ્થાપ્યું.

આ વખતે તેમના ઘણા શિષ્યો હતા, તે પૈકી પંડિત રવિસાગર, બુધઅજિતસાગર, કુશલસાગરગણિ, ક્ષીરસાગરગણિ, વિશેષસાગર વગેરે મુખ્ય હતા; તેમના અંત સમયની ખબર બધે મોકલતાં અમદાવાદ, રાધનપુર, પાટણ, ખંભાત, બુરાનપુર, વડોદરા, ડભોઇ, ભરૂચ, અંકલેશ્વર,

સોજીત્રા, સાણંદ, વિરમગામ વગેરે ઘણા ગામોના રાગી શ્રાવકો આવ્યા હતા. તેમણે સં. ૧૭૮૮ ના આસો વદિ ૭ ની રાત્રે દેહોત્સર્ગ કર્યો.[૧]

## ઓગણીસમો સૈકો.

**શ્રી કીર્તિવિજય**—જન્મ સં. ૧૮૧૬ માં ખંભાતમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વીસા શ્રીમાળી હતા. તેમના ચાર શિષ્ય કસ્તુરવિજય; ઉદ્યોતવિજય, જીવવિજય અને માણેકવિજય.

**શ્રી લબ્ધિચંદ્રસૂરિ**—(પાયચંદ ગચ્છ)

ઓસવાલ જ્ઞાતિના છાજેડ ગોત્રીય હતા. વિક્રમ સં. ૧૮૪૯ ના ફાગણ સુદિ ૩ ને દિવસે ખંભાતમાં દીક્ષા લીધી. વિ. સં. ૧૮૫૪ માં ઉજ્જેનમાં શ્રાવણ સુદિ ૯ ને દિવસે આચાર્યપદ. એમણે મરૂધર, માળવા, બંગાળ, ગુર્જર વગેરે દેશોમાં વિહાર કર્યો હતો. વિક્રમ સંવત ૧૮૮૩ ના કારતક વદિ ૧૦ ને દિવસે બિકાનેરમાં સ્વર્ગવાસ થયો; એમના મહોપાધ્યાય શ્રી સાગરચંદ્રગણિના શિષ્ય મહોપાધ્યાય શ્રી જિનચંદ્રગણિ થયા કે જેઓ પુનામાં પંડિતોની સભામાં બે હોઠ ભેગા કર્યા સિવાય અસ્ખલિત સંસ્કૃતવાણી બોલ્યા, તેથી ત્યાં પંડિતોએ તેમને જગત્ પંડિત એવું બિરૂદ આપ્યું. વળી આ મુનિશ્વર પાલીતાણે ગયા ત્યાં કાગડાઓની આશાતનાને જોઈ પોતાની શકિતવડે આશાતના ટાળી કાગડાઓને આવતા બંધ રાખ્યા. તે હજી પણ આવતા નથી. રાજનગરમા મરકીના ઉપદ્રવને બંધ કર્યો હતો; તેમજ એમણે સિદ્ધાંત રત્નિકાવ્યાકરણ રચ્યું અને પદ્યગદ્ય ગ્રંથો ઘણા રચ્યા છે.

## વીસમીસદી.

**શ્રી ભ્રાતૃચંદ્રસૂરિ તથા શ્રી દેવચંદ્રસૂરિ**—(પાયચંદ ગચ્છ)

ભ્રાતૃચંદ્રસૂરિ—મારવાડ દેશના હતા. વાંકડીયા વડગામવાસી હતા. જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ દાનમલ, માતાનું નામ વિજ્યમાતા હતું. તેમનો જન્મ સંવત ૧૯૨૦ માં થયો હતો. સંવત ૧૯૩૬ માં વીરમગામમાં દીક્ષા લીધી. ૧૯૩૮ માં મંડલાચાર્ય શ્રી કુશલ-

---

૧ શ્રી સુમતિવિજયના શિષ્ય રામવિજયે રાજપુરામાં રહી 'શ્રી લક્ષ્મીસાગરસૂરિ રાસ' તેમના નિર્વાણ પછી તરત રચ્યો છે. તે 'જૈન રાસમાળા' માં પૃ. ૨૦૭ માં પ્રસિદ્ધ છે.

ચંદ્રગણિ પાસે સાંડસમાં ક્રિયોદ્ધાર. વિ. સં. ૧૯૬૭ ના વૈશાખ સુદિ ૧૩ શિવગંજમાં આચાર્યપદ. સં. ૧૯૭૨ નાં વૈશાખ વદિ ૮ રાજનગરમાં સ્વર્ગે ગયા. આ આચાર્ય ત્યાગી, વૈરાગી, મહા વિદ્વાન, નિગ્રંથચુડામણિ થયા. તેમણે મારવાડ, ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ વગેરે દેશોમાં વિચરી ઘણા ભવ્ય જીવોનો ઉપકાર કર્યો. તેમજ ખંભાતના નવાબના ભત્રીજા, તથા બજાણાના નવાબને પ્રતિબોધિ માંસ; શિકાર, બંધ કરાવ્યો. વળી છનીઆર, કુકવાવ, દેકાવાડા, લોંચણી વગેરે ગામોના ગરાશીઆને પ્રતિબોધી શિકાર બંધ કરાવ્યો હતો.[1] શ્રી દેવચંદ્રસૂરિ તેમની સાથેજ પાટ પર હતા.

**પં. મહારાજ શ્રી ચતુરવિજય:—**

અમદાવાદના શેઠ સુરચંદભાઈ નામે વીસા શ્રીમાળી શ્રાવકના એ પુત્ર થાય. તેમની માતાનું નામ કંકુબાઈ હતું. તેમનો જન્મ સં. ૧૯૦૮ માં થયો હતો. તેમણે સં. ૧૯૩૭ ના મહા સુદ ૫ ડીસા ગામે શ્રી ઉમેદવિજયજી પાસે દીક્ષા લીધી ને તેમનું નામ ચતુરવિજય પાડ્યું.

ખંભાતના શેઠ પોપટભાઈના આગ્રહથી સં. ૧૯૫૬ નું ચોમાસું ખંભાતમાં કર્યું. અહીં નાર ગામના રહીશ; બાબરસાઈને દીક્ષા આપી તેમનું નામ શાંતિવિજયજી રાખ્યું. તે વખતે બીજા ઘણા સાધુઓને વડી દીક્ષા આપી હતી. ત્યાંથી વિહાર કરી સુરત ગયા હતા.

સં. ૧૯૬૧ નું ચોમાસું તેમણે ખંભાતમાં કર્યું હતું. આ વખતે મુનિ દાનવિજયજી મહારાજને ભગવતી સૂત્રના યોગવહનમાં પ્રવેશ કરાવ્યો. ચોમાસા પછી સં. ૧૯૬૨ ના માગસર શુદિ ૧૧ ના રોજ ધામધુમ સાથે મુનિ દાનવિજયજીને પન્યાસ પદવી આપી. ત્યારપછી તે બોરસદ ગયા; તેઓ સં. ૧૯૭૫ માં ૬૬ વર્ષે ભાવનગરમાં સ્વર્ગવાસી થયા. સંવત ૧૯૬૧ ના ચોમાસા વખતે શ્રી હંસવિજયજી તેમની સાથે હતા.

**શ્રી વિજયાનંદસૂરિ—( શ્રી આત્મારામજી )**

આ નવયુગ પ્રવર્ત્તક મહાત્માનો જન્મ વિ. સં. ૧૮૯૨ ના ચૈત્ર શુદિ ૧ ને ગુરૂવારે પંજાબના કલશ નામના ગામમાં થયો હતો; તેમના પિતાનું નામ ગણેશચંદ્ર અને માતાનું નામ રૂપાદેવી હતું. તેઓ ગૌત્રથી અઢીઘરા કપૂર બ્રહ્મક્ષત્રિય હતા.

---

૧ "ગચ્છમત પ્રબંધ, સંઘ પ્રગતિ તથા જૈનગીતા" નામના પુસ્તકમાંથી પૃ ૧૮૯



શ્રી આદિજિન દેવાલય—માંડવીની પોળ.

શ્રી મહાવીર પ્રી. વર્ક્સ, ધનજી સ્ટ્રીટ, મુંબઈ ૩.

સં. ૧૯૧૦ માં સ્થા. સાધુ જીવણલાલ પાસે 'માલેરકોટલા' માં દીક્ષા લીધી. વિદ્યાભ્યાસ કર્યા પછી પંજાબમાં જ્ઞાનસૂર્ય પ્રકાશ્યો; ને અશ્રદ્ધાના અંધકારને ટાળી કેટલાક સાધુઓ સાથે ગુજરાતમાં યાત્રા કરવા પધાર્યા સં. ૧૯૩૨–ગુજરાતમાં–અમદાવાદ, ભાવનગર, પાલીતાણા વગેરે સ્થળોમાં પોતાનો સારો પ્રભાવ બતાવ્યો હતો. તેઓ સં. ૧૯૪૨ માં પાલીતાણાથી પાછાં ફરતાં ખંભાત પધાર્યા હતા. અહીંના પ્રાચીન પુસ્તક ભંડારોએ તેમના વિદ્યાપ્રેમી દિલને આકર્ષ્યું અને એક માસ રોકાયા. ભંડારમાંથી ખુબ શાસ્ત્રાધાર અને પ્રમાણો મેળવી તેમણે "અજ્ઞાન તિમિર ભાસ્કર" નામના સુંદર ગ્રંથની રચના કરી. અહીંથી તેઓ ગુજરાતના ઘણા શહેરોમાં વિચર્યા હતા અને જૈનધર્મનો ઝંડો ઘણો ફરકાવ્યો હતો. તે મહા પ્રભાવશાળી મહાત્માનો સં. ૧૯૫૩ ના જેઠ સુદિ આઠેમને દિવસે સ્વર્ગવાસ થયો. તેમના સ્મરણમાં 'આત્માનંદ જૈન સભા' ભાવનગર સ્થપાયેલી છે. તે સિવાય ગુજરાત અને હિંદમાં તેમના નામ સાથે સંકળાયલી ઘણી સંસ્થાઓ છે. તેમના જન્મની શતાબ્દિ વડોદરામાં ઉજવવામાં આવી હતી; ને "શ્રી આત્મારામ જન્મ શતાબ્દિ સ્મારક ગ્રંથ" પ્રગટ કરવામાં આવ્યો છે.[1]

**શ્રી વિજયવલ્લભસૂરીશ્વર**—તેઓશ્રીનો જન્મ વિ. સં. ૧૯૨૭ માં વડોદરામાં થયો હતો, અને દીક્ષા વિ. સં. ૧૯૪૩ માં રાધનપુરમાં લેવામાં આવી. વિ. સં. ૧૯૮૧ માં લાહોર (પંજાબ) માં આચાર્ય પદારોહણ કરવામાં આવ્યું.

શ્રીમદ્વિજયાનંદસૂરિ મહારાજના સ્વર્ગારોહણ પછી તેમનું સઘળું કાર્ય તેમના શિષ્યરત્ન શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ મહારાજને હસ્ત આવી પડ્યું. તેઓશ્રીએ પંજાબ, ગુજરાત, કાઠિઆવાડ, મુંબઇ વગેરે ભારતવર્ષમાં અનેક સ્થળોએ વિહાર કરી જૈનધર્મનાં તથા વિદ્યા પ્રચારનાં અનેક પ્રભાવિક કાર્યો કર્યાં; સં. ૧૯૯૩ ના શિયાળામાં તેઓશ્રી ખંભાત પધાર્યા. તેમના આગમનથી ખંભાતની જૈનપ્રજા અતિ હર્ષઘેલી થઈ ગઈ હતી અને ઘણા ઠાઠમાઠથી તેમનો પ્રવેશોત્સવ કરવામાં આવ્યો હતો. ઠામ ઠામ તોરણો, કમાનો વગેરે બાંધી રસ્તાને શણગારવામાં આવ્યો હતો; અને અપૂર્વ વરઘોડા ચડાવવામાં આવ્યો હતો. વળી તે દિવસે કસાઇખાનું બંધ રખાવવામાં આવ્યું હતું.

---

૧ આચાર્યશ્રીના પટ્ટપ્રતિષ્ઠિત પૂજ્યપાદ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરની પ્રેરણાથી, મુંબઇથી પ્રસિદ્ધ થયેલ.

## ૯—મહાપુરુષો. (બારમો સૈકો.)

### ખંભાતનો જૈનમંત્રી—ઉદયન.

અણહીલવાડની ગાદીપર સોલંકી વંશનો કરણ રાજા (ઇ. સ. ૧૦૬૪-૧૦૯૪) થયો. તેને મુંજાલ, સાંતુ અને ઉદયન એ ત્રણ પ્રધાન હતા. કરણના મરણ પછી તેનો પ્રસિદ્ધ પુત્ર સિદ્ધરાજ જયસિંહ (ઈ. સ. ૧૦૯૪-૧૧૪૩) રાજા થયો. કરણના મરણ સમયે સિદ્ધરાજ નાની વયનો હતો તેથી રાજમાતા મીનળદેવીએ એ કુશળ મંત્રીઓને રાજ્ય કારભાર સોંપી પ્રજાની પ્રીતિ મેળવી હતી. સિદ્ધરાજ યોગ્ય ઉંમરનો થતાં રાજસત્તા પોતાના હાથમાં લઈ રાજ્ય કારભાર કરવા લાગ્યો.

કરણના સમયથી ખંભાતનો રાજ્ય કારભાર ઉદયન મંત્રી કરતો હતો. તેને સિદ્ધરાજે કાયમ રાખી ખંભાતની પ્રજાની ઉન્નતિ સોંપી હતી.

ઉદયન મૂળ મારવાડનો શ્રીમાળી વણિક હતો. ઉંચા ખાનદાન કુટુંબમાં જન્મેલો પરંતુ લક્ષ્મીદેવીની તેના પર અવકૃપા હતી. કાળચક્રના ઘસારામાં તે એવો ઘસાઇ ગયો હતો કે તેને ઉન્નતિનું એક પણ કીરણ પોતાના ગામમાં દેખાતું ન હતું. છેવટે વહાલા વતનને તિલાંજલી આપી ઉદરપોષણ માટે પરદેશ સેવવાનો વિચાર કરવા લાગ્યો. ઘણાં લાંબા સમય સુધી આ વિચાર મંથનમાં તે પડયો પડયો સડયા કર્યો.

એક સમયે ચોમાસાનો વખત હતો અને ઘરમાં સમુળગુ ઘી ન હતું; તે લેવા માટે બીજે ગામ તે જતો હતો. માર્ગમાં ચાલતાં અનેક લીલાંકુંજ ખેતરો પર તેની દ્રષ્ટિ પડતી હતી. કુદરતના એ રંગે તેની આંખો ઠરતી, પરંતુ ગરીબીની ઉષ્ણજ્વાલાએ તેનું મગજ ઉકળતું હતું. ઈશ્વરની એ અદ્ભુત સત્તાનો વિચાર કરતો ચાલ્યો જતો હતો; એટલામાં તેની નજરે એક ખેતરમાં કેટલાક મજુરો કામ કરતાં પડયાં. તેમને જોઈ તેણે પૂછયું કે તમે કોણ છો? તે મજુરોએ જવાબ આપ્યો કે અમે અમુક શેઠના દહાડીઆ છીએ. ત્યારે ઉદાએ કહ્યું કે ત્યારે મારા મજુરો કયાં છે? મજુરો હસી પડયા અને કહ્યું **કર્ણાવતી**માં. આ કથન ઉપરથી ઝીણી બુદ્ધિનો વાણીઓ તરત સમજી ગયો કે આ મજુરોના શબ્દો શુકનના છે. જો હું કર્ણાવતીમાં જઇશ તો હું સેવકાદિની સમૃદ્ધિ પામીશ. પછી તે કુટુંબ સહિત કર્ણાવતીમાં ગયો.

કર્ણાવતીમાં વાયડા જ્ઞાતિના કોઇએ બંધાવેલા પ્રાસાદમાં શ્રી પાર્શ્વનાથનાં દર્શન કરી જીનાલયને ઓટલે વિચાર કરતો બેઠો. હવે ક્યાં જવું ને શું કરવું તે વિચારોએ તેને ઘેરી લીધો. એટલામાં લાછિ નામની એક છીપણ ત્યાં દર્શનાર્થે આવી. તેણે ઉદયનને પોતાના ધર્મનો જાણી નમન કર્યું અને પૂછયું કે તમે કોના મેમાન છો? તેણે જવાબ આપ્યો કે હું પરદેશી છું ને જે બોલાવે તેનો મેમાન થાઉં. આથી લાછિ તેને પોતાને ઘેર તેડી ગઇ અને એક ઘર આપી તેને રાખ્યો. કેટલોક સમય ઉદ્યમ કર્યા પછી તેની પાસે કંઇક દ્રવ્ય એકઠું થયું તે દ્રવ્ય વડે તે ઘરનો તેણે જીર્ણોદ્ધાર કરાવવા માંડયો. ઇશ્વરકૃપા તેના ઉપર ઉતરતાં તે ઘરના પાયામાંથી ઘણું દ્રવ્ય નીકળ્યું. તે દ્રવ્ય તેણે લાછિને આપવા માંડયું. લાછિએ તે ન લેતાં એટલુંજ કહ્યું કે એતો તમારા ભાગ્યનું છે.

ઇશ્વિર કરૂણા જ્યારે મનુષ્ય પર અવતરે છે ત્યારે તે સહેજમાં રંકમાંથી રાય બને છે. તેમ ઉદયન પાસે દિન પ્રતિદિન ધનાદિકની વૃદ્ધિ થવા લાગી. તેણે કર્ણાવતીમાં ઘણું દ્રવ્ય ખરચી ઉદયવસહી નામના મોટા દેવળમાં ૭ર તીર્થંકરની મૂર્તિઓ પધરાવી. કરણરાજાએ તેની ધર્મ-પ્રિયતા, કુલિનતા, ધનાઢ્યતા અને કુશળતા ઇત્યાદિ ગુણો જોઇ તેને પોતાનો મંત્રી બનાવ્યો.

સિદ્ધરાજના સમયમાં તે જ્યારે ખંભાત હતો ત્યારે કુમારપાળ ભટકતો ભટકતો ખંભાત આવ્યો હતો. તેને ઉદયન પોતાને ઘેર લઇ ગયો હતો ને તેની સારી મેમાનગીરી કરી જતી વખતે કેટલુંક દ્રવ્ય આપ્યું હતું. સિદ્ધરાજના મરણ કેડે કુમારપાળ ગાદી ઉપર બેઠો ત્યારે તેણે ઉદયનને મંત્રીપદે કાયમ રાખ્યો હતો ને ત્યારપછી તેના પુત્ર વાગ્ભટ્ટને પ્રધાન બનાવ્યો હતો.

દંડાધિપતિ સજ્જન—(વિ. સં. ૧૧૭૬)

મહારાજા સિદ્ધરાજે સોરઠના રાજા રાખેંગારને માર્યા પછી સોરઠનો કારભાર પોતાના સુભટ્ટ સજ્જન અથવા સાજણને સોંપ્યો હતો. આ દંડનાયક વનરાજના પ્રધાન ચાંપા (જાંબ) ના વંશનો હતો.

સજ્જન ખંભાતનો હતો. જૈનધર્મ પાલક હતો. પ્રભાવક ચરિત્રમાં સજ્જન વિષે હકીકત આવે છે પરંતુ તે ખંભાતનો હતો કે કયાંનો

હતો તે જણાવ્યું નથી. પરંતુ ખંભાતના શ્રેષ્ઠી કવિ ઋષભદાસે વિ. સં. ૧૬૭૦ માં 'કુમારપાલ રાસ' રચ્યો છે તેમાં તે સજ્જન વિષે જણાવે છે કે:—

ઉંદર્યા ગામ તણઈ વિષય, રહઇ સાજણદે શેઠ,
કર્મિ તે નિર્ધન થયો, દુખિ ભરઇ પેટ—૧૯૯
કુલદેવી તસ ઇંમ કહઇં, તુઝનઈ સુખ ખંભાતી,
ઋદ્ધિ, સિદ્ધિ, સુખ સંપદા, વાધઇ તાહરી ખાતિ—૨૦૦
દેવી વચને વાણીઓ. ચાલ્યો તેણીવાર,
શકરપુરમાં જઇ રહ્યો, તિહાં રંગઇ ભાવસાર—૨૦૧

ઉપરના કાવ્યથી જણાય છે કે સજ્જન ઉંદર્યા ગામનો વણિક હતો. કર્મયોગે તેની અવદશા થઈ અને નિર્ધનાવસ્થા ગુજરવા લાગ્યો. પછી કુલદેવી તેને સ્વપ્નામાં આવી કહી ગઈ કે તું ખંભાત જા ત્યાં તને સુખસંપત અને કીર્તિ મળશે. આથી તે ખંભાત પાસેના શકરપુરમાં રહ્યો.

શકરપુરમાં તે ભાડાના ઘરમાં કેટલોક વખત રહ્યા પછી પૂર્વના પુણ્યયોગે 'ભોમિથકી ધન તાહરે લહિઉં' અર્થાત્ પ્રાપ્ત થયું. નિર્ધનાવસ્થા હોવા છતાં સદ્‌બુદ્ધિ રાખી સોનાના કડા મુખી આગળ જઈ ધર્યા. રંગી ભાવસાર નામના મુખીએ કહ્યું કે મારા શેઠ! એ ધન તો તમને દેવે ભેટ આપ્યું છે માટે તમે રાખો. તેના આગ્રહથી સાજણે તે દ્રવ્ય રાખ્યું. દિન પ્રતિદિન તેનાં સત્કર્મો અને પરાક્રમથી સિદ્ધરાજે તેને પોતાનો મંત્રી બનાવી તેને સોરઠદેશ સોંપ્યો.

સોરઠનો પ્રધાન થયા પછી ત્યાંની પ્રજાને સુખી કરવાને ઘણો પ્રયત્ન કર્યો. તેણે સોરઠ પ્રાંતની ત્રણ વર્ષની ઉપજ ભેગી કરી તે વડે ગિરનાર ઉપર શ્રી નેમિનાથનું જીનાલય બંધાવ્યું. આ પ્રમાણે રાજ્યધનને આવા કાર્યમાં વગર પરવાનગીએ પ્રધાને વાપરી નાખ્યું તે બાબતની મહારાજા સિદ્ધરાજને કોઈ માણસે ખબર આપી ને તેની વિરૂદ્ધ ભેરવ્યું. સિદ્ધરાજ તરત ગિરનાર આવ્યો; અને પ્રધાનને બોલાવ્યો. પ્રધાનને કહ્યું કે મારૂં સોરઠ દેશનું ત્રણ વર્ષનું ધન ક્યાં? ત્યારે સજ્જને કહ્યું કે—

'તવ સાજણદે કહઇ કથન, કહો જેતલું આપું ધન
પણિ એક પુણ્ય લાહો લીજઈ, ગિરિ ઉપરિ યાત્રાકીજીઇ'

રાજા શાંત થયો અને ગિરનાર તીર્થભૂમિ ઉપર ચઢ્યો; અને જ્યાં મંદિર ત્યાં ગયો. રાજા તે મંદિર જોઇ રાજી થયો. તેને પ્રસન્ન થયેલો

જોઈ સજ્જન બોલ્યો કે: "સ્વામિ એ દહેરૂં તમારૂં છે માટે તમારા માતાપિતાને ધન્ય છે. સોરઠ દેશનું સઘળું ધન મેં એમાં ખરચ્યું છે. જો આપને પૂણ્ય જોઈતું હોય તો તેમ અગર ધન જોઈતું હોય તો તે આપું. રાજાએ પૂણ્ય લેવાનું પસંદ કર્યું.[1]

સજ્જને આ ધર્મ કાર્ય કરી સોરઠની પ્રજાને પાળી ઇતિહાસમાં અમર નામના કરી છે. અત્યારે બીજાં પ્રમાણો ઉપલબ્ધ થતાં સુધી ખંભાતનાંજ કવિ ઋષભદાસનું કથેલું માન્ય રાખીએ તો ખંભાતનો એક જૈન ગૃહસ્થ ગુજરાતના મહાન રાજાધિરાજનો પ્રધાન હતો તે વાત ખંભાતના વતનીઓને ગૌરવાંકિત કરનાર છે.

**મહારાજા કુમારપાળ—(વિ. સં. ૧૧૯૯)**

ગુજરાતના આ સોલંકી મહારાજાને ગાદી પર આરૂઢ થતાં અનેક અનેક વિપત્તિઓમાંથી પસાર થવું પડયું છે. મહારાજા સિદ્ધરાજ એમ જાણતો હતો કે મારા પછી કુમારપાળ ગાદી પર બેસનાર છે. તે વાત તેને ગમતી ન હતી; તેથી કુમારપાળનો નાશ કરવાને તે નિરંતર પ્રયત્ન કરતો. કુમારપાળ જીવ બચાવવાને ખાતર કંગાલ હાલતમાં અનેક ગામ પરગામમાં ભય અને દુઃખનો માર્યો રખડતો હતો. તેને અન્નના પણ સાંસા પડતા હતા. આવી દુખદ સ્થિતિમાં ભવિષ્યમાં થનારો મહારાજા અને જીનશાસનનો મહાન આશ્રયદાતા પોતાને કંઈક આશ્રય મળશે એવી આશાથી તે ખંભાત આવ્યો. આ સમયે લગભગ તેની ઉંમર ૪૮ થી ૫૦ વર્ષની હતી.

ખંભાતમાં તે સમયે જીનધર્મ પાલક ઉદયન મહેતો કે જે મહારાજા સિદ્ધરાજનો મંત્રી હતો તે પ્રધાનપદે હતો; એટલે રાજ્યાશ્રય મળવાની કંઈક આશા રખાય; વળી જૈનાચાર્ય કલિકાલસર્વજ્ઞ શ્રીમન્ હેમચંદ્રાંચાર્ય જૈનધર્મનો ઝંડો ફરકાવી રહ્યા હતા; એટલે ધનપતિ શ્રાવકો તેમને વશ હોય એ સ્વાભાવિક હતું.

---

૧ સજ્જન મરણ પામ્યા પછી તેના પુત્ર પરશુરામે 'ધન અગર પૂણ્ય' લેવાનો પ્રસંગ બન્યો એમ 'કુમારપાળ પ્રબંધ' માં છે."
'જૈન ઇતિહાસ'—શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ—પાલીતાણા. તરફથી પ્રકાશિત પુસ્તકમાં 'સાજનદે' સંબંધી હકીકત આપી છે. તેમાં તેણે પોતાની હયાતીમાં સિદ્ધરાજને પૂણ્ય લેવાનો પ્રસંગ સ્વીકાર્યો છે. ભીમ નામના એક ગૃહસ્થે સજ્જનની વતી દ્રવ્ય આપવાની ઇચ્છા જણાવી છે. પાછળ સિદ્ધરાજે માફ કરવાથી તે દ્રવ્ય શ્રી નેમિનાથનાં મંદિરમાં વાપરવામાં આવ્યું છે.

જ્યારે કુમારપાળ ફરતો ફરતો સ્તંભતીર્થ (ખંભાત) ની બહાર આવી પહોચ્યો તે વખતે આચાર્યશ્રી ત્યાં બહિર્ભૂમિ આવ્યા હતા. તેમણે સર્પના મસ્તક ઉપર ગંગેટક નાચતો (એક જાતનું જાનવર) જોઈ અનુમાન કર્યું કે આટલામાં કોઇ રાજા હોવો જોઇએ. પછી દિશાઓનું અવલોકન કરતાં કુમારપાળ આવતો નજરે પડયો. કુમારપાળે આચાર્યશ્રીને ઓળખ્યા નહિ તેથી વિસ્મય પામી સૂરિજી તેને માનભેર પોતાના ઉપાશ્રયમાં લઈ ગયા ને પાછલી ઓળખાણ આપી વાતચીત કરી.[1]

પ્રભાવક ચરિત્રમાં જણાવ્યું છે કે[2] કોઈ બ્રાહ્મણ સાથે તે સ્તંભતીર્થપુરમાં ગયો. ત્યાં શ્રીમાલ વંશનો સુચરિત્રશાળી મહા ધનવાન એવો ઉદયન નામે વ્યવહારી રહેતો હતો. તેની પાસે એક બ્રહ્મચારી છોકરો હતો. તેણે એકાંતમાં શ્રેષ્ઠીને કુમારપાળનો બધો સત્યવૃત્તાંત નિવેદન કર્યો. એવામાં કુમારપાળે તેની પાસે કંઇક ભાતુ માગ્યું ત્યારે તે વ્યવહારી કહેવા લાગ્યો કે જે રાજાને અભીષ્ઠ ન હોય તેની સાથે અમારે કાંઇ પ્રયોજન નથી. માટે રાજપુરૂષો તને ન જુવે તેટલા માટે સત્વર દુર ભાગી જા. હે બટુક! એને આપણા નગરની સીમા મુકાવીદે."

કુમારપાળ નગરમાં દાખલ થયો તે વખતે ચાર લાંઘણ થઈ ચુકી હતી. ક્ષુધાથી તેની કુક્ષિ ઉંડી ગઇ હતી; મંત્રીશ્વરના ઉપર પ્રકારના વચન સાંભળવાથી તે નિરાશ થઈ ગયો. આ અવસરે ચારિત્રના યોગે ઉત્પન્ન થયેલી લબ્ધિઓથી ગૌતમ સમાન શ્રી હેમચંદ્રસૂરિ જયાં વ્યાખ્યાન કરતા હતા ત્યાં કુમારપાળ જઇ ચઢ્યો. ગુરૂએ તેને જોયો અને આકૃતિ તથા લક્ષણોથી તેને ઓળખી લીધો. તેને પાસે બેસાડી કેટલુંક આશ્વાસન આપ્યું. પછી તેને કહ્યું કે આતો ચક્રવર્તિ રાજા થશે. આચાર્યશ્રીનું બોલવું કુમારપાળ તથા ઉદયનના માનવામાં આવ્યું નહિ. જ્યારે તેઓને શંકાશીલ થયેલા જોયા ત્યારે કલિકાલસર્વજ્ઞે તે બંને જણને ફરી કહ્યું કે "આ કુમારપાળનો સંવત ૧૧૯૯ ના કારતક વદ ૨ ને રવિવારે હસ્ત નક્ષત્રે પટ્ટાભિષેક ન થાય તો પછી મારે નિમિત્ત જોવાનો પરિત્યાગ છે." શ્રી હેમચંદ્રાચાર્યનું આવું દ્રઢ બોલવું સાંભળી કુમારપાળે પણ તેજ ક્ષણે પ્રતિજ્ઞા કરી કે "જો આપની વાણી સાચી

---

૧ જિનમંડણગણિ રચિત 'કુમારપાળ પ્રબંધ' પૃ. ૬૮
૨ 'પ્રભાવક ચરિત્ર' ગુ. ભા. પૃ. ૩૧૦

પડે તો આપ રાજા અને હું આપના ચરણ કમળનો સેવક થાઉં. કુમારપાળની આ પ્રતિજ્ઞા સાંભળી શ્રી હેમાચાર્ય બોલ્યા કે, "નર્કને પ્રાપ્ત કરાવનાર રાજ્યની ઇચ્છા અમને શાની હોય! પરંતુ તમે કૃતઘ્ન થઇ આ વચન ન વિસરી જતાં; જિનશાસનના પરમ ભક્ત થજો."

એ સમય દરમિઆન કુમારપાળને પકડવાને સિદ્ધરાજના માણસો આવ્યાં. શ્રી હેમાચાર્યને ખબર પડતાં કુમારપાળને ભોંયરામાં ઉતારી દીધો અને ઉપર પુસ્તકો વગેરે ગોઠવી દીધાં. સેનાપતિએ ઘણી શોધ કરી. તેમાં છેવટે નિષ્ફળ નિવડવાથી તે સેના ચાલી ગઇ. કુમારપાળ બહાર નીકળ્યા પછી પોતાને જીવતદાન દેનાર આચાર્યશ્રીનો બહુ ઉપકાર માનવા લાગ્યો. અત્યારે ખારવાડામાં ગુલાબવિજયનો જુનો ઉપાશ્રય છે. કહેવાય છે કે ત્યાંજ શ્રી હેમાચાર્યે કુમારપાળને સંતાડયો હતો.[૧]

સેના ગયા પછી ઉદયન મંત્રી કુમારપાળને પોતાને ઘેર લઇ ગયો. સ્નાન, પાન ભોજનાદિથી તેનો સત્કાર કરી શ્રી હેમચંદ્રની આજ્ઞા પ્રમાણે બત્રીસ દ્રમ્મ (રૂપીઆનો ચોથો ભાગ) આપી વિદાય કર્યો.

થોડાક સમય બાદ સિદ્ધરાજ મરણ પામતાં કુમારપાળ અણહીલવાડ ગયો; અને પોતાના બનેવીની મદદથી ગાદી મેળવી. કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કરેલી ભવિષ્યવાણી સાચી પડી અને સં. ૧૧૯૯ માં ઉપર કહેલી તિથિએ તે ૫૦ વર્ષની ઉંમરે ગાદી પર બેઠો.

ગાદી પર બેઠા પછી પોતાના ઉપર કરેલા સર્વ ઉપકારીઓના ઉપકારનો બદલો વાળી આપવા તે ચુકયો નહિ. ખંભાતના મંત્રી ઉદયને તેને સહાય કરેલી હોવાથી તેના પુત્ર વાગ્ભટ્ટને પ્રધાનપદ આપ્યું.

શ્રી હેમાચાર્યને પાટણમાં બોલાવી પોતાની પાસે રાખ્યા. તેમની આજ્ઞા પ્રમાણે પોતે વર્તવા લાગ્યો; અને જૈનધર્મને ઘણો આશ્રય આપ્યો. તેણે લગભગ ૧૧૦૦ જૈન દેવાલયો બંધાવ્યાં તથા ઘણાંનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. કુમારપાળે ખંભાતમાં જીર્ણોદ્ધાર કરાવી રત્નમય જીનબિંબની સ્થાપના કરાવી. હેમાચાર્યને જે જ્યાએ દીક્ષા

૧ 'ખંભાત ચૈત્ય પરિપાટી.' શ્રી મોહનલાલ દીપચંદ કૃત પૃ. ૩૮

આપી હતી ત્યાં સાલીગ વસહિકા નામનો સામાન્ય પ્રાસાદ હતો તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો એ રીતે પ્રભુ દીક્ષા વસહિકા નો ઉદ્ધાર કરાવ્યો.[1]

ખંભાતનાજ શ્રેષ્ઠી કવિ ઋષભદાસ પોતાના રચેલા કુમારપાળ રાસમાં કહે છે કે—

[2]આવી નૃપ ત્રંબાવતી માંહિ, હેમાચાર્ય દીક્ષા જીહાં,
અલંગ વસહી પોલિ વિશેષ, વીર પ્રાસાદ કર્યો તિહાંએક—૯૨

રત્નબિંબ તિહાં થાપી સાર, હેમ પાદુકા ત્યાં કરઇ અપાર,
પુસ્તગ તણો કરઇ ભંડાર, કીધું રાય સફલ અવતાર.—૯૩

ખંભાતમાં કુમારપાળ અનેક ધર્મ કાર્યો કરી પોતે કૃત કૃત્ય થયો. જૈન ઇતિહાસનો આ સુવર્ણ પ્રસંગ ખંભાતમાંજ બન્યો તેથી ખંભાતના જૈનો જેટલા ગૌરવાંકિત થાય તેટલા ઓછા છે. ગુજરાત અને ખંભાતના ઇતિહાસના અમર પટે લખાયલો આવો પ્રસંગ બીજા ઇતિહાસમાં નહિ જડે અને તે માટે ખંભાતની જૈન પ્રજા સદા મગરૂર રહે તેમાં કંઈ નવાઈ નથી.

---

## ૧૦—મહાપુરૂષો. (તેરમો સૈકો)

**ખંભાતનો મંત્રીશ્વર-વસ્તુપાળ—**(વિ. સંવત ૧૨૭૯)

સોલંકી રાજાઓના સમયમાં ખંભાતમાં મંત્રી ઉદયને અમાત્ય-પદ ભોગવી ઇતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કર્યું છે, તેવી રીતે સોલંકી પછી થયેલા વાઘેલા રાજાઓના સમયમાં વસ્તુપાળે ખંભાતના મહામાત્ય પદે આવી ઇતિહાસમાં સુવર્ણ કીર્તિ મેળવી છે. આ દાનવીર ધર્માત્મા, વીર

---

૧ જુઓ 'प्रबंध चिंतामणि' પૃ. ૨૩૨ ઉપર 'प्रभुदीक्षावसहिका या उद्धार प्रबंध' ॥ अथ स्तम्भतीर्थे सामान्ये सालिगवसहिकाप्रासादे यत्र प्रभूणां दीक्षाक्षणो-बभूव रत्नबिम्बालंकृत स्तत्रनिरुपमो जीर्णोद्धारः कारितः ॥

૨ 'આનંદ કાવ્ય મહોદધિ' મૌક્તિક ૮ મું 'કુમારપાળ રાસ' પૃ. ૧૩૮

પ્રધાનની યશ ગાથા ગાનારા ઘણા ગ્રંથો અને શિલાલેખો સંસ્કૃત તથા ગુજરાતીમાં છે× તેના તત્વરૂપે વસ્તુપાળ સંબંધી વૃતાંત નીચે પ્રમાણે છે.

**પૂર્વજો**:—વસ્તુપાળનો જન્મ પાટણ શહેરમાં પોરવાડ વંશના એક ખાનદાન કુટુંબમાં થયો હતો, તેના વડવાઓએ ગુજરાતના રાજાઓના સલાહકાર તરીકે મોટા મોટા ઓદ્ધા ભોગવ્યા છે. વસ્તુપાળના પિતાના દાદા **ચંડપ** સોલંકી રાજાઓના મંત્રી હતા. તેનો પુત્ર **ચંડપ્રસાદ** તે પણ મંત્રી હતો. તેનો પુત્ર **સોમ** થયો તે સિદ્ધરાજના રત્નભંડારનો અધિષ્ઠાતા હતો. સોમને **અશ્વરાજ** નામે પુત્ર હતો તે ચાલુક્ય રાજાઓનો મંત્રી હતો. તેને કુમારદેવી નામની સ્રીથી જે પુત્ર થયો તે **વસ્તુપાળ**. આ સિવાય તેને **તેજપાળ** વગેરે ત્રણ પુત્ર અને સાત પુત્રીઓ થઈ હતી.

**ખંભાતના પ્રધાનપદે**—ગુજરાતનો સોલંકી રાજા **ભીમદેવ** બીજો અણુહીલવાડની ગાદી પર હતો. આ વખતે ધોળકામાં **વીરધવળ** રાજા સત્તા જમાવી રહ્યો હતો; તેને સારા મંત્રીની જરૂર હતી; તેણે પોતાના કુલગુરૂ સોમેશ્વરદેવની આજ્ઞા પ્રમાણે વસ્તુપાળ તેજપાળને બોલાવી મંગાવ્યા; તેમની નમ્રતા, પ્રસન્નવદન,ધર્મપ્રિયતા અને કુલીનતા વગેરે સદ્ગુણો જોઈ ખંભાત તથા ધોળકાની રાજમુદ્રા અર્પણ કરી. (વિ. સં. ૧૨૭૬)

**વસ્તુપાળનું ખંભાત આવવું**—ખંભાતનાં મહામાત્ય પદે નીમણૂંક થતાં શુભ મુહુર્તે તે સ્થંભતીર્થ આવવા નીકળ્યો. વિધ વિધ પ્રકારના આનંદ સાથે તે ખંભાત નજીક આવી પહોંચ્યો. ખંભાતની પ્રજાને જાણ થતાં તે ઘણી હર્ષમાં આવી ગઈ. લોકોએ ધજા પતાકાથી ઘર, મહોલ્લા તથા બજારો શણગાર્યાં. ઠામ ઠામ ધામધુમ થઇ રહી;

×૧ સુકૃત સંકીર્તન—અરિસિંહ કૃત
૨ કીર્તિ કૌમુદી—સોમેશ્વરદેવ કૃત
૩ ધર્માભ્યુદય—ઉદય પ્રભસૂરિ કૃત
૪ સુકૃત કીર્તિકલ્લોલિની—હેમવિજયકૃત
૫ હમીર મદમર્દન ] જયસિંહસૂરિ
૬ વસ્તુપાળ તેજપાળ પ્રશસ્તિ ]
૭ વસંત વિલાસ—બાલચંદ્ર રચિત
૮ વસ્તુપાળ પ્રબંધ—પ્રબંધ ચિંતામણિમાં આપેલ.
૯ વસ્તુપાલ પ્રબંધ—ચતુર્વિંશતિ પ્રબંધમાં આપેલ.
૧૦ વસ્તુપાલચરિત્ર-જિનહર્ષગણિરચિત
૧૧ વસ્તુપાલતેજપાલરાસ-સમયસુંદરજી
૧૨ વિવિધ તીર્થકલ્પ—જિનપ્રભસૂરિ

સ્ત્રીપુરૂષો સારા વસ્ત્રાલંકાર સજી તેમને તેડવા સામા ગયાં અને ભેટણાં સુદ્ધાં વાજતે ગાજતે નગરમાં લાવવામાં આવ્યા; તેણે ઉત્તમ દુર્ગ (કીલ્લા) માં નિવાસ કર્યો. નગરના જુના અધિકારીઓને બોલાવી તેમની પાસેથી હિસાબ તપાસી લઇ યોગ્યતા પ્રમાણે પુનઃ અધિકાર પદ પર સ્થાપન કર્યા.[1]

**સદીક વેપારી**—એક દિવસ વસ્તુપાળ આગળ એક વણિક પુત્રે આવી ફરિઆદ કરી કે આ નગરના **સગર** નામે એક વણિકનો હું પુત્ર છું. સદીક નામનો એક વેપારી આ ગામમાં વસે છે. તેને ઘેર મારા પિતા નોકરી કરતા હતા. સદીકને ઘેર સુવર્ણ અછોડાથી શોભતા ૧૪૦૦ અશ્વો છે, બહાદુર ૧૪૦૦ પદાતિ છે, ૩૦૦ મનોહર હાથીઓ છે તથા તેના ઘરમાં સુવર્ણ, મણિમાણિક્ય અને કીમતી મુક્તાફળોની ગણતરી થઇ શકે તેમ નથી એવો તે રિદ્ધિવંતો છે.

એક દિવસ મારા પિતા સગરે "બધી વસ્તુઓના વેપારમાં ખર્ચ અને નુકશાન જતાં બાકી જે નફો રહે તેમાંથી હું ચોથો ભાગ લઈશ." એવો ઠરાવ શેઠની સાથે કરી સમુદ્રની પૂજા કરી વહાણો ચાલતાં કર્યાં. પૂર્વના પુણ્ય યોગથી એડન બંદરેથી હેમધુલિ (સોનાની રજ) પ્રાપ્ત થઈ. મારા પિતાએ તેને અહીં આણી. સદીકે તેમાં ભાગ ન આપતાં મારા પિતાને મરાવી નંખાવ્યો; માટે મ્હારી એવી વિનંતી છે કે મને તે હેમધુલિનો ચોથો ભાગ અપાવો. મંત્રીશ્વરે તેની સઘળી હકીકત સાંભળી, તેને ધૈર્ય આપી "અવસર આવતાં હું તારૂં કાર્ય અવશ્ય કરીશ" એમ કહી તેને પોતાના ભંડારખાતામાં નામું લખવા રાખ્યો.

---

૧ વસ્તુપાળ વીરધવળ રાજાની આજ્ઞા લઇ ત્રંબાવતીમાં આવ્યો તે પહેલાં ખંભાતમાં **જયસેન** નામનો આંકરો મહેતો રહેતો હતો. ભીમદેવ રાજા હતો. જયસેન રાજાની આણ પણ માનતો ન હતો. વસ્તુપાળે તેની સાથે લડાઈ કરી તેને હરાવી પ્રધાનપણાની ગાદી લીધી. વસ્તુપાળે **જયસેનનું** ઘર જોવરાવ્યું: તેની ઋદ્ધિનો પાર ન હતો. તેને એકસો ખચ્ચર સોને ભર્યાં. એમાં ૧૪ મણનો મોતી હતાં. એ સર્વ લઇને તે વીરધવળ પાસે ગયો અનેખંભાતમાં જય જયકાર વર્તાવ્યો.

સં. ૧૭૨૧ ના ચૈત્ર સુદિ ૨ ના રોજ મેરૂવિજયે વસ્તુપાળનો લઘુરાસ રચ્યો છે તેમાંનું પૃ. ૪૩

એક દિવસ વસ્તુપાળે પોતાના નોકરને મોકલી સદીકને મળવા માટે બોલાવ્યો. સદીક તેને મળવા ન જતાં ઉત્તરમાં કહેવરાવ્યું કે "અત્યારસુધી રાજાઓ અને સેંકડો મંત્રીઓ મારે ઘેર મળવા આવ્યા છે. હું કોઇ નરેંદ્રને ઘેર જતો નથી. તેને જે જે જોઇએ તે હું ઘેર બેઠે આપી શકું તેમ છું. મારે ઘેર તેણે મળવા આવવું જોઈએ કે જેથી તેનું કામ નિઃશંકપણે આ નગરમાં થઇ શકે."

દુતે સઘળી હકીકત વસ્તુપાળને નિવેદન કરી. વસ્તુપાળનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો અને લક્ષ્મીથી ગર્વિત થયેલા સદીકનો ગર્વ ઉતારવા કહાવી મોકલ્યું કે "તું સાવધાન રહેજે; હું તારા દુર્વિનીતપણાનો ઉચ્છેદ કરવા આવી પહોંચું છું."

આ ખબર સદીકને મળતાં લાટ દેશનો રાજા શંખ જે પોતાનો મિત્ર હતો તેને પોતાની દુઃખદ હકીકત જણાવી.

શંખે પોતાના મિત્ર ઉપર આવી પડેલી આફત માટે પોતાનું મોટું લશ્કર તૈયાર કર્યું અને વાજીંત્રોના ઘોષ સાથે ખંભાત આવી પહોંચ્યો. શંખના બળ વિષે એમ કહેવાય છે કે તે ખેરના લાકડાનું જાડું મુશળ પચાસ વાંસની વચ્ચે બાંધી ઘાલ્યું હોય તોપણ તે તલવારના માત્ર એકજ ઘાથી કાપી નાંખતો. આવો તે બળવાન હતો. બંને તરફથી મહાન યોદ્ધાઓ વચ્ચે સમુદ્ર તટે ભયંકર યુદ્ધ થયું; તેમાં શંખના ઘણા યોદ્ધાઓ મરાયા. અંતે શંખ હાર્યો અને સદીક મરાયો.

સદીકને ઘેર જઈ તેની હવેલીમાંથી ૫૦૦ હેમની ઈંટો લીધી, ૧૪૦૦ ઘોડા લીધા અને ઘણું જવેરાત લીધું. આ પ્રમાણે જય પ્રાપ્તિ કર્યા પછી કુમારપાળે બંધાવેલ દહેરામાં જઈ મહાપૂજા કરાવી, તે ઉપર સોનાનો ધ્વજ ચઢાવ્યો ત્યારપછી તે ધોળકે ગયો.

રાજા વીરધવળ વસ્તુપાળે કરેલા વિજયથી ઘણો ખુશ થયો. વસ્તુપાળે સદીકના ઘરની લીધેલી સર્વ વસ્તુ રાજાના આગળ મુકી દીધી. રાજાએ ખુશ થઈ સદીકના ઘરની મૂલ્યવાન ધુળ વસ્તુપાળને આપી દીધી; તેમ સગરના છોકરા દેવને આપી. વળી વસ્તુપાળને ઘણાં બિરૂદ આપ્યાં.

**દિલ્હીના રાજા મોજુદીન સાથે મિત્રતા**—એક દિવસ દિલ્હીના રાજા મોજુદીન (અલ્તમશ) ની માતા મક્કે હજ કરવા જવા માટે

મોટું બિંબ સ્થાપન કર્યું. શ્રીમાન્ આમરાજાના ચૈત્યમાં તેણે એક દિવ્ય પાષાણુ તોરણુ કરાવ્યું, અને શ્યામ પાષાણનું શ્રી નેમિનાથનું બિંબ કરાવ્યું. વળી અનેક લોકોને અભિષ્ટ ભોજન આપવા ભિન્ન ભિન્ન સ્થાનોએ સુશોભિત એવી અનેક દાનશાળાઓ કરાવી. દીન અને ભગ્ન વેપારીઓને કરમુક્ત કર્યા તથા વિશેષે સર્વ સુજનજનોને ઋણમુક્ત કર્યા. વળી નગરમાં સુવર્ણના કુંભ, ધ્વજ, દંડ અને ઉછળતી પતાકાવાળાં સેંકડો જૈનચૈત્યો કરાવ્યાં. જળ તથા સ્થળ માર્ગથી આવતા વેપારીઓના સુખ નિમિત્તે તેણે દાણાના બે મંડપ જુદા જુદા કરાવ્યા. વળી છાશ વેચવાનો ચાલ બંધ કર્યો; કારણકે ગરીબ માણસોનુ તેથી જીવન નભે. માખણ અને મનુજવિક્રય તથા પાડા વગેરેની હિંસાનાં કર્મોનો નિષેધ કરાવ્યો. સમુદ્રના પાણીમાં પકડવામાં આવતાં માછલાં બંધ કરાવ્યાં. સં. ૧૨૮૯ માં પૌષધશાળા કરાવી તથા ૧૨૯૨ માં ખંભાત પાસેના નગરામાં વસ્તુપાળે સૂર્યમંદિરમાં રત્ના દેવીની બે પ્રતિમાઓની સ્થાપના કરી.

આ પ્રમાણે આ ધનવાન મંત્રીએ શ્રી સ્તંભતીર્થમાં જિનભવનો, શિવભવનો, ધર્મશાળાઓ, મોટી જિનપૂજાઓ, સંઘપૂજાઓ, કવિઓને તથા સુજનજનોને અભીષ્ટદાન વગેરે સુકૃત્યો કર્યાં. તેણે પાંચ કરોડ દ્રમ્મનો વ્યય કરી પોતાની સમૃદ્ધિને સફળ કરી છે.

**વૃદ્ધગચ્છનું નામ તપાગચ્છ પાડ્યું**—એક વખતે મંત્રીશ્વર ધોળકે હતા તે વખતે શ્રી નાગેંદ્રાચાર્ય પાસે તેમણે શ્રી જગચ્ચન્દ્રસુનિનું મહાત્મ્ય સાંભળ્યું કે "અત્યારે શ્રી સ્તંભતીર્થમાં વૃદ્ધગચ્છના સ્વામી ચન્દ્રશાખાવાળા શ્રી જગચ્ચંદ્ર વિચરે છે. જે જ્ઞાન, ચારિત્ર્ય, તપ, શીલ અને ક્રિયાવંત મુનિઓમાં પ્રથમ, નિઃસંગવૃત્તિવાળા, તથા સદા આંબિલનો તપ કરવામાં રક્ત છે." આ પ્રકારે તેમના ગુણોનું ગાન સાંભળીને વસ્તુપાળ ખંભાત આવ્યા અને તેમને વંદન કર્યું. તે મુનીન્દ્રે તેમને ધર્મલાભરૂપ આશીર્વાદ સહ લક્ષ્મીનો સદુપયોગ કરવા વિષે દેશના આપી.

પછી તેમના પર અત્યંત ભક્તિરાગને ધારણ કરવાવાળા તે મંત્રીએ તેમની અસાધારણ તપસ્થિતિ જોઇને વિ. સં. ૧૨૮૫ ના વર્ષમાં મહોત્સવપૂર્વક વૃદ્ધગચ્છનું નામ તપાગચ્છ એવું સત્યાર્થ નામ પાડ્યું.

**મલ્લવાદી અને વસ્તુપાળ**—મારવાડ દેશના રહેનાર મલ્લવાદી પોતાની ભૂમિમાં દ્રવ્ય વગેરેના અછતપણાથી દુઃખી થવાથી સમુદ્ર તટે વસતા લક્ષ્મીના સાગર સમા વસ્તુપાળની કીર્તિ સાભળી સ્તંભતીર્થ આવ્યા; અને શ્રી સ્તંભન પાર્શ્વનાથના પૂજારી થઇ રહ્યા. એક દિવસ વસ્તુપાળ શ્રી સ્તંભન પાર્શ્વનાથનું સંઘ સહિત પૂજન અર્ચન કરવા આવે છે તેમ હજારો દ્રમનો વ્યય કરી જિનાલયો કરાવે છે. તે વખતે આવી તકનો લાભ લઇ મલ્લવાદી મંત્રીશ્વરના પ્રસંગમાં આવે છે.

પહેલાં તો એક વખતે મલ્લવાદીના એક શૃંગારયુક્ત વચનથી મંત્રીશ્વર તેમના આગળથી ચાલ્યા ગયા હતા. તે વાર્તા બેઉ મળવાથી સ્પષ્ટ થાય છે; અને મલ્લવાદી બહુ સુંદર રીતે વસ્તુપાળની પ્રશસ્તિથી તેનો અર્થ સમજાવે છે. મંત્રીશ્વર બહુ પ્રસન્ન થયો. પોતાના ભંડારીને બોલાવી તે સૂરીપદને ધારણ કરનાર મલ્લવાદી કવીંદ્રને એકાંતમાં દશ હજારો સોનામહોરો અર્પણ કરવાનો હુકમ કર્યો. ભંડારી તે હુકમને આધીન થઈ તે સોનામહોરો મોકલે છે પણ તે મલ્લવાદી સ્વીકારતો નથી. અને કહે છે કે હું ગમે તેવો પણ જૈન એના શ્રેષ્ઠ પદને ધારણ કરનાર છું. પછી તે દ્રવ્યથી મલ્લવાદીના કહેવા પ્રમાણે ભરૂચના ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો.

**ઉપસંહાર**—ખંભાતની ભૂમિ પર અણહીલવાડની ગાદી પરના સોલંકી કે વાઘેલા કોઈપણ રાજાના વખતમાં જે જે પ્રધાનો આવ્યા છે તેમાં મંત્રી વસ્તુપાળનું પદ સર્વોત્તમ છે. આ ધનવાન મંત્રીએ ખંભાતને સિદ્ધિવંતુ અને સુખી કરવાને બાકી રાખ્યું નથી. ખંભાતના ઇતિહાસમાં એ સમય અત્યંત આબાદીનો અને વિજયવંતો જણાય છે. આ જૈનધર્મ પ્રેમી પ્રધાને પોતાની કીર્તિને સદા અમર કરી છે તે સાથે ખંભાતનું નામ સંકળાયલું રહેશે.

**સુબો જયંતસિંહ**—( વિ. સં. ૧૨૭૯ )

ખંભાતના મહામાત્ય વસ્તુપાલને બે પત્નીઓ હતી. તેમાં પ્રથમ પત્ની લલીતાદેવીથી થએલો પુત્ર તે જયન્તસિંહ તેને જૈત્રસિંહ પણ કહે છે.

વસ્તુપાલે સંવત ૧૨૭૬ થી ૭૯ સુધી ખંભાતના અમાત્યની પદવી ભોગવી. ત્યાર પછી તેની જગા તેના પુત્ર જયન્તસિંહને આપવામાં આવી.[1]

[1] महामात्य श्री वस्तुपालस्यात्मजे महं श्री ललितादेवी कुक्षि सरोरुह राजहंसायमाने महं. श्री जयंतसिंहे सं. ७९ पूर्वं श्री स्तंभतीर्थे मुद्राव्यापारान्

જયન્તસિંહ તેના પિતાના જેવો ધર્મિષ્ટ, શ્રદ્ધાળુ અને પ્રજાને સુખી કરનાર હતો. જયન્તસિંહના મનને આનંદ આપવા માટે બાલચંદ્રસૂરિએ લગભગ તેરમા સૈકાની આખરે 'વસંતવિલાસ' નામે એક ઐતિહાસિક મહાકાવ્ય રચ્યું છે તેમાં ધોળકાના રાજા વીરધવળના મહામંત્રી અને જયન્તસિંહના પિતા વસ્તુપાળ મંત્રીપદ પર આવ્યા ત્યારથી તેમના મૃત્યુ સુધીનું વર્ણન કરવામાં આવ્યું છે. વળી જયસિંહસૂરિએ 'હમીરમદમર્દન' નાટક વસ્તુપાલ તેજપાલની પ્રશસ્તિ કરતું સંવત ૧૨૮૬ પહેલાં રચ્યું છે. આ નાટક જયન્તસિંહની આજ્ઞાથી ખંભાતના ભીમેશ્વર ભગવાનની યાત્રાના ઉત્સવ પ્રસંગે પહેલ વહેલું ભજવાયું હતું. આ ભીમેશ્વર મહાદેવ ખંભાતથી બે એક માઇલને છેટે 'કાળી તળાવડી' નામના ગામે છે. શિવાલયની બાંધણી ભવ્ય છે; તેમ ભગવાન શિવનું બાણુ ભવ્ય, મનોરમને દર્શનીય છે. આ શિવાલયના શિખર પર વસ્તુપાલે સોનાના કળશ તથા ધ્વજદંડ કરાવ્યા હતા.

જયન્તસિંહને જયતલદેવી, સુહવદેવી અને રૂપાદેવી એ ત્રણ પત્નિઓ હતી. તેમના પુણ્ય માટે આબુ પર્વત ઉપર તેણે ૪ દેવકુલિકાઓ બનાવી છે.[૨]

જયન્તસિંહને બે પુત્ર નામે પ્રતાપસિંહ અને બીજો હતો. તે બંનેના શ્રેય માટે વસ્તુપાલે ખંભાતના કુમારવિહારમાં બે દેવકુલિકાઓ બંધાવી હતી.[૩]

---

ज्यापृणर्वत्तिसति. ગિરનાર પ્રશસ્તિ. પ્રા૦ જૈ. લે. સં. ભા. ૨ લેખાંક ૩૮ આ પંક્તિઓનો ભાવાર્થ તે પુસ્તકમાં એવો આપ્યો છે કે સં......૭૯ પહેલાં તે સ્તંભતીર્થ (ખંભાત)માં મુદ્રા વ્યાપાર (નાણાનો વ્યાપાર-નાણાવટીનો ધંધો) કરતો હતો. પણ મુદ્રા વ્યાપાર એટલે રાજમુદ્રા (અધિકાર)થી શોભવો એવો અર્થ લેવો ઠીક છે. વળી વસ્તુપાલના મરણ પછી જયન્તસિંહના શૌર્યથી આકર્ષાઈ વિશળદેવે તેને પેટલાદનો સુબો નીમ્યો હતો. એટલે તે ખંભાતનો સુબો હોવા વધારે સંભવ છે.

"पेटलाद पुरैश्वर्यं जैत्रसिंहायमन्त्रिणे ।
पराक्रमगुणक्रीतः प्रसन्नोऽदात्ततो नृपः ॥"

૨ પ્રા. જૈ. લે. સં. ભા. ૨ જો પૃ. ૧૨૬ લેખાંક ૬૯ થી ૭૨.

૩ જૈ. સા. ઇ. પૃ. ૩૧૯ ટીપણી પૃ. ૩૮૪.

## ૧૧—ધર્મિષ્ઠ મહાજનો. (૧૪ તથા ૧૫ મો સૈકો.)

"જેને વચને રાતડાજી, શ્રાવક સમક્તિ ધારે
દાન માન ગુણે આગલાજી, સબિધ જિહાં સુવિચાર."
(ઐ. સ. મા. ભાં. પૃ. ૧૨)

"કેવા જ્ઞાતા દાતા જાણ, કેવા શ્રોતા ભોક્તા જાણુ."
× × × × ×
બુદ્ધિસાગર રૂડા બુદ્ધિવંત, દીન દયા સોહે સતવંત.
(શિલવિજયજી—તીર્થમાળા)

વડ વ્યવહારી જાણીઇ, ભૂપ દીઇ જસ માન.
× × × × ×
દૃઢ સમક્તિ નિત ચિત્ત ધરઈ, સારઇ જિણવર સેવ.
ભક્તિ કરઈ સાહમી તણી, કુમતિ તણી નહિ ટેવ.
(અગડદત્ત રાસ. સં. ૧૬૮૫)

સાહણપાલ—(વિ. સં. ૧૩૭૧)

જૈન સમાજમાં અનેક ધર્મવીરો પેદા થયા છે. તેમાં દેશલનું નામ પણ અગ્રપદ ભોગવે છે.[1] આ પાટણ નિવાસી ઓસવાલે સં.

૧ દેસલની વંશાવળી.




ઉપર જણાવેલી વંશાવળી ઐ. રા. સં. ભા. ૧ લો પૃ. ૪ માં મુ-
નિજયધર્મસૂરિએ દેસલહરાઓની એક પ્રશસ્તિ (શ્લોક ૮ થી ૧૭) પરથી

૧૩૭૧ માં શ્રી શત્રુંજય તીર્થોદ્ધાર યાત્રા–સંઘમાં પહેલી વખતે રૂ૦ ૨૭૭૦૦૦૦ નો વ્યય કર્યો હતો. અને બીજી વખતે સં. ૧૩૭૫ માં રૂ૦ ૧૧૦૦૦૦૦ થી પણ વધારે દ્રવ્યનો સદ્વ્યય કરી પોતાને મળેલી લક્ષ્મીના સદુપયોગથી જીવ્યું સાર્થક કર્યું હતું.

આ ઉદાર ધર્માત્માને ત્રણ પુત્રો હતા. એકનું નામ સહજપાલ, બીજાનું નામ સાહણપાલ, અને ત્રીજાનું નામ સમરસિંહ. સહજપાલે દક્ષિણમાં દોલતાબાદમાં જિનાલયમાં ત્રેવીશમાં શ્રી પાર્શ્વજીની સ્થાપના કરી ધર્મ લાભ મેળવ્યો હતો. સમરસિંહે વિ. સં. ૧૩૭૧ માં શત્રુંજયમાં પ્રતિષ્ઠા કરાવી હતી; અને પિતાએ કાઢેલા સંઘની અપૂર્વ સેવા બજાવી હતી. તથા અનેક રાજા બાદશાહોમાં તે માનવંતો બની તિલંગ દેશનો સુબેદાર થયો હતો.

સાહણપાલ—ખંભતમાં રહી વ્યાપારથી લક્ષ્મી સંપાદન કરી પોતાની તથા પૂર્વજોની કીર્તિને વિસ્તારી હતી. સાહણના પિતા દેસલે શત્રુંજયની યાત્રા માટે સંઘ કાઢયો; અને એ સંઘ વિમલાચલ પર ચઢયો ન હતો તેવામાં સાહણપાલ ખંભાતથી સંઘ લઇ ત્યાં ગયો. આગળ દૂતને મોકલી પિતાને ખબર આપી કે "દેવગિરિ (દોલતાબાદ) થી સહજપાલ અને ખંભાતથી સાહણપાલ સંઘ સાથે આવ્યા છે." તેનો પિતા તથા તેનો ભાઇ સમરસિંહ સામા આવ્યા અને પ્રેમથી ભેટયા.

"ખંભાતના સંઘમાં જે ઘણા આચાર્યો હતા; તેમને સમરાશાહે વંદન કર્યું. પાતાક મંત્રીના ભાઇ મં૦ સાંગણ ખંભાતથી તે બંને (સહજ અને સારણ) સાથે આવ્યા હતા. વંશ પરંપરાગત સંઘપતિત્વ

જણાવી છે. અને તેજ પ્રશસ્તિના એજ શ્લોકો પરથી પંડિતવર્યશ્રી લાલચંદ્ર ભગવાન ગાંધીએ "જૈન યુગ" પુ. ૧ લું અંક ૩ પૃ. ૧૦૫ ઉપર સમરસિંહ સુધીની વંશાવળી આપી છે. એ બેઉના મતમાં ભિન્નત્વ એ છે કે શ્રી. પંડિતજી કહે છે કે "સં. ૧૩૭૧ ના શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે વંશક્રમથી પ્રશસ્તિના વંશક્રમમાં થોડો ફેરફાર છે. શિલાલેખ ઉપરથી જણાય છે કે સલખણના પુત્ર આજડ, તેનો પુત્ર ગોસલ અને તેના પુત્ર દેસલ હતા. "શિલાલેખનો, રાસ પ્રબંધનો ઉલ્લેખ અને પ્રશસ્તિના પદ્યનો આશય વિચારતાં ગોસલ અને દેસલ બંને ભાઇઓ નહિ પણ પિતા પુત્ર જણાય છે. દેસલથી દેસલવંશ આ જગતમાં ખ્યાતિ પામ્યો છે." (જૈન યુગ પુ. ૧ અં. ૩ પૃ. ૪૧૦)

પ્રાપ્ત કરનાર સં. લાલા, ભાવસાર સં. સિંહભટ, ઉત્તમ શ્રાવક મં૦ વસ્તુપાલના વંશજ મં૦ વીજલ હર્ષથી સંઘમાં આવ્યા હતા. તથા મદન, મોલ્હાક, રત્નસિંહ વગેરે અસંખ્ય શ્રાવકો ઉત્કંઠિત થઈ પ્રતિષ્ઠા પ્રસંગમાં આવ્યા હતા. સમરાશાહે સર્વનો યથોચિત સત્કાર કર્યો હતો. સહજપાલ અને સાહણપાલ એ બંને ભાઇઓએ સંઘમાં આવી પિતા સં૦ દેસલના ચરણોને ભક્તિ પૂર્વક વંદન કર્યું દેસલશાહ આનંદિત થયા અને વિમલગિરિ શિખર ઉપર ચઢવા ઉદ્યમી થયા."

"પિતાની સાથે પુત્રોએ દેવોની પૂજાઓ કરવા માંડી, સોનું, રૂપું, હીરા વગેરે રત્નોનું દાન કરવા માંડયું, અને તે પ્રમાણે કરતા કરતા આગળ વધવા લાગ્યા. પ્રતિષ્ઠા કરવાના સ્થળ આગળ આવી પહોંચતાં સ્નાન કરી શુદ્ધ વસ્ત્રાભુષણ સજી ચંદન તિલકથી લલાટને અલંકૃત કરી ભક્તિ પૂર્વક ચૈત્યમાં પ્રવેશ કર્યો. સિદ્ધસૂરિ જિનની સામે રહ્યા. અને દેસલશા તથા સાહણ (પિતા પુત્ર) આદીશ્વરની જમણી બાજુએ તથા સહજ અને સમર જીનની ડાબી બાજુએ ઉભા રહ્યા. સિદ્ધસૂરિએ બહુ સુંદર રીતે વિધિ પ્રમાણે વિ. સં. ૧૩૭૧ ના મહા શુદ ૧૪ ને સોમવારે યુગાદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરી સં. દેસલે તથા બધા પુત્રોએ ચંદન પુષ્પો વગેરેથી પૂજા કરી. આનંદથી સર્વ નાચ્યા હતા. અને ધનવૃષ્ટિ કરી હતી. દશ દિવસ સુધી ત્યાં ઉત્સવ કરવામાં આવ્યો હતો. દરેકે જુદી જુદી રીતે પ્રભુ ભક્તિ કરી હતી. સાહણપાલે કસ્તુરીના વિલેપનથી સઘળું શોભાવ્યું. વિવિધ લાખો પુષ્પોથી મહા પુજા કરી. પછી અગિઆરમે દિવસે આરતી કરવામાં આવી. દેસલે આરતી ઉતારી અને સાહણ અને સાંગણ ચામરધારી બન્યા હતા. સામંત અને સહજપાલ હાથમાં શ્રેષ્ટ ભૃંગાર ધરી રહ્યા હતા. આરતી થઇ રહ્યા પછી સંઘ પૂજા, સ્વામીવાત્સલ્ય તથા દાન કરવામાં આવ્યું હતું. પછી સંઘ પાછો વળ્યો હતો. પછી ગિરનારની યાત્રા કરી હતી. રાજાઓએ તેમને માન આપ્યું હતું.

આ કીર્તિવંત પુત્રે પિતાની સાથે યાત્રા કરી લક્ષ્મીના સદુપયોગથી કીર્તિને અમર કરી છે.

સાજણસી શાહ (વિ. સં. ૧૪૨૪)

શત્રુંજ્ય તીર્થના ઉદ્ધારક અને તિલંગ દેશનું આધિપત્ય ભોગવનાર પ્રસિદ્ધ શ્રેષ્ટિ સમરસિંહને ૭ પુત્રો હતા. સાલ્હ, સત્ય, ડુંગર, સાલિગ,

સ્વર્ણપાલ અને સજ્જનસિંહ.[1] સાલ્હ 'અદ્વિતીય' પુરૂષ હતો. સત્યે ૨૫ દેવાલયો બંધાવ્યાં હતાં અને સિદ્ધગિરિની યાત્રા કરી સંઘ પતિ થઇ વિખ્યાત થયો હતો. ડુંગર બહુ દાનશીલ તથા દિલ્હીના રાજા મહંમદનો માનીતો થયો હતો. સાલિગે ઘણાં દેવાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સ્વર્ણપાલ બહુ કીર્તિમાન હતો. જે બેંતાલીશ દેવાલયો સાથે યાત્રિકલોકથી યુક્ત થઇ શત્રુંજય તીર્થ ગયો હતો; અને છઠ્ઠો પુત્ર સજ્જનસિંહ જેને સાજણસીશાહ કહેતા હતા. જેણે સંવત ૧૪૨૪ માં ૨૪ મે વર્ષે શત્રુંજય તીર્થપદ-સ્થાન કર્યું હતું. વળી સાલિગ અને સજ્જનસિંહે વિ. સં. ૧૪૧૪ માં પોતાનાં માતાપિતાની મૂર્તિનું યુગલ શત્રુંજય પર સ્થાપ્યું હતું, જેના ઉપર સંસ્કૃતમાં લેખ છે.[2] તેમાં ઉપર જણાવેલી હકીકત જણાવી છે.

અણહીલપુર પાટણથી થોડે દૂર સલખણપુરમાં વસતો વીસા પોરવાડ વેદોશાહ નામનો એક વણીક હતો. તેની વીરમદે નામની સ્ત્રી હતી. તેને કોચરશાહ નામનો એક પુત્ર હતો. કોચર બહુજ ધર્મશીલ હતો. સલખણપુરથી થોડે દૂર બહુચરાજી આગળ અજ્ઞાની લોકો જીવ-હિંસા કરતા હતા. તેથી કોચરશાહનું હૃદય બહું કંપી ઉઠ્યું હતું. એક વખતે તેને વ્યાપારાર્થે ખંભાત આવવું પડ્યું.

ચર્તુદશીનો દિવસ હતો. તપગચ્છ નાયક શ્રી સુમતિ સાધુસૂરિ વ્યાખ્યાન કરતા હતા. અને ખંભાતનો જૈન સંઘ તે શ્રવણ કરતો હતો. તે સંઘમાં લોકો કેવા હતા કે—

લાષીણા કોટીધજ ધીર, સાયરપરિં ગિરૂઆ ગંભીર,
જાણે દોગુંદક દેવતા, સદ્ગુરૂ ચરણકમલ સેવતા. ૧૯
કોટિં કનક તણી ઉતરી, દસ અંગુલિ વર મુદ્રિક ધરી,
ફાંદાલા દુંદાલા બહુ, પહિરિયઉ ઉઢયઉ દીસઇ બહુ. ૨૦
સમરથ સુત જે દેસલહરૂ, સમકિત ધારી ધરમી ષરઉ,
કરમી મરમી મહિમા મેર, મિથ્યામતિ સવિ કીધો જેર. ૨૧

૧ સાજણસી શાહના વંશવૃક્ષ માટે 'સાહણપાલ'ના લેખની ટીપણી જુઓ.

૨ જુઓ 'જૈન યુગ' પુ. ૧, અંક ૯, પૃ. ૪૧૦ શ્રી. પં. લાલચંદ્ર ભ. ગાંધીનો લેખ.

સુંદરિ પણિ અમરિ અનુકાર, સુંદર સોલ કર્યા શૃંગાર,
શીલસબલ ભલભૂષણુ અંગિ, સુંહુંણઇ પણિ નહીં પાપપ્રસંગ. ૨૨
ખંભાયતિ નઉ દેખી સંઘ, કોચર મનમાં વાધ્યો રંગ,
સાધર્મિક માટઇ સનમાનિ, આગલિ બઇસાર્યા બહુ માનિ. ૨૩
(કોચર વ્યવહારીરાસ[1])

સંઘપતિ સાજણસીશાહ પણ વ્યાખ્યાન શ્રવણ કરતા હતા. એમની રિદ્ધિ સિદ્ધિ કેવી હતી—

સંઘ મુખ્ય સાજણસી સાહ જ, લિ નિત્ય લષમી નઉ લાહ,
તિણિ કરિપુરમાં અધિકઉ વાન, સબલ વલી માંનઇ સુલતાન. ૨૪
અનુપમ અરઠ કમલ ઓસવાલ, અષ્ટમિ ચંદ સરિસ વરભાલ,
પગિ પહિરાઇ કનક જેહનઈ, કુંણ સમવડિ કીજઇ તેહનઈ. ૨૫
જસ ઘરિ આવઈ કનકરચાલ, બહુ કાલાપાણીના માલ,
જે નવિ જાણઈ દુષમા સમઈ, સૂરય કિહાં ઊગઈ આથમઇ. ૨૬

ખંભાતના સંઘે કોચરશાહનો સત્કાર કર્યો અને તેને આગળ બેસાડયો. ગુરુએ વ્યાખ્યાન આગળ ચલાવ્યું. તેમાં પ્રસંગોપાત જીવદયા ઉપર વિવેચન ચાલ્યું. વ્યાખ્યાન સમાપ્ત થયા પછી કોચરશાહે બહુચરાજી આગળ થતો જીવવધ બંધ થાય તે માટે કાંઇ પ્રબંધ થવા ગુરૂને વિનંતિ કરી.

ગુરુએ સાજણસી સાહને બોલાવી દાન આપવા તથા લક્ષ્મીનો લહાવો લેવા, અધિકાર, કલા, બલ અને બુદ્ધિનો ઉપયોગ કરી જીવહિંસા થતી અટકાવવા કહ્યું. સાજણસીએ સદ્‌ગુરૂનાં વચન સાંભળી બહુ હરખ પામી કોચરશાહને પોતાને ઘેર તેડી ગયો. તેનું પૂજન કર્યું અને સાથે બેસીને જમ્યા. કોચરશાહની ચતુરાઇ જોઈ સાજણસીંહ મનમાં બહુ પ્રસન્ન થયો. પછી સાજણસીંહે કોચરને પાલખીમાં બેસાડી ગામના અધિપતિ પાસે લઈ ગયો. અધિકારીએ તેમને માન આપી શા કારણથી આવ્યા તે પૂછયું. તેના ઉત્તરમાં સાજણસીએ જણાવ્યું કે સેલખણપુરના ફોજદાર દ્રવ્ય બગાડે છે અને અંધેર ચાલે છે માટે શું

1 કોચર વ્યવહારી રાસ ગુણવિજયે સં. ૧૬૮૭ માં રચ્યો છે. ઐ રા. સં. ભા. ૧ પૃ. ૨

"સ્તંભતીર્થમાં કોઇક ભીમ નામના શ્રાવકે નગરની અંદર જગો નહિ મળવાથી નગરની બહાર ઘણું, દ્રવ્ય ખરચીને ચંદન અને હાથી દાંતોથી એક પૌષધશાળા બંધાવી ત્યારે કોઇકે તેને કહ્યું કે આ નગરની બહાર પોષધશાલા કરી તે તો ફોગટ દ્રવ્ય ખરચ્યું. કેમકે તેમાં તો કદાચ ભિલો આવીને નિવાસ કરશે. તે સાંભળીને ભીમે કહ્યું કે કોઇક વિહાર કરીને થાકેલા મુનિ ખરેખર તેમાં કાર્યોત્સર્ગાદિક ધ્યાન ધરશે અને તેથી તે પોષધશાલા સફળ થશે. છેવટે નગરની વસ્તી વધવાથી તે પોષધશાલા હાલ નગરની અંદરજ આવી ગઇ છે.[1]"

"ભીમ શ્રાવકે આબુ પર્વત પર જિન મંદિર બંધાવીને તેમાં મૂળ નાયકની ૫૧ અંગુળની પ્રતિમા સ્થાપવા માટે ઘણીવાર ગાળી ગાળીને ઉત્તમ પિત્તળનો રસ કરાવવા માંડયો. એટલામાં પાલણપુરના રહેવાસી ધનાશાએ આવી તેને વિનંતિ કરી કે હે ભીમ! આ પ્રતિમા બનાવવામાં તું મારો ભાગ લે. પણ ભીમે ના પાડવાથી તે રસ ઢાળતી વખતે ધનાશા પોતાના જભાની બાંહોમાં ગુપ્ત રીતે કેટલુંક સુવર્ણ લાવ્યો અને હાથ પહોળા કરવાના મિષથી તે સુવર્ણ તે પિત્તળના રસમાં નાખી દીધું. અને તેથી આજે પણ તે પ્રતિમા અત્યંત જગજગાયમાન દેખાય છે. તે પર શ્યામતા આવતી નથી. અને હાલમાં તે પ્રતિમા કુંભ મેરૂ પૂર પૂજાય છે."[2]

**શાણરાજ (વિ. સં. ૧૪૫૨)**

પંદરમા સૈકાની આખરમાં ખંભાતમાં શાણરાજ નામે એક મહા ધનવાન અને પ્રભાવક શ્રાવક થઈ ગયો છે. તેણે ગિરનાર ઉપર ઘણું દ્રવ્ય ખરચી વિમલનાથ પ્રાસાદ નામનું એક મહાન મંદિર બંધાવ્યું હતું.

તેની પ્રશસ્તિ માટે ગિરનાર ઉપર ગઢના દરવાજાથી જરાક આગળ જતાં ડાબી બાજુ પર મોટા મંદિરના દ્વાર સમીપની દિવાલ ઉપર એક મોટો શિલાલેખ લાગેલો છે. આ લેખ રોયલ એસિયાટીક સોસાયટીના ચોપાનીયામાં પ્રગટ થઇ ચૂકયો છે. તે લેખ અપૂર્ણ છે.[3]

---

૧ ઉપદેશ તરંગીણી પૃ. ૧૦૮.

૨ " " પૃ. ૧૧૧ આબુના અચલગઢ ઉપર આવી પ્રતિમા છે. કોઇ કહે છે કે કુંભારાણાની સ્ત્રીએ ભરાવી છે ખરી વસ્તુ ગ્રહણ કરવી.

૩ પ્રા. જૈ. લે. સં. ભા. ૨ પૃ. ૧૦૦

ઉપરની પ્રશસ્તિના ૬ થી ૩૭ શ્લોકમાં શાણુરાજની હકીકત આપી છે. તેનો સારાંશ એ છે કે "સ્તંભતીર્થના શ્રીમાલી વંશના શાણુરાજની વંશાવલી આ પ્રમાણે—પૂના–જગત–વાઘણનો પુત્ર વિક્રમાદિત્ય થયો કે જેણે તિમિરપુરમાં પાર્શ્વનાથનું ઉચું વિશાલ મંદિર બંધાવ્યું. તેના પુત્ર માલદેવે સંઘ કાઢી શત્રુંજય ને ગિરનારની યાત્રા કરી હતી; ને 'સંઘપતિ' બિરૂદ મેળવ્યું હતું. તેના પુત્ર વયરસિંહને ભાર્યા ધવલદેથી પાંચ પુત્રો થયા. ૧ હરપતિ,[1] ૨ વયર, ૩ કર્મસિંહ, ૪ રામ, ૫ ચંપક. હરપતિને બે ભાર્યા નામે હેમાંદે અને નામલદેથી ૭ પુત્રો સજ્જનાદિ થયા. હરપતિએ સં. ૧૪૪૨ માં પડેલા દુકાળમાં બહુ અન્નવસ્ત્રદાન કર્યું. પિપ્પલકુ ગામના રહીશોને ત્યાંના અધિપે બંદીવાન કર્યા હતા; તે છોડાવ્યા. ગુર્જર પાદશાહ પાસે સારી ખ્યાતિ મેળવી અને જયતિલકસૂરિના ઉપદેશથી સં. ૧૪૫૨ માં ગિરનાર ઉપર નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો. પાતશાહનું ફરમાન લઇ ૭ દેવાલય સાથે સિદ્ધગિરિ અને ગિરનાર પર સંઘ લઇ યાત્રા કરી. અને ૧૪૫૨ માં સ્તંભતીર્થમાં શ્રી જયતિલકસૂરિએ રત્નસિંહને આચાર્યપદ આપ્યું. તેના ઉક્તપુત્ર સજ્જનસિંહને કૌતુગદેથી શાણુરાજ નામનો પુત્ર થયો. કે જેણે પોતાની બ્હેન કર્માદેવીના શ્રેયાર્થે મહેસાણામાં ઋષભદેવનો પરિકર રચાવ્યો. મોટેરાપુરવાસી દ્વિજ ને વણિક જાતિના બંદિવાનને છોડાવ્યા. તેણે વિમલપ્રાસાદ ગિરનાર પર બંધાવ્યો. ગુર્જર પાતશાહ અહમદાદિની[2] પાસે સારૂં માન મેળવ્યું હતું. રત્નસિંહસૂરિના ઉપદેશથી સાધુ શ્રી શાણુરાજે સાતે ક્ષેત્રમાં ધન ખરચ્યું હતું.[3]"

---

૧ હરપતિ સંબંધી ગિરનાર ઉદ્ધાર રાસમાં નયસુંદરે જણાવ્યું કે–

શ્રી જયતિલકસુરીંદ, જસ ઉપદેશે આણંદ,
શ્રી શ્રીમાલી ત્રિભુવણ હરપતિ સાર વિચક્ષણ,
વિક્રમરાયથી વરસે ચૌદશે ઓગણપચાશે,
રૈવત પ્રાસાદે નેમ, ઉધરિયો અતિ પ્રેમ.

૨ (અહમંદશાહ અંમદાવાદ વસાવનાર.)

૩ જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ જો. પૃ. ૭૩૯

## ૧૨—ધર્મિષ્ઠ મહાજનો. (સત્તરમો સૈકો.)

"પુન્યવંત નર તિહાં વસઇ, પાલઈ નિજ આચાર"
જિન મંદિર નિત રૂયડાં, પૂજા રચઇ નર નારિ
અગડદત્તરાસ.

સત્તરમાં સૈકામાં ખંભાતમાં કવિ ઋષભદાસ થઈ ગયા. તેઓએ પોતાના જમાનામાં ખંભાતના ધોરી શ્રાવકોનાં નામ પોતાના રાસોમાં ગણાવ્યાં છે. તેઓએ 'મલ્લીનાથ રાસ' વિ. સં. ૧૬૮૫ માં પોષ શુદી ૧૩ ને રવિવારે રચ્યો છે; તેમાં તે નીચે પ્રમાણે જણાવે છે.

"પારિખ વજીઆ નિં રાજીઆ, જસ મહિમા જગમ્હાં ગાજીઓ,
અઉઠ લાખ રૂપક પૂણ્ય ઠામિ, અમારિ પળાવી ગામોગામી. ૨૮૨
ઓસવંસિ સોની તેજપાલ, શેત્રુંજ—ગીર ઉધાર વીસાલ,
લ્યાહારી દોય લાખ ષરચેહ, ત્રીંબાવતીનો વાસી તેહ. ૨૮૩
સોમકરણ સંઘવી ઉદઈકરણ, અધલષ્ય રૂપક તે પુણ્ય કરણ,
ઉસવંસિ રાજા શ્રીમલ, અધલષ્ય રૂપકિ ષરચઇ ભલ. ૨૮૪
ઠક્કર જઈરાજ અનિં જસવીર, અધલષ્ય રૂપક ષરચઇ ધીર,
ઠક્કર કીકા વાઘા જેહ, અધલષ્ય રૂપક ષરચઇ તેહ." ૨૮૫

વળી હીરવિજયસૂરિ રાસમાં પૃ. ૨૦૬ નીચે પ્રમાણે જણાવે છે.

"ચૈત્રી પુનમ દિન કહેવાય, શાહ શ્રીમલ શેત્રુંજે જાય;
સંઘવી ઉદયકરણ તેજપાલ, ઉકર લાઇ બુદ્ધિ વિશાલ. ૧૨
ઠાકર કીકા કાલા જોય, શાહ મનજી સંઘમાંહિ હોય;
સોની કલો નિ પાસવીર, શાહ સંઘા સોમા નર ધીર. ૧૩
ગાંધી કુંઅરજી બાડુઆ, સાહ તોલો સંઘમાંહિ હવા,
વોહોરા વરજાંગ નિ શ્રીપાલ બહુ પુરુષનિ બુદ્ધિ વિશાલ. ૧૪
સાહ શ્રીમલ્લ સંઘવીજ અનંગ ચાલે જિણ રાણા નિ સંગ,
વસ્તુપાલ વિક્રમની પરે, શેત્રુંજે આવ્યા બહુ રંગ ધરે." ૧૫

**રત્નપાલ દોસી.**

મહાન જૈનાચાર્ય શ્રી હીરવિજયસૂરિ ફરતા ફરતા એક વખત ખંભાતમાં પધાર્યા. અહીં રત્નપાલ નામનો એક શ્રીમાન રહેતો હતો. તેને ઠંકા નામની સ્ત્રી હતી. તેનાથી તેને રામજી નામનો પુત્ર થયો હતો. સૂરિજી પધાર્યા તે વખતે રામજી રોગથી ઘણો પીડાતો હતો.

રત્નપાલે એક વખત બહુ વિનયપૂર્વક સૂરિજીને કહ્યું કે 'મહારાજ જો આ પુત્ર સાજો થઇ જશે ને તેની મરજી હશે તો હું આપને વહોરાવીશ." આચાર્યશ્રી થોડા સમય ત્યાં રહ્યા; બાદ વિદાય થયા. રામજીની તબીયત સુધરતી ગઈ અને તદન સારો થઇ ગયો.

છોકરો આઠેક વર્ષનો થયો ત્યારે આચાર્યશ્રી ફરતા ફરતા પુનઃ ખંભાત આવ્યા. અને તેમણે રામજીની ખબર પૂછી. પૂર્વના આદેશ પ્રમાણે તેમણે રામજીની માગણી કરી. આચાર્યશ્રીની માંગણી સાંભળી રત્નપાલ દોસી તથા તેનું આખું કુટુંબ તેમની સાથે કલેશ કરવા લાગ્યું. આથી સૂરિએ મૌન ધારણ કરી ઉપરોક્ત બાબત છોડી દીધી.

રામજીને અજા નામની એક બ્હેન હતી. તેના સસરાનું નામ હરદાસ હતું. હરદાસે પોતાની પુત્રવધુની પ્રેરણાથી આ વખતે ખંભાતનું અધિપત્ય ભોગવનાર નવાબ[1] શિતાબખાંનની પાસે જઇ કહ્યું કે આઠ વર્ષના બાળકને હીરવિજયસૂરિ સાધુ બનાવી દેવો ચાહે છે. માટે તેમને અટકાવવા જોઈએ. તેની હકીકત ધ્યાનમાં લઇ સૂરિજીને પકડવા માટે વોરંટ કાઢવામાં આવ્યું. જ્યારે કલેશની બહુ વૃદ્ધિ થઇ ત્યારે સૂરિજી સમય વિચારી વિદાય થઇ ગયા. આ બનાવ સંવત ૧૬૨૨ થી ૧૬૩૦ ની વચમાં બન્યો છે. કેટલોક સમય વિત્યા બાદ જ્યારે અચાર્યશ્રી ફરી ખંભાત પધાર્યા ત્યારે તેમના ઉપદેશથી ઘણા માણસોએ ત્યાગ ધારણ કર્યો અને તેજ અવસરે રામજીએ પણ આ જગતની મોહજાળને છોડી આચાર્યશ્રી પાસે દીક્ષા લીધી.[2]

**સંઘવી ઉદયકરણ.**

ઓશવાલ જ્ઞાતિનો પ્રસિદ્ધ જૈન સં. ૧૬૩૮ માં શ્રી હીરવિજયસૂરિનો પરમભક્ત હતો. તેણે આબુ તથા ચિતોડ વગેરેની જાત્રા માટે મોટો સંઘ કાઢયો હતો તેથી તેને સંઘવી કહે છે, એમાં એણે વીસ હજાર રૂપીઆ ખરચ્યા હતા.

---

૧ શિતાબખાનનું ખરૂં નામ સૈયદ ઇસહીક છે. આના સંબંધમાં વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે "અકબરનામા" પ્રથમ ભાગના બેવરિજના અંગ્રેજી અનુવાદના પે. ૩૧૯ માં જોવું.

૨ સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૨૯

તેની સ્ત્રીનું નામ અમરાદે અને તેનાં પુત્રનું નામ દેવકરણ હતું. સંવત ૧૬૩૮ ના મહા શુદિ ૧૩ સોમવારે શ્રી હીરવિજયસૂરિ ખંભાત પધાર્યા ત્યારે તેમના હાથે શ્રી સંભવનાથની પ્રતિષ્ઠા કરાવી ઘણા દ્રવ્યનો વ્યય કર્યો હતો. વળી સૂરિજીનો સં. ૧૬૫૨ માં સ્વર્ગવાસ થયા પછી બીજે વર્ષે શેત્રુંજય ઉપર તેમનાં પગલાંની સ્થાપના કરી હતી. આ પગલાં હજી પણ ઋષભદેવ ભગવાનના મંદિરની પશ્ચિમે નાના મંદિરમાં વિદ્યમાન છે. તેની પ્રતિષ્ઠા શ્રી વિજયસેનસૂરિના હાથે મહોપાધ્યાય કલ્યાણવિજય અને પંડિત ધનવિજયની વિદ્યમાનતામાં કરાવી હતી.[1]

સંઘવી ઉદયકરણ મહા ધનવાન અને સત્તરમાં શતકનો પ્રસિદ્ધ પુરૂષ થઈ ગયો છે. કવિ ઋષભદાસે પોતાની કૃતિ શ્રીહીરવિજયસૂરિરાસમાં તેનો ઠામ ઠામ ઉલ્લેખ કર્યો છે.

**અભયરાજ.**

અભયરાજ મૂળ પાટણનો ઓશવાલ શ્રાવક હતો. એક વખત આચાર્યશ્રી હીરવિજયસૂરિ ખંભાત પધાર્યા તે વખતે તે પોતાનું ગૃહ-મંડળ લઇને ખંભાતમાં દીક્ષા લેવા આવ્યો. અને અહીં વાઘજીશાહ નામના એક ગૃહસ્થને ત્યાં ઉતારો કર્યો. મિષ્ટાનપાણી ઉડવા લાગ્યાં અને દાનક્રિયાઓ થવા લાગી. લગભગ ત્રણ મહિના સુધી અનેક ધાર્મિક કાર્યો કર્યા અને લગભગ પાંત્રીસ હજાર મહંમુદિકાનો વ્યય કર્યો ને પોતાની ખરી કમાણીનું સાર્થક કર્યું.

પછી પોતે તથા પોતાના પુત્ર, પુત્રી અને ચાર નોકરો સાથે કંસારી પાસેના આંબાસરોવર (આંબાખાડના નામથી તે જગ્યા ઓળખાય છે) પાસેનાં રાયણના ઝાડ નીચે દીક્ષા લીધી.

આવી રીતે નવજણે એકી સાથે દીક્ષા લીધી તે જોઇને શ્રીમાલી જ્ઞાતિના નાના નાગજી નામના એક ગૃહસ્થને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે પણ તેજ ક્ષણે દીક્ષા લીધી. તેનું નામ ભાણવિજય રાખવામાં આવ્યું.

**રાજા શ્રીમલ્લ (સં. ૧૬૭૭)**

સત્તરમા શતકના ધોરી શ્રાવકોમાં રાજા શ્રીમલ્લ ઘણો ધનાઢ્ય અને ધર્મપ્રેમી ગૃહસ્થ હતો.

---

૧ એ લેખ 'હીરવિજયસૂરિ' ના લેખની ટીપણીમાં જુઓ.

રાજા શ્રીમલ્લ ઓસવાલ જ્ઞાતિનો શ્રાવક હતો. તેને શિવાદે અને વસ્હાદે નામની બે સ્ત્રીઓ હતી. પહેલી સ્ત્રીને ધનાઈ નામની પુત્રી હતી અને બીજી સ્ત્રીથી રહિઓ નામનો પુત્ર હતો. સંવત ૧૬૭૭ ના કારતક વદ ૨ ને બુધવારે વસ્હાદેએ શ્રીસંભવનાથની પાષાણ પ્રતિમા કરાવી. તેની પ્રતિષ્ઠા શ્રીવિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવે કરાવી હતી. આ પ્રતિમા જિરાલાપાડાના ચિંતામણિ જિનાલયમાં છે. અને બીજી પ્રતિમા શ્રી અનંતનાથની કરાવી હતી. ને તેની પ્રતિષ્ઠા તેજ દિવસે શ્રી વિજયદેવે કરાવી હતી.

શ્રીમલ્લ ઘણો ધનાઢ્ય અને ઉદાર ધર્મપ્રેમી હોવાથીજ તેને રાજા કહેતા હશે. શ્રીમલ્લે સંઘવી થઈને શેત્રુંજાનો સંઘ કહાડયો હતો. કવિ ઋષભદાસ કહે છે કે—

ચૈત્રી પુનમ દિન કહેવાય શાહ શ્રીમલ્લ શેત્રુંજે જાય,
શાહ શ્રીમલ્લ સંઘવીજ અનંગ, આલે જિમ રાણા નિસંગ.
હી. રા. પૃ. ૨૦૬

× × × ×

ઉસવંશી રાજા શ્રીમલ્લ અધલખ્ય રૂપક ખરચાઇ ધીર.
મલ્લીનાથરાસ પૃ. ૨૮૪

જસરાજ (સં. ૧૬૬૮)

ઓસવંશમાં સા. જસરાજ કરીને ગૃહસ્થ થયો. તેને જસલદે નામે સ્ત્રી હતી અને માંડણ નામે પુત્ર હતો. તેણે સં. ૧૬૬૮ ના અશાડ સુદિ ૨ ને દિવસે શ્રી સોમચિંતામણિ પાર્શ્વનાથ કરાવ્યા અને શ્રી. વિજયસેનસૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી.[૧] જે હાલ માણેક ચોકમાં છે. તેણે આ પ્રસંગે લગભગ અર્ધો લાખ રૂપીઆ ખરચ્યાનું કવિ ઋષભદાસ કહે છે. વળી જસરાજના પુત્ર માંડણે સં. ૧૬૭૭ માં માઘ વદી ૧૦ ને ગુરૂવારે શ્રી જિનચંદ્રસૂરિની પાદુકાઓ કરાવી.[૨]

ગાંધી કુંઅરજી (સં. ૧૬૮૩)

કવિ ઋષભદાસે ગાંધી કુંઅરજીનું નામ મોટા ગૃહસ્થમાં ગણાવ્યું છે. સં. ૧૬૮૫ માં સોની તેજપાળે શેત્રુંજાની જાત્રા કરવા સંઘ કાઢયો ત્યારે ગાંધી કુંઅરજી તે સંઘમાં ગયો હતો.

૧ જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો. લે ૬૮૦
૨ એજ લે ૯૯૨

'ગાંધી કુંઅરજી બાહુઆ, સાહ તોલો સંઘમાંહિ હવા.'

હી. રા. પૃ. ૨૦૬.

ગાંધી કુંઅરજીએ સં. ૧૬૮૩ ના ફા. વ. ૪ ને દિવસે શ્રી મુનિસુવ્રત બિંબ કરાવ્યું અને શ્રી વિજયાણંદસૂરિએ પ્રતિષ્ઠા કરાવી હતી.[1]

**ઠક્કર કીકો (સં. ૧૬૫૬)**

ઠક્કર કીકો વૃદ્ધશાખાનો મોઢ જ્ઞાતિનો ધનાઢ્ય હતો. તેને વનાઇ નામની સ્ત્રી હતી અને કાલા, લાલજી અને હીરજી નામના ત્રણ પુત્રો હતા. ઠ. કીકાએ સં. ૧૬૫૬ (અલાઈ વર્ષ ૪૫) ના વૈશાખ સુદ ૭ ને બુધવારે પોતાના પરિવાર સાથે શ્રી નેમિનાથનું બિંબ ભરાવ્યું. અને શ્રીવિજયસેનસૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી હતી. વળી તેણે શાંતિનાથનું બીજું બિંબ ભરાવ્યું હતું.[2]

સોની તેજપાલે કાઢેલા સંઘમાં તે ગયો હતો. તેણે પ્રતિષ્ઠા વખતે અર્ધો લાખ રૂપીઆ ખરચ્યા હતા. કવિ ઋષભદાસ કહે છે કે–

"ઠક્કર કીકા વાઘા જેહ, અધલખ્ય રૂપક ખરચઈ તેહ."

હી. રા. પૃ. ૨૦૬

**શાહ વાઘજી.**

હીરવિજયસૂરિનો તે પરમભક્ત હતો. તેને ત્યાં પાટણ નિવાસી અભયરાજ પોતાના કુટુંબ સાથે આવીને ત્રણ મહીના સુધી રહ્યો હતો; અને ધર્મકામો કર્યાં હતાં. કવિ ઋષભદાસ તેથીજ તેનો નિર્દેશ કરે છે કે—

'ઉતર્યા શાહ વાઘજીને ઘરે, કુલેકાં ચઢતાં બહુ પરે."

હી. રા. પૃ. પર

વાઘજીએ શકરપુરમાં દહેરૂં કરાવવામાં મદદ કરી હતી–

"શક્કરપુરિં શ્રીમલરે, કીકા વાઘા કરે,
દહેરૂં પોષધશાલસ્યું એ." હી. રા. પૃ. ૨૨૩

---

૧ જૈ. ધા પ્ર. લે. સં. ભા. ૨ જો લે. ૫૮૬
૨ જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ લે. ૫૭૭, ૧૧૦૪

**ખીમો વ્યવહારી.**

શ્રી વિજયદેવસૂરિના પટ્ટધર શ્રી વિનયદેવસૂરિ એક વખત વિહાર કરતા કરતા ખંભાત આવ્યા. આ વખતે ખંભાતમાં ખીમો વ્યવહારી મોટા અધિકારને ભોગવતો હતો. શ્રી પૂજ્ય ખીમાને ત્યાં ઉતર્યા. તેણે બહુજ આદર પૂર્વક પોતાના ઘરના ત્રીજા માળે તેમને ઉતારો આપ્યો. ગુરુના ઉપદેશ પ્રમાણે ખીમો તેમની સદ્દહણાને અનુસરવા તૈયાર થયો. તેણે ખંભાતના સર્વ શ્રાવકો, નગરમાં હતા તેટલા ગચ્છપતિઓ, ઉપાધ્યાયો અને બીજા સર્વને ભેગા કરીને કહ્યું કે હું સુધર્મગચ્છનો અનુયાયી થાઉં છું જેને કંઈ પણ સંદેહ હોય તે જાહેર કરો. એટલે તેનો ખુલાસો થાય. "સમસ્ત સાધુઓએ કહ્યું કે તમો કહો છો તેજ સદ્દહણા શુદ્ધ અને જિનભાષિત છે. આ વખતે ઘણા લોકોએ તે સદ્દહણા કબુલ રાખી. એ પ્રમાણે કરવાથી ઘણા શ્રાવકોનો અનુરાગ વધ્યો અને અનેક ઉત્સવો થયા."[1]

આ વખતે વિજયગચ્છના શ્રી ક્ષમાસાગરસૂરિ કે જેમની સદ્દહણા ઘણા દેશોમાં હતી; અને ઘણા ભવ્ય જનો જેમની આજ્ઞા માનતા હતા. તેમણે સાંભળ્યું કે વિનયદેવસૂરિએ સૂત્ર સિદ્ધાન્તથી સમાચારી ફેરવી છે. આંથી તેઓ પોતાના પરિવાર સાથે ખંભાત આવવા નીકળ્યા.

એક વખત ખંભાતના હંસરાજ દોસી સૂતા હતાં ત્યાં તેમણે સ્વપ્નમાં ખીમાશાહના ત્રીજા માળે ચંદ્ર જોયો. આ વાત સવારમાં તેમણે જાહેર કરી. એટલામાં ખબર મળી કે "પ્રખ્યાત ગચ્છનાયક પધારે છે." ક્ષમાસાગરસૂરિને આવતા જાણીને સંઘ મોટી ધામધુમથી તેમની સામો ગયો. ગુરુએ ખીમાશાહના ત્રીજા માળે મુકામ કર્યો. પછી બેઉ આચાર્યો ઉપરની વાત માટે એકમત થયા. પછી બંને અમદાવાદ પધાર્યા.

**સોની તેજપાલ (સં. ૧૬૪૯)**

"સોની શ્રી તેજપાલ બરાબરી નહિં કો પોષધ ધારી"

(હી. રા. પૃ. ૧૬૬)

ખંભાતની સુપ્રસિદ્ધ ઓસવાલ જ્ઞાતિનો પનોતો પુત્ર તેજપાલ સત્તરમા સૈકામાં મોટો ધનાઢ્ય થઈ ગયો છે. ઓસવંશમાં પ્રખ્યાત

૧ શ્રી વિનયદેવસૂરિએ બરહાનપુરમાં જુદો ગચ્છ સ્થાપન કર્યો હતો. તે સંબંધી ઉપરની વાત છે. વિનયદેવસૂરિ રાસની કડી ૧૯૨ થી ૨૦૧ જુઓ.

થએલા આભૂ શેઠના કુળમાં તે જન્મ્યો હતો. આભૂ શેઠ પછી શિવરાજ નામનો પુણ્યશાળી શેઠ થયો. તેને **સીધર** નામે પુત્ર થયો. તેનો પુત્ર **પર્વત** નામે થયો. તેનો કાલા અને તેનો વાઘા નામના પુત્રો થયા. વાઘાને રજાઈ નામની સ્ત્રીથી વચ્છિઆ નામે પુત્ર થયો. આ વચ્છિઆને સુહાસિણી નામની સ્ત્રીથી તેજપાલ નામે કુલોદ્ધારક પુત્ર રત્ન થયો. તેજપાલને **તેજલદે** નામે પ્રિયપત્ની હતી.

આ ધનાઢ્ય દંપતી અનેક પ્રકારનાં સુખો ભોગવતાં હતાં. આ સમયના સુપ્રસિદ્ધાચાર્ય શ્રી હીરવિજયસૂરિ તથા શ્રી વિજયસેનસૂરિનાં તે પરમ ભક્ત હતાં. તેમના સદુપદેશથી તેણે જિનમંદિરો બંધાવવામાં તથા સંઘભક્તિ કરવામાં પોતાની લક્ષ્મીનો સારો વ્યય કર્યો હતો.

વિ. સં. ૧૫૮૭ માં કર્માશાહે શત્રુંજય ઉપરના મૂળ મંદિરનો પુનરૂદ્ધાર કર્યો હતો; પણ તે મંદિર બહુ પ્રાચીન હોવાને લીધે થોડાજ સમયમાં પાછું એ મંદિર જીર્ણ થઇ ગએલું જણાયું. તેથી તેજપાલે તેનો પુનરૂદ્ધાર કરવાનો વિચાર કર્યો. આ વિચાર તેણે આચાર્યશ્રી હીરવિજયસૂરિને જણાવી તેમના સદુપદેશથી એ મંદિરનો ઉદ્ધાર કરવો શરૂ કર્યો. અને ટુંક સમયમાં આખુ મંદિર તદ્દન નવા જેવું તૈયાર કરાવ્યું.

આ મંદિરની ભૂતલથી શિખર સુધીની ઉંચાઈ બાવન હાથની છે. ૧૨૪૫ કુંભો એના ઉપર છે. ૨૧ સિંહો બેસાડ્યા છે. ચારે દિશાની ચાર યોગિનીઓ તથા દસ દિગ્પાલો યોગ્ય સ્થાનમાં બેસાડ્યા છે. આ મહામંદિરની ચારે બાજુ ૭૨ દેવકુલિકાઓ, તેટલીજ જૈનમૂર્તિઓથી વિભુષિત થએલી છે. ૪ ગોખલા, ૩૨ પુતલિઓ અને ૩૨ તોરણોથી આ મંદિરની શોભા અલૌકિક દેખાય છે. વળી મંદિરમાં ૨૪ હાથીઓ અને બધા મળી ૭૪ સ્થંભો લાગેલા છે. આવું મનોહર મંદિર જસુ ઠક્કરની સહાયથી સં. ૧૬૪૯ માં તેજપાલે તૈયાર કરાવ્યું અને તેનું નામ "નંદિવર્દ્ધન" પાડ્યું.[1] તેજપાલે આ ચૈત્ય સમરાવવા જે ધન ખરચ્યું તે જાણી લોકો તેને 'कलपद्रुमत्ययमनेन धनव्ययेन' કલ્પદ્રુમની ઉપમા આપવા લાગ્યા. કવિ ઋષભદાસ કહે છે કે—

૧ શત્રુંજય ઉપર મુખ્ય મંદિરના રંગમંડપમાં શત્રુંજય ઉદ્ધારનો મોટો લેખ કોતરેલો છે. તે લેખ પ્રા. જૈ. લે. સં. ભા. ૨ જામાં લેખ નં. ૧૨ માં છપાયો છે.

"ગિરિ શેત્રુંજે ઉદ્ધાર કરાવ્યો. ખરચી એક લખ્ય લ્યાહરી.
દેખી સમકિત પુરૂષજ પામે, અનુમોદે નરનારી.
(હી. રા.)

સં. ૧૬૫૦ માં તેણે બહુ ધામધુમથી શત્રુંજયની યાત્રા કરી હતી. સં. ૧૬૪૯ માં શ્રી હીરવિજયસૂરિ ધોલકે હતા અને ખંભાતથી સોની તેજપાલ સંઘ કાઢી ત્યાં આવ્યો.

'બાઇ સાંગદે સોની તેજપાલ, ખંભાતથી આવ્યો તત્કાલ,
પુંઠિ સેજપાલાં છત્રીસ, આવ્યાં ધોલકે સંબલજગીશ.
વંદી હીરને નિરમલ થાય. ગુરૂ પુંઠે શેત્રુંજે જાય,
સોરઠ દેશનો મુગટ જેહ, દીઠે નિરમલ હુએ દેહ.
(હીરવિજયસૂરિ રાસ પૃ. ૧૯૯)

શ્રી હીરવિજયસૂરિ સાથે તેઓ ત્યાં પહોંચ્યા અને તેમના પવિત્ર હાથે પોતે જેનો ઉદ્ધાર કરેલો છે એ મંદિરની મહાન પ્રતિષ્ઠા કરાવી. આ પ્રતિષ્ઠાના સમયે અસંખ્ય મનુષ્યો આવ્યા હતા. ગુજરાત, મેવાડ, મારવાડ, દક્ષિણ અને માલવા વગેરે દેશોમાંથી હજારો યાત્રાળુઓ યાત્રા કરવા આવ્યાં હતાં. તેમાં ૭૨ તો મોટા સંઘ હતા. શ્રી હીરવિજયસૂરિ સાથે એક હજાર સાધુઓ હતા.

એક વખત શ્રી હીરવિજયસૂરિ સ્થંડિલ ભૂમિ જતા હતા તે વખતે તળાવની પાળ ઉપર યાત્રાળુઓ રસોઈ બનાવતા હતા. આ જોઇને સૂરિજીએ ઉપાધ્યાય સોમવિજયને તે સંબંધી હકીકત કહી. ઉપાધ્યાયે તરત સોની તેજપાલને બોલાવી કહ્યું કે તમો આવ્યા છો અને યાત્રાળુઓ પોતાને ઉતારે રાંધી ખાય એ શોભાવાળું નથી. સંઘવીએ તત્કાલ યાત્રાળુઓને નિમંત્રણ કરી પોતાને રસોડે જમવા વિજ્ઞપ્તિ કરી. યાત્રાળુઓને બહુ આનંદ થયો અને તેજપાલના ગુણ ગાવા લાગ્યા.

ખંભાતમાં સોની તેજપાલે સં. ૧૬૪૬ ના જેઠ સુદિ ૯ ને સોમવારે શ્રી અનંતનાથની પ્રતિમા કરાવી હતી.[1] ને તેની પ્રતિષ્ઠા શ્રી હીરવિજયસૂરિએ કરાવી હતી. આ સંબંધમાં જેણે નજરોનજર જોએલું છે તે કવિ ઋષભદાસ કહે છે કે:—

૧ જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો. લેખાંક ૯૯૮

ઋષભ કહે ગુરૂ હીરજી નામિં જયજયકાર
પિસ્તાલિ પાટણી રહ્યા કીધો પછે વિહાર
પાટણથી પાંગર્યાં હીરો આવે ત્રંબાવતી માંહિ
સોની તેજપાલ પ્રતિષ્ઠા કરાવે, હરખે બહુ મનમાંહિ–૧
હીરજી આવે ત્રંબાવતી માંહિ–
સંવત સોલ છેતાલા વરષે પ્રગટયો તિહાં જેઠ માસો
અજુઆલી નોમિ જિન થાપ્યા, પોહોતી મનની આસો. હી–૨
**અનંતનાથ** જિનવરનિં થાપ્યા, ચૌદમો જેહ જિણંદો
ચઉદ રત્નતણો તે દાતા, નામિં અતિ આણંદો હી–૩
પંચવીસ હજાર રૂપઇઆ ખરચ્યા, બિંબ પ્રતિષ્ઠા જુહારો
ચીવર ભૂષણ રૂપક આપે, સાહમી વચ્છલ કર્યાં ચ્યારહો. હી–૪
સોમવિજયને પદવી થાય, રૂપે સુરપતિ હારે
કહિણી રહિણી જેહનીરે સાચી, વચન રસેં તે તારે હો. હી–૫

સોની તેજપાલે સં. ૧૬૫૯ ના વૈશાખ વદિ ૬ ને ગુરૂવારે શ્રી આદિનાથનું મહાન પ્રતિમાવાળું–ભોંયરાવાળું ચૈત્ય બંધાવ્યું.[1] જે વિષે કવિ કહે છે કે—

ઇંદ્રભુવન જસ્યું દહેરૂં કરાવ્યું, ચિત્ર લિખિત અભિરામ
ત્રેવિસમો તીર્થંકર થાપ્યો, વિજયચિંતામણિ નામ હો. હી–૬
ઋષભતણી તેણે મૂર્તિ ભરાવી અત્યંત મોટી સોય
ભુંઇરામાં જઇને જુહારો, સમકિત નિરમલ હોય હો. હી–૭

ઉપર જે પ્રતિમાની હકીકત દર્શાવી તે હાલ ખંભાતમાં માણેકચોકની ખડકીમાં છે. તેના ભોંયરામાં ઋષભદેવની મોટી પ્રતિમા છે. આ ભોંયરાની ભીંત ઉપર એક લેખ છે તેમાં જણાવ્યું છે કે "સંવત ૧૬૬૧ વર્ષે વૈ. સુ. ૭ સોમે સોની તેજપાલભાર્યા તેજલદે કારિતં શ્રી પાર્શ્વનાથ બિંબં પ્ર. તપાગચ્છે શ્રી વિજયસેનસૂરિભિ:[2]" આ સિવાય તેજપાલે ઘણા બિંબ સોનારૂપાનાં ભરાવ્યાં છે એમ કવિ કથે છે—

"અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપક કનક મણિ કેરાં,
ઓશવંશ ઉજ્જવલ જેણે કરીઓ કરણી તાસભલેરા હો." હી–૮

વળી તેણે આબુ અને અચલેશ્વરનો સંઘવી થઇને યાત્રાઓ કરી હતી. કવિ તેની પ્રશસ્તિ કરતાં કહે છે કે—

1 જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો લે. ૯૧૩
2 ,, ,, ,, લે. ૯૧૫

આબૂગઢનો સંઘવી થાય, લહિણી કરતો જાય.
આબૂગઢે અચલેશ્વર આવે, પૂજે ઋષભના પાય. હી-૧૦
સાત ખેત્રે જેણે ધન વાવ્યું, રૂપક નાણે લહિણા
હીરતણા. શ્રાવક એ હોયે જાણું મુગટ પરિ ગહિણાં. હી-૧૧

**પારેખ રાજીઆ અને વજીઆ.[1] (વિ. સં. ૧૬૪૪)**

ખંભાતમાં જેવી રીતે ધર્મકાર્યમાં અગ્રપદ ભોગવનાર જૈનો હતા તેવી રીતે રાજકાજમાં લાગવગ ધરાવનાર, માનમરતબો સાચવનાર અને ધનાઢ્ય જૈનો હતા તેનું જ્વલંત દૃષ્ટાંત પારેખ રાજીઆ વાજીઆનું છે.

---

૧ ખંભાતના (સાગોટા પાડાના)-ચિતારી બજારના ચિંતામણિ પાર્શ્વનાથનું ભોંયરાવાળું પ્રસિદ્ધ અને વિશાળ દહેરૂં બંધાવનાર પારેખ વજીઆ રાજીઆનું વંશવૃક્ષ.

ગાંધારનો રહેવાસી આહલણસી
|
દેહલણસી
|
ધન
|
સનામુહલસી
|
સમરાભિધ
|
અર્જુન
|
નય
|
ભીમ
|
લાલુ
|
જસિઆ (જસમાદે સ્ત્રી)
|
(વિમલાદે સ્ત્રી) વજિઆ — રાજીઆ (કમલાદે સ્ત્રી)
|
(મયગલદે સ્ત્રી) મેઘજી

પારેખ વજીઆ અને રાજીઆના પૂર્વજ આહલણસી મૂળગાંધાર પુરમાં રહેતા હતા. તેઓ જ્ઞાતિએ શ્રીમાળી વણિક હતો. તેઓનો ધંધો વેપાર કરવાનો હતો. પરીખ વજીઆ અને રાજીઆ વેપાર કરવા સારૂ ખંભાતમાં આવ્યા. વેપારમાં તે ઘણું દ્રવ્ય કમાયા. આ વખતે ગોવામા ફિરંગીઓનું રાજ્ય હતું. તેમના દરબારમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. કહેવાય છે કે એક વખત ચેઉલના એક ખોજગીને અને બીજા કેટલાક માણસોને ગોવાના ફીરંગીઓએ કેદ કર્યા હતા. તેમને ફીરંગી અધિકારીઓએ છોડયા નહિ. છેવટે તે ખોજગીનો એક લાખ લ્યાહરી દંડ કર્યો. પણ દંડ આપવાની તેની શક્તિ ન હતી. છેવટે તેને પરીખ વજીઆ અને રાજીઆનું નામ દીધું ને તેઓને બોલાવવામાં આવ્યા. પરીખ રાજીઓ ફીરંગીના અધિપતિ વીજરેલ પાસે ગયો. તેણે લાખ લ્યાહરી ભરીને ખોજગીને છોડાવ્યો. પેલા ખોજગીને પોતાને ઘેર કેટલાક દિવસ રાખી પછી તેને ચેઉલ પહોંચતો કર્યો પાછળથી ખોજગીએ એક લાખ લ્યાહરી રાજીઆને ભરી દીધા.

એક વખત આ ખોજગીએ બાવીસ ચોરોને કેદ કર્યા હતા. તેમને તે એક દિવસ તરવાર લઇને મારવા તૈયાર થયો. ત્યારે ચોરોએ કહ્યું "આપ મોટા પુરૂષ છો. અમારા ઉપર દયા કરો. વળી આજે રાજીઆ શેઠનો મોટો તહેવાર (ભાદરવા સુદ ૨) નો દિવસ છે. રાજીઆ શેઠનો તેહવારનો દિવસ છે એ સાંભળતાંજ તેણે ચોરોને મારવાનું છોડી દઇ કેદથી મુક્ત કર્યા અને કહ્યું કે તે તો મારા મિત્ર છે એટલુંજ નહિ પણ મને જીવન દેવાવાળા છે. તેમના નામથી હું જેટલું કરૂં તેટલું થોડું છે. આ ઉપરથી સમજાશે કે ખંભાતના એક વ્યાપારીની રાજદરબારમાં કેટલી લાગવગ અને પ્રતિષ્ઠા હશે.

**બંધાવેલા જિનભવનો:** પરીખ વજીઆ રાજીઆએ પાંચ જિનભવનો બંધાવ્યાં છે. ખંભાતમાં ત્રણ દરવાજા આગળ હાલ અંબાલાલ પાનાચંદની ધર્મશાળા છે ત્યાં સંવત ૧૬૪૪ ના જેઠ સુદ ૨ ને દિવસે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ તથા શ્રી મહાવીર સ્વામિની પ્રતિષ્ઠા કરી. મૂર્તિઓ ઘણીજ વિશાળ અને ભોંયરામાં છે. ઘણા પરદેશી મુસાફરો તેને જોવા આવે છે. આખા મંદિરનું વર્ણન કરતો ૬૨ શ્લોકનો મોટો શિલાલેખ તે મંદિરમાં છે. તે લેખ આ પુસ્તકમાં પરિશિષ્ટમાં આપવામાં આવ્યો છે. તે વાંચવાથી તેની ભવ્યતા અને સુંદરતા સમજાશે. બીજું ગંધારમાં નવપલ્લવ પાર્શ્વનાથનું બંધાવ્યું. નેજામાં

ઋષભદેવની સ્થાપના કરી અને વડોદરામાં કરેડા પાર્શ્વનાથ અને નેમિનાથ એમ એની સ્થાપના કરી. વળી સં. ૧૬૪૪ માં વજીઆના પુત્ર મેઘજીએ શ્રી શાંન્તિનાથનું બિંબ કરાવ્યું હતું. અને તેની શ્રી વિજયસેનસુરિએ પ્રતિષ્ઠા કરાવી હતી[૧] તથા સં. ૧૬૫૮ના માઘ સુદિ ૫ ને સોમવારે બે ભાઇઓએ શ્રી સ્તંભનક પાર્શ્વનાથનું બિંબ કરાવ્યું હતું.[૨]

પરીખ રાજીઆ અને વજીઆએ સંઘવી થઇને આબુ, રાણુપુર અને ગોડી પાર્શ્વનાથની યાત્રા માટે મોટા સંઘો કાઢયા હતા. ઘોઘલા ગામમાં (દીવ પાસે) કોઈ માણસ જીવહિંસા કરે નહિ એવો હુકમ મેળવ્યો હતો. સંવત ૧૬૬૧ની સાલમાં ભયંકર દુકાળ પડયો ત્યારે તેમણે ચાર હજાર મણ અનાજ વાપરીને ઘણાં કુટુંબની રક્ષા કરી હતી; એટલુંજ નહિ પણ ગામે ગામ પોતાનાં માણસોને મોકલીને ગરીબોને રોકડી રકમ આપીને સહાયતા કરી હતી. એકંદરે તેઓએ ૩૩ લાખ રૂપીઆ પુણ્ય કાર્યમાં ખરચ્યા હતા. ધન્ય છે ખંભાતના એ સખી ગ્રહસ્થોને! એનું નામ લક્ષ્મી કમાયા ગણાય. જૈન ભાઇઓને તેમનો દાખલો લેવા જોગ છે. કવિ ઋષભદાસ તેમનાં ઠામ ઠામ વખાણ કરે છે. તે કહે છે કે—

"પારેખ વજીઆ રાજીઆ જૈન શિરોમણ જાણ
જિનમત વાસી જિન જપે સિર વહે જિનની આણ."
(હી. રા. પૃ. ૧૫૨)

વળી કહે છે કે-મુનિવરમાં ગુરૂ હીરજી, અસુર અકબર સાર;
વણિગ વંશમાં રાજીઓ, દયાદાન નહિ પાર.
(હી. રા. પૃ. ૧૫૬)

અન્ય કવિઓ પણ ઉપરોક્ત બેઉ ભાઇઓનાં ઘણાં વખાણ કરે છે. અઢારમા શતકમાં ખંભાતમાં આવેલા યાત્રાળુ શિલવિજયજી પોતાની તીર્થમાળામાં કથે છે કે—(સં. ૧૭૪૬)

"પારિખ વજીઆ નિ રાજીઆ શ્રી શ્રીવંશિ બહુ ગાજીઆ.
પાંચ પ્રસાદ કરાવ્યા ચંગ, સંઘ પ્રતિષ્ઠા મનનિ રંગ-૧૩.
જેહની ગાદી ગોઆં બંદિર, સોવન છત્ર સોહિ ઉપરિ.
કોઈ ન લોપિ તેહની લાજ નામિ સીશ ફીરંગી રાજ."

૧ જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો લે. ૫૮૧ જુઓ.
૨ એજ લે. ૫૬૩ જુઓ.

**કાવીનાં સાસુવહુનાં દહેરાં બંધાવનાર.** ગાંધી કુંઅરજી ( સં. ૧૬૪૯ )

ગુજરાતના વડનગરના રહેવાસી નાગર જ્ઞાતીય અને ભદ્રસિવાણુ ગોત્રિય ગાંધી દેપાલ ખંભાતમાં આવીને રહેવા લાગ્યો. વેપાર કરતાં તેણે કોટી દ્રવ્ય પેદા કર્યું. તેનો પુત્ર અલુઓ ગાંધી હતો. ને તેનો પુત્ર લાડકો ગાંધી હતો. લાડકાને બે પુત્ર થયા. વાડુઓ અને ગંગાધર વાડુઆને બે સ્ત્રીઓ હતી. પોપટી અને હીરાબાઈ. હીરાબાઇને ત્રણ પુત્રો થયા. કુંવરજી, ધર્મદાસ અને સુવીર. કુંવરજીને એક સ્ત્રી હતી જેનું નામ વીરાંબાઇ હતું.

કાવીમાં એક જૈન મંદિર હતું. તે ઘણુંજ જીર્ણ થઈ ગયું હતું. તેનો જીર્ણોદ્ધાર કરવાની વાડુઆ ગાંધીને ઇચ્છા થઇ. તે ગૃહસ્થે તેના જીર્ણોદ્ધારને બદલે તદન નવુંજ બંધાવ્યું. અને સં. ૧૬૪૯ ના માગસર સુદિ ૧૩ ને દિવસે આદીશ્વર ભગવાનની સ્થાપના કરી અને શ્રી વિજયસેનસૂરીના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી.[૧]

એક વખત હીરાંબાઇ સાસુ અને વીરાંબાઇ વહુ પોતાના (સં. ૧૬૪૯ માં) બંધાવેલા મંદિરમાં દર્શન કરવા ગયાં. મંદિરનું બારણું બહુ નીચું હોવાથી વહુએ સાસુને ધીરે રહીને કહ્યું બાઇજી! મંદિરનું શિખર તો બહુ ઉંચુ બનાવ્યું પણ બારણું બહુ નીચું કર્યું. વહુનું આ વચન સાંભળીને સાસુને રીસ ચઢી. તેણીએ વહુને મેણું મારતાં કહ્યું કે વહુજી તમને હોંશ હોય તો પીયરથી દ્રવ્ય મંગાવી મોટા શિખરવાળું મંદિર બંધાવો અને તેનું બારણું સમજી વિચારીને ઉંચું મૂકાવો.

સાસુના મહેણા ઉપર વહુને રીસ ચઢી. તેણે તત્કાળ પીએરથી દ્રવ્ય મંગાવ્યું અને સં. ૧૬૫૦ માં મંદિરનું ખાત મુહૂર્ત કર્યું. પાંચ વર્ષે મંદિર પુરૂં થયું. એ મંદિરનું નામ "રત્નતિલક" રાખ્યું. વિજયસેનસૂરિના હાથે શ્રી ધર્મનાથની સં. ૧૬૫૪ ના શ્રાવણ સુદી ૯ (૧૬૫૬ ના વૈ. સુ. ૭) ને દિવસે પ્રતિષ્ઠા કરાવી.[૨] આ બંને દહેરાં 'સાસુવહુનાં' દહેરાંનાં નામથી પ્રસિદ્ધ છે.

વળી એજ મંદિરમાં આવેલી આદિનાથની પાદુકા ઉપર એક લેખ છે.[૩] તેમાં જણાવ્યું છે કે સં. ૧૬૫૬ ના વૈશાખ સુદ ૭ ને

૧ પ્રા. જૈ. લે. સં. ભા. ૨ લે. ૪૫૧ જુઓ.
૨ પ્રા. જૈ. લે. સે ભા. ૨ લે. ૪૫૩
૩ એજ લે. ૪૫૪



સર્વજિતપ્રાસાદ–સાસુનું દહેરાસર ( કાવી )

બુધવારે ગાંધી વીરદાસ તથા તેના ભાઇ ગાંધી કુંવરજી અને ધર્મદાસે મળીને આ પાદુકા કરાવી અને શ્રી વિજયસેનસૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવી છે.

નાગજી—(સં ૧૬૮૫)

નાગજીના પિતાનું નામ સાવત્થા હતું. સ્થાનસાગરે સં. ૧૬૮૫ ના આસો વદ ૫ ને દિવસે ખંભાતમાં "અગડદત્ત" રાસ બનાવ્યો છે. તેના અંત ભાગમાં તે નાગજીનો નીચે પ્રમાણે પરિચય કરાવે છે.

"વડ વ્યવહારી જાણીઇ, ભૂપ દીઇ જસ માન
સાવત્થા સુત નાગજી, ઉત્તમ પુરુષ પ્રધાન—૭૫૮
દૃઢ સમકિત નિત ચિત ધરઈ સારઈ જિણવર સેવ,
ભક્તિ કરઇ સાહમી તણી, કુમતિ તણી નહિ ટેવ.—૭૫૯
રૂપવંત સોહઇ સદા સુંદર સુત અભિરામ,
સકલ કલા ગુણ આગરૂ સોહઇ જિસ્યો કામ.—૭૬૦
મુનિ સુવ્રત પસાઉલે દિન અધિક નૂર
વિધિપક્ષ ગછિ સોહાવીઉ, પુન્ય તણું કરિ પૂર.—૭૬૧
તસ આગ્રહ જાણી ઘણો, ચરિત રચિઉ મનોહર
અગડદત્ત ઋષિરાયનો, એહ સંબંધ ઉદાર.—૭૬૨

સોમજી શાહ—શ્રી વિજયસેનસૂરિએ સં. ૧૬૭૨ ના જેઠ વદ ૧૧ ને દિવસે અકબર પુરમાં સ્વર્ગવાસ કર્યો. તે વખતે આગ્રાના રહીશ ચંદુ સંઘવીએ જહાંગીર બાદશાહ પાસેથી દસ વીઘાં જમીન લીધી હતી. તે જમીન ઉપર સોમજી શાહે સ્તુપ બાંધ્યો હતો. પાછળથી તે સ્તૂપનું શું થયું તે ખબર પડતી નથી. પરંતુ ખંભાતના ભોંયરાપાડાના શાંતિનાથ જીનાલયના મૂળ ગભારામાં ડાબા હાથ તરફ પાદુકાવાળો પત્થર છે. તેના ઉપરના લેખ ઉપરથી જણાય છે કે આ પાદુકા તેજ છે કે જે સોમજીશાહે વિજયસેનસૂરિના સ્તુપ ઉપર સ્થાપના કરી હતી. આ લેખ નીચે પ્રમાણે છે-વિ. સં. ૧૬ ના મહા સુદી ૧૩ ને રવિવારે સોમજીએ પોતાની બેન ધર્માઈ, શ્રી સહજલદે અને વયજલદે તથા પુત્રો સૂરજી અને રામજી વગેરે કુટુંબની સાથે પોતાના કલ્યાણને માટે શ્રી વિજયદેવસૂરિ પાસે તેની સ્થાપના કરાવી."

## અઢારમા સૈકાના ધર્મપ્રેમી જૈનો.

શ્રી રાજસાગરસૂરિ વિ. સં. ૧૭૨૨ માં અવસાન પામ્યા ત્યાર પછી તરતજ શ્રી તિલકસાગરે 'શ્રી રાજસાગરસૂરિ નિર્વાણરાસ' રચ્યો

છે.[1] શ્રી તિલકસાગરે પોતાના રાસમાં ખંભાતના નીચેના શ્રાવકોનાં નામ ગણાવ્યા છે.

શ્રી ખંભાઇત સુંદર બંદિરમાં વસઇરે, સાહ સરો ગુણ જાણ
જાણો રે જાણો રે, દોશી હરજીનો સુત હેમજી રે—૧
સાહ અમરસી વાછો ધરમતાણો ધણી રે, સાહ પાસવીર જસરાજ
રાજિરે રે, રાજિરે, સાહ પાસવીર કરમચંદનો રે—૨
સાહ શ્રી કરણ તે સોહિ શ્રીપતિ સાહનોરે સાર મેઘજી સોનપાલ
પાલિરે, પાલિરે જે આણા શ્રીજિનરાજની રે—૩
સાહ દેવજી વલી સોની વિમલસી જાણીઇ રે, વાર ઇંદ્રજી તરંગ રોલ
ચોલરે, ચોલરે પરિરંગ લાગો જેહનિં ધરમનો રે—૪
ઇત્યાદિ સાહૂ શ્રાવકનીં વલી શ્રાવિકા રે, એહની અમારો નેહ
નેહિરે, નેહિરે ભાઈ ધરમલાભ પહુ ચાડયો રે—૫

વળી શ્રીસુમતિવિજયના શિષ્ય શ્રીરામવિજય ઉપાધ્યાયે ‘શ્રીલક્ષ્મીસાગરસૂરિ નિર્વાણરાસ’ રચ્યો છે, શ્રીલક્ષ્મીસાગર પૂર્વાવસ્થામાં ખંભાતના હતા. તેઓના સંબંધમાં આગળ જુઓ. તેઓ સં. ૧૭૮૮ ના આસો વદ ૭ ને રાત્રે મરણ પામ્યા છે. તેમના મરણ પછી તરતજ શ્રીરામવિજય ઉપાધ્યાયે આ રાસ રચ્યો છે.[2] તેમાં ખંભાતના રાગી શ્રાવકોનાં નામ તેઓએ નીચે પ્રમાણે જણાવ્યાં છે.

“વર ખંભાયત બંદિર માંહે સુંદરૂ,
શાહ જસવીર, પાસવીર એ સુગુણ પુરંદરૂ;
ચોકસી શાહ અમરચંદ સુમતિદાસનો,
હેમચંદ સુત તાસરાગી શુદ્ધ વાસનો;
શાહ નથુ ભુલા કુલ ઇંદ્રજી પુંજીયા,
શાહ સભાચંદ લખ્યા ન જાએ ગંજીયા;
શાહ રીખવ ગોડીદાસ, સુગુરૂ ગુણ રાગીયા,
શાહ મૂળચંદ, જિણદાસ, જીહાં વડ ભાગીયા;
ઇત્યાદિ સહુ સંઘ ખંભાતનો સહી,
કહેજો તુમે ધર્મલાભ, નામ અમ્હચું ગ્રહી.”

દોશી હરજીનો સુત હેમજી, શાહ અમરસી, શાહવાછો, શાહ પાસવીર, શાહ જસરાજ, શાહ શ્રીકરણ, શ્રીપતિ, શાહ મેઘજી, સોન-

૧ ‘શ્રીરાજસાગરસૂરિ નિર્વાણ રાસ’—જૈન ઐ ગૂ. કાવ્ય સંચય પૃ ૫માં છપાયો છે.
૨ “જૈન રાસમાળા” માં ‘શ્રી લક્ષ્મીસાગરસૂરિ નિર્વાણરાસ’ પૃષ્ઠ ૨૦૭ જુઓ.

પાલ, શાહ દેવજી, સોની વિમલસી, નથુ, શાહ ભુલા, સભાચંદ, શાહ લખા, શાહ રીખવ, ગોડીદાસ, શાહ મૂળચંદ, શાહ જિણદાસ વગેરે પ્રસિદ્ધ જૈનો થયા છે.

શેઠ પોપટભાઈ અમરચંદ—વીસમી સદીમાં ખંભાતના જૈન ઈતિહાસમાં શેઠ પોપટભાઈ અમરચંદનું નામ સુવર્ણાક્ષરે લખાયું રહેશે. તેઓશ્રીએ ખંભાતમાં તેમજ ખંભાત બહાર એટલા બધા અને એવા શાસનના ધર્મકાર્ય કર્યાં છે કે તેથી તેમનું નામ સુપ્રસિદ્ધ છે. તેમનું વિસ્તૃત જીવનચરિત્ર કોઈ લેખકે લખેલું જાણમાં નથી. અત્રે તેમનું ચરિત્ર લાંબુ લખી શકાય તેમ નથી.

મોટા ભોંટવાડામાં ખંભાતના ભૂષણરૂપ પાંચ મોટાં દેહેરા જે લાખો રૂપીઆના ખરચે તૈયાર થયાં છે તે તૈયાર કરાવનાર ગૃહસ્થોમાં મુખ્ય શેઠ પોપટભાઇ અમરચંદ હતા, આ ઉપરથી એમ સમજવાનું નથી કે તેમણેજ સઘળું દ્રવ્ય આપ્યું હશે? પરંતુ એ લાખો રૂપીઆ એકઠા કરવામાં દેશ દેશાવરના ગૃહસ્થો પાસે પોતાની લાગવગ લગાડી રકમ એકઠી કરવામાં તે ગૃહસ્થ અગ્રગણ્ય હતા. જ્યાં સુધી એ દેવાલયો રહેશે ત્યાં સુધી તેમનું નામ પણ અમર રહેશે.

એમનો જન્મ વિક્રમ સંવત ૧૯૦૨ માં થયો હતો; અને તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૯૭૩ માં થયો હતો.

શેઠ પોપટભાઇ અમરચંદના કુટુંબે જૈન ધર્મના કાર્યો માટે ઘણું કર્યું છે એમ કહ્યા વિના ચાલતું નથી.

## ૧૩—ખંભાતમાં રચાયેલ ગુજરાતી જૈન-સાહિત્ય.

ખંભાત જૈનોનું તીર્થધામ એટલે ઘણા આચાર્યો, મુનિઓ, સાધુઓ યાત્રાએ આવતા. ચોમાસામાં નિવાસ કરતા અને તે નિવૃત્તિના સમયે પોતાની શક્તિનો તથા વિદ્વતાનો ઉપયોગ કરતા. ક્યા ક્યા મુનિરાજોએ તથા કવિઓએ ખંભાતમાં રહી કૃતિઓ કરી છે તે નીચે પ્રમાણે છે.[1]

**૧ શ્રી વિનયપ્રભ**—(વિનયપ્રભ ? કે ઉદયવન્ત ?)

ગૌતમસ્વામિનો રાસ—સંવત ૧૪૨૨ માં ખંભાતમાં રચ્યો.

---

૧ આ પ્રકરણમાં આપવામાં આવેલી કૃતિઓની નોંધ "જૈન ગૂર્જર કવિઓ" ભાગ ૧ લો તથા ભાગ ૨ જો. પ્રયોજક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇના ગ્રંથોમાંથી લેવાઇ છે. તે માટે તેઓનો ઉપકાર માનું છું.

અંતભાગ આ પ્રમાણે છે—

ચઉદહ સઇ બારોત્તર વરિસે ખંભનયરિ સિરિ પાસ પસાઇ,
( ગોયમ ગણધર કેવલ દિવસે ) કીઉ કવિત ઉપગાર વરો.

૨ શ્રી લાવણ્ય સમય—[1]

૧ સુરપ્રિય કેવલીરાસ—સં. ૧૫૬૭ ના આસો સુદ...રવિવાર.
અંતભાગ નીચે પ્રમાણે—

શ્રેણિક હીયડઇ હરષીયા, રંજી પરષદિ બાર.
મુનિ લાવણ્ય સમઇ ભણઇ, વરત્યઉ જયજયકાર—૧૯૭
સંવત પંનરસત (?) સઠઇ આસો સુદિ રવિવાર
રચિઉ ચરિત્ર સોહામણું ત્રંબાવતી મઝારી—૧૯૮
તપગચ્છ ગુરૂ ગોયમ સમા સોમ સુંદર સૂરિરાય
સમયરત્ન સહિ ગુરૂ જયઉ પામી તેહના પાય—૧૯૯

૩ શ્રી નન્નસૂરિ—( કોરંટ ગચ્છે સર્વદેવસૂરિ શિષ્ય )

૧ વિચાર ચોસઠી—સંવત ૧૫૪૪ ખંભાતમાં રચી.
અંતભાગ:—

ઇણીપરિ શ્રાવક ધર્મતત્ત્વ પનરચુઆલિ રચુ પવિત્ર
સુલલિત ચોસઠી ચોપઇબંધ મિછામિદુકડ હોએ અસૂધ—૬૩
એહના નામ વિચાર ચોસઠી, સુષ શ્રેણી કરે એકઠિ
ષંભનયર આનંદપૂરી કોરંટ ગછ પભણે નંનસૂરિ—૬૪

૨ ગજકુમાર રાજર્ષિ સઝાય—સં. ૧૫૪૮
અંતભાગ:—

તિણિપરિ પંનર અઠાવનઇ ષંભાઇત માંહિ
થંભણપાસ પંચાઉ લઇ રચિઉ ઉછા હિ—૪૩
ગયસુકુમાલ ચરિત્ર એ જે ગાઇ રંગિ
તીહ ઘરિ નવનિધિ સંપજઇ, સુષ વિલઇ અંગિ—૪૪

૩ પંચતીર્થસ્તવન—આ સ્તવન ક્યારે અને ક્યાં રચ્યું તે લખ્યું નથી પણ તે લગભગ ૧૫૫૩ પછી એક બે વરસમાં રચાયું હશે તેમાં વપરાયલા ‘ ખંભાયત ’ શબ્દ ઉપરથી આ નોંધ લીધી છે.

“ સકલ મૂરતિ ત્રેવીસમું સામિ ખંભાયત પુરમંડણું એ ”
પાર્શ્વનાથ સ્તવન.

---

1 કવિ લાવણ્ય સમય વિષે વધુ માટે આ. કા. મ. મો. ૭ મું શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇનો લેખ જુઓ તથા ઐ. રા. સં. ભા. ૩ જો પૃ. ૪ થી ૧૬ જુઓ.

આ નન્નસૂરિના સંવત ૧૫૬૯, ૧૫૭૩, ૧૬૧૧, ૧૬૧૨ ના ખંભાતના લેખ મળ્યા છે. જુઓ જૈન ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો.

**૪ શ્રી ભુવનકીર્તિ**—પહેલા.

કલાવતી ચરિત્ર—સંવત ૧૫૮૦ માગશર સુદ ૫ ગુરૂ.

અંતભાગ:—

પનર અસી ખરસામી મૃગશર સુદિ પંચમી
દિવસ થંભતિરથ ભલે ગુરૂદિન નિર્મલે—૮૮

**૫ શ્રી સમરચંદ્ર**—( પાર્શ્વચંદ્રસૂરિ શિષ્ય )

**મહાવીર સ્તવન**—સંવત ૧૬૦૭ જેઠ સુદ ૮

અંતભાગ:—

સંવત સોલસત્તુત્તરઈ થંભતિરથ જેઠ માસ,
સુકલ પક્ષ અઠૃમિ દિણે તવણ રચિઉ ઉલ્લાસિ."

**૬ શ્રી વિનયદેવસૂરિ**—આ આચાર્યે સુધર્મગચ્છ એ નામથી જુદી સમાચારી આદરી હતી. આ સંબંધમાં ઐ. રા સં. ભા. ૩ જુઓ, તેમણે થંભણાધીશ પાર્શ્વસ્તવન રચ્યું છે.

સકલ સુરાસર સેવિત પાય, થંભણપુર મંડન જિનરાય.

**૭ શ્રી રત્નસુંદર**—( પૌ. ગુણમેરૂસૂરિ શિષ્ય )

**શુકબહોતરી**—સં. ૧૬૩૮ આસો સુદ ૫ સોમ.

અંતભાગ:—

સાદર ગુરૂ પસાઇ કરી, ગુરૂ ગછપતિ પાંએ અણુસરી
શ્રી ગુણમેરૂ સૂરિવર સીસ, રત્નસુંદર સૂરિ કહે જગીસ—૧૭
ગુજ્જરદેશ ત્રંબાવતિ ઠામ, થંભણપાસ તિરથ અભિરામ
સાંનિધિ શ્રી જિનસાસણિ કરી એકહી કથા શુકબહોતરી—૧૭

**૮ વાચક નયરંગ**—( ખ. ગુણશેખરના શિષ્ય. )

**સતરહ ભેદીપૂજા**—( સં. ૧૬૧૮ જુઓ. યુગપ્રધાન જિનચંદ્રસૂરિ પૃ. ૧૯૫ )

**૯ શ્રી કનકસોમ**—( ખ. અમરમાણિક્ય શિષ્ય )

**આષાઢભૂતિ સઝાય**—સં. ૧૬૩૮ વિજ્યા દશમી.

**૧૦ શ્રી સોમવિમલસૂરિ**—

**ધમ્મિલરાસ**—સં. ૧૬૧૫ પોષ સુદ ૧ રવીવાર.

અંતભાગ:—

સંવત ચંદ્રનિધાનવલી તિથિ સિઉં કરીઅ પ્રધાન,
પોષ માસ સુદિ સાર, વલિ પડવે આદિત્યવાર—૮૯
શ્રી ખંભનયર સુવાલ તિહાં રચિઉં રાસ રસાલ
જે ભણઈ ચરીઅ પ્રધાન, તે પામઈ નવહ નિધાન—૯૦

૧૧ શ્રી વચ્છરાજ—( પાર્શ્વચંદ્રસૂરિ-સમરચંદ્રસૂરિ-રત્નચંદ-શિષ્ય. )

૧ સમ્યકત્વકૌમુદીરાસ—સં. ૧૬૪૨ માઘ સુદી ૫ ગુરૂ.

અંતભાગ:—

"ત્રંબાવતી નગરી સુખવાસ, થંભણ શ્રી નવપલ્લવ પાસ
તાસ પ્રસાદિ રચીચુસાલ શ્રી સમકિતગુણ કથા રસાલ"

૨ શાંતિનાથ ચરિત્ર—સં. ૧૬૪૨ માં રચ્યું છે.

૧૨ શ્રી સકલચંદ્ર ઉપાધ્યાય—( ત. હીરવિજયસૂરિ શિષ્ય. )

વાસુપૂજ્યજિન પુણ્યપ્રકાશ—રાસ-સં. ૧૬૪૩ માં રચ્યો.

અંતભાગ:—

નગર ત્રંબાવતી જેણિ બહુ ધનવતી, જયતિ જિહાં થાંભણો પાસનાહો
સતત ધરણેંદ્ર પદ્માપતિ પૂજિતો, સકલ સિરિસંઘ સુખ વિજય લાહો-૪૫૬

૧૩ શ્રી કુશલલાભ—( ખ. અભયધર્મ શિષ્ય )

સ્તંભન પાર્શ્વનાથ સ્તવન—સં. ૧૬૫૩ માં ખંભાતમાં રચ્યું.

આદિ—

પ્રભુપણમું રે પાસ જિણેસર થંભણો,
ગુણ ગાવારે મુઝ મન ઉલટ અતિ ઘણો.

અંતભાગ:—

ઇંમ સ્તવ્યો સ્થંભણ પાસ સ્વામિ નયર શ્રી ષંભાયતે
જમ સહા ગુરૂ શ્રીમુખ સુણિઅ વાંણિસાસ્ત્ર આગમ સંમતે
એ આદ મૂરતિ સકલ સુરતિ સેવામાં સુખ પામીએ
મન ભાવ આંણિ લાભજાણિ કુશલલાભ પયપંકજે—૧૯

આ સ્તવન આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭ મા માં પૃ. ૧૮૭ થી ૧૯૨ પ્રસિદ્ધ થયું છે.

૧૪ શ્રી જયચંદ્ર—( પાર્શ્વચદ્ર-સમરચંદ્ર-રાયચંદ્ર-વિમલચંદ્ર શિષ્ય. )

રસરત્નરાસ—સં. ૧૬૫૪ માં ખંભાતમાં બનાવ્યો.

આ રાસ રાયચંદ્રસૂરિના સંબંધમાં છે. તે ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ ૧ લામાં પ્રસિદ્ધ થયો છે.

૧૫ શ્રી સમયસુંદર—( ખ. જિનચંદ્રસૂરિ-સકલચંદ્ર ઉપાધ્યાય-શિષ્ય. )
૧ સાંબપ્રદ્યુમ્નપ્રબંધ—સં. ૧૬૫૯ વિજયાદશમી ખંભાતમાં રચ્યો.
આદિ—
પુરસાદાણિ પાસજિણ થંભણપુરિ થિર ઠામ,
તાસ જપંતાં જેહનું, સીઝઈ વંછિત કામ.—૨
અંતભાગઃ—
શ્રી સંઘ સુજસ જગીસ એ હીયડઈ હરણ અપાર,
થંભણ પાસ પસાઉલિ ખંભાયત સુખકાર;
સુખકાર સંવત સોલ એગુણ સઠિ વિજયદશમિ દિનઇ,
એકવીસ ઢાલઈ રસાલ એ ગ્રંથ રચયઉં સુંદર શુભ મનઈ.
૨ આ કવિએ ખંભાતમાં સંવત ૧૬૯૧ માં દશવૈકાલિક સૂત્રપર શબ્દાર્થવૃત્તિ નામની ટીકા લખી છે.[1]
૧૬ સ્થાનસાગર—( આ. પુણ્યચંદ્ર-કનકચંદ્ર-વીરચંદ્ર શિષ્ય. )
અગડદત્તરાસ—સં. ૧૬૮૫ ના આસો વદ ૫ ખંભાતમાં રચ્યો.
તેના અંતભાગમાં ખંભાતનું વર્ણન સારૂં કર્યું છે.
૧૭ ભાવવિજય—( ત. વિમલહર્ષ ઉ. શિ. મુનિવિમલ શિષ્ય. )
ધ્યાનસ્વરૂપ (નિરૂપણ) ચોપઈ—સં. ૧૬૯૬ ચૈત્ર વદી ૧૦ રવિવાર.
અંતભાગઃ—
વર્ષ ધરનિધિસુધારૂ ચિકલા વછરઈ ૧૬૯૬ ચૈત્ર વદિ દસમિ રવિવાર સંગઇ
ધ્યાન અધિકા અવિકાર સુખકરણા, ખંભનયરિ રચ્યો ચિત્ત રંગઈ—૧૨
૧૮ ભુવનકીર્તિ—બીજા.
ગજસુકુમાલ ચોપાઇ—સં. ૧૭૦૩ મહા વદ ૧૧ ગુરૂ.
અંતભાગઃ—
તીન ગગનિ રિસિસસિ વદિ મધ ઇકાદસી રે મૂલ નક્ષત્ર ગુરૂવાર,
થંભ તીરથ પુરિ થંભણ પાસ પસાઉલેરે ધ્યાન હિયેં તસુધાર.
૧૯ ઉદયરત્ન[2]—ખંભાતનાયતિ સં. ૧૭૬૩ માં વિદ્યમાન હતા.
શિયળની નવવાડ રચી. સઝાયો પણ રચી છે.

---

૧ કવિસમયસુંદર ઉત્તમ કાવ્યકાર થઇ ગયા છે. તે સંબંધી વધુ જાણવાની ઇચ્છા રાખનારે 'કવિ સમયસુંદર' એ નામનો શ્રી. મોહનલાલ દ. દેસાઇનો ભાવનગરની સાતમી સાહિત્ય પરિષદમાં વાંચેલો નિબંધ જોવો.

૨. કવિ દલપતરામના કાવ્યદોહન ભા. ૨ જામાં તથા બૃહદ્કાવ્ય દોહન ભા. ૧ લામાં કેટલીક કવિતાઓ છપાઈ છે.

શત્રુંજય, ગિરનાર અને આબુની જાત્રાઓ કરી હતી. બહુ ધાર્મિક અને જૈન ધર્મપર અત્યંત પ્રેમ ધરાવનારા હતા. કવિના પિતાનું નામ સાંગણ સંઘવી હતું; અને માતાનું નામ સરૂપાદે હતું. તેઓ વિસલ નગરમાં રહેતાં હતા; પછી ત્યાંથી ત્રંબાવતી એટલે ખંભાતમાં આવી વસ્યાં હતા. કવિના પિતા સાંગણે પણ સંઘવી તરીકે કીર્તિ સંપાદન કરી હતી અને તેમણે પણ સંઘ કાઢયો હતો. શ્રાવક તરીકે ધાર્મિક ક્રિયાઓ કરી પોતાના પિતાના જેવી ધાર્મિક ભાવનાઓ ધરાવતા હતા.

કવિ ઋષભદાસનામાં એ પૂર્વજોના ગુણો ઉતરી આવ્યા હતા. તે જૈન ધર્મ પર સારી પ્રીતિ ધરાવતા હતા; અને જૈન ધર્મના સર્વ સિદ્ધાંતોનું પાલન કરવા તે ચુકતા નહિ. કવિને ભાઇભાંડુ હતા; તેમજ સુલક્ષણી સ્ત્રી તથા બાળકો હતા. બાળકો પણ સદ્‌ગુણી અને વિનયશીલ હતાં. કુટુંબમાં સંપ સારો હતો, અને લોકોમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી.

કવિની સ્થિતિ પૈસે ટકે સારી હતી. ઘેર ગાય ભેંસ દુઝતી હતી આ ઉપરથી જણાય છે કે તે વૈભવશાળી પણ હશે.

કવિ જૈન શ્વેતાંબર સંપ્રદાયના તપાગચ્છના હતા. અને તેમના સમયમાં પ્રથમ તે ગચ્છની ૫૮ મી પાટપર હીરવિજયસૂરિ હતા. તે સં. ૧૬૫૨ ના ભાદરવા સુદ ૧૧ ને દિવસે ઊના ગામમાં સ્વર્ગવાસી થયા. ત્યાર પછી તેમની પાટ ઉપર વિજયસેનસૂરિ થયા. આ સૂરિ તે કવિ ઋષભદાસના ગુરૂ હતા. તેઓએ કવિ ઋષભદાસને શિષ્ય તરીકે ઘણા શાસ્ત્રોનું અધ્યયન કરાવ્યું હતું. વિજયસેનસૂરિ સ્વર્ગવાસી થતાં તેમના પછી વિજયદેવસૂરિ થયા. ને ત્યાર પછી વિજયાણંદસૂરિ થયા. તેમનો પણ કવિએ ગુરૂ તરીકે સ્વીકાર કર્યો હતો.

કવિને શી રીતે કવિત્વ શક્તિ પ્રાપ્ત થઈ તે સંબંધમાં જનશ્રુતિ છે કે કવિ વિજયસેનસૂરિ પાસે અભ્યાસ કરતા હતા; ત્યારે એક રાત્રે ગુરૂએ પોતાના શિષ્ય સારૂ સરસ્વતી દેવીને પ્રસન્ન કરીને પ્રસાદ મેળવ્યો હતો. કે જે પ્રસાદ રાત્રિએ ઉપાશ્રયમાંજ સૂઈ રહેલા ઋષભદાસના જાણવામાં આવતાં તેમણે પોતેજ આરોગી લીધો અને તે મહાન વિદ્વાન થયા. આથી તે નીચે જણાવેલી ઘણી કૃતિઓ કરવા ભાગ્યશાળી થયા.

કવિએ કરેલી કૃતિઓ—

| નામ | રચ્યા સંવત અને સ્થાન. |
|---|---|
| ૧ શ્રી રીષભદેવનો રાસ ગાથા ૧૨૭૧ | |
| ૨ શ્રી ભરતેશ્વરનો રાસ ૧૧૧૬ | સં. ૧૬૭૮ પોષ સુદ ૧૦ ગરૂ ખંભાતમાં |

૩ શ્રી જીવવિચારનો રાસ „ ૫૦૨ સં. ૧૬૭૬ આસો સુદ ૧૫ „
૪ શ્રી વ્રતવિચાર રાસ „ ૮૬૨ સં. ૧૬૬૬ કારક વદી ૦)) „
૫ શ્રી સુમિત્રરાજર્ષિ રાસ „ ૪૨૬ સં. ૧૬૬૮ પોષ સુદ ૨ ગુરૂ „
૬ શ્રી સ્થુલિભદ્ર રાસ „ ૭૨૮ સં. ૧૬૬૮ આસો વદ ૦)) શુક્ર „
૭ શ્રી નેમિનાથ નવરસો „ સં. ૧૬૬૭ પોષ સુદ ૨ „
૮ શ્રી કુમારપાલ રાસ „ ૪૫૦૬ સં. ૧૬૭૦ ભાદરવા સુદ ૨ ગુરૂ „
૯ શ્રી નવતત્વ રાસ „ ૮૧૧ સં. ૧૬૭૬ દિવાળી રવિવાર „
૧૦ શ્રી અજાપુત્ર રાસ „ ૫૫૯ સં. ૧૬૭૭ અમદાવાદમાં
૧૧ શ્રી સમકીતસાર રાસ „ ૮૭૯ સં. ૧૬૭૮ જેઠ સુદ ૨ ગુરૂ ખંભાતમાં
૧૨ બારઆરાસ્તવન અથવા ગૌત્તમ પ્રશ્નોત્તર સ્તવન સં. ૧૬૭૮ ભાદરવા સુદ ૨ „
૧૩ પૂજાવિધિ રાસ „ ૫૭૧ સં. ૧૬૮૨ વૈશાખ સુદ ૫ ગુરૂ „
૧૪ શ્રેણિક રાસ „ ૧૮૩૯ સં. ૧૬૮૨ આસો સુદ ૫ ગુરૂ „
૧૫ હિતશિક્ષા રાસ „ ૧૮૪૫ સં. ૧૬૮૨ મહા સુદ ૫ ગુરૂ „
૧૬ રોહણિઆમુનિ રાસ „ ૨૫૦૦ સં. ૧૬૮૪ પોષ સુદ ૭ ગુરૂ „
૧૭ હીરવિજયસૂરિના બારબોલનો રાસ સં. ૧૬૮૪ શ્રાવણ વદ ૨ ગુરૂ ખંભાતમાં
૧૮ મલ્લિનાથનો રાસ ગાથા ૨૯૫ સં. ૧૬૮૫ પોષસુદ ૧૩ રવિ „
૧૯ હીરવિજયસૂરિ રાસ સં. ૧૬૮૫ આસો સુદ ૧૦ ગુરૂ „
૨૦ અભય કુમાર રાસ સં. ૧૬૮૭ કાર્તક વદ ૯ ગુરૂ „
૨૧ ક્ષેત્ર પ્રકાશ રાસ
૨૨ સમય સ્વરૂપ રાસ
૨૩ દેવગુરૂ સ્વરૂપ રાસ
૨૪ શેત્રુંજય રાસ
૨૫ કુમારપાલનો નાનો રાસ
૨૬ જીવંત સ્વામીનો રાસ
૨૭ ઉપદેશમાલા રાસ
૨૮ શ્રાદ્ધવિધિ રાસ
૨૯ આર્દ્રકુમાર રાસ
૩૦ પુણ્ય પ્રશંસા રાસ ગાથા ૩૨૮ સં. ૧૬૮૩ માં.

૩૧ કઈવન્ના રાસ „ ૨૮૪ સં. ૧૬૮૩ માં.

૩૨ વીરસેનનો રાસ „ ૪૪૫ સં. ૧૫૮૩ માં.

આ ઉપરાંત કવિએ ૩૩ સ્તવનો, સઝાય, નમસ્કાર, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫ વગેરે રચ્યા છે.

ઉપરના કાવ્યોમાંથી નીચેના છપાઇને પ્રસિદ્ધ થયા છે.

૧ શ્રી ભરતેશ્વરનો રાસ–આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩ જામાં પ્રસિદ્ધ.

૨ નેમિનાથ નવરસો–પ્ર. ચૈ. આદિ. સં. ભા. ૩ માં પૃ. ૧૫૧ થી ૧૫૭.

૩ કુમારપાળ રાસ–આનંદકાવ્ય મહોદધિ મૌ. ૮ માં પ્રસિદ્ધ.

૪ હિતશિક્ષાનો રાસ–શા. ભીમશી માણેક–મુંબઈ, તેમણે પ્રસિદ્ધ કર્યો.

૫ હીરવિજયસૂરિ રાસ–આનંદકાવ્ય મ. મૌ. ૫ માં પ્રસિદ્ધ.

કવિએ પોતાના ઘણા કાવ્યોના અંતભાગમાં ખંભાતનું વર્ણન, લોકોની રીતભાત, પહેરવેશ, ધર્મ વગેરે ઐતિહાસિક વર્ણન આપ્યું છે.

કવિ ઋષભદાસે કયા ગામમાં, કોના રાજ્યમાં, કોના પુત્રે, કયા વર્ષે કયે માસે અને કયા દિવસે રાસ રચ્યો છે એ હકીકત સમસ્યામાં કહી છે. જે મૂઢ–અજ્ઞાન નહિ જાણે, પણ નિપુણ નર જાણી શકશે; સમસ્યામાં પોતાનું ઓળખાણ વગેરે જણાવનાર તરીકે ખંભાતમાં થએલા કવિઓમાં તે એકજ છે. તે સમસ્યા આ રહી—

**દેશ.** પાટણમાંહિ હુઓ નર જેહ, નાતિ ચોરાસી પોઢઇ તેહ,
મોટો પુરૂષ જાગે તેહ કહેસ, તેહની નાતિની નામિ દેશ.–**ગુર્જરદેશ**

**ગામ.** આદિ અખ્યર વિન બીઅઈ જોય, મધ્ય વિના સહુ કીર્તિ હોય,
અંત્ય અક્ષર વિન ભુવન મઝારી, દેખી નગર નામ વિચાર.–**ખંભાતિ**

**રાજા.** ખડગ ધુરિતણો અખ્યર લેહ, અખ્યર ધરમનો બીજો જેહ,
ત્રીજો કુસુમતણો તે ગ્રહી, નગરી નાયક કીજઈ સહી–**ખુરમ પાતશા**

**પિતા** નિસાંણ તણો ગુરુ અખ્યર લેહ, લઘુ દોય ગણપતિના જેહ,
ભેલી નામ ભલું જે થાય, તે કવિ કેરો કહુ પિતાય–**સાંગણ**

**કવિ.** વંદ અખ્યર ઋષિ ધરથી લેહ, મેષલાતણો નયણુંમાં જેહ,
અખ્યર ભવનમો શાલિભદ્રતણો, કુસુમદામનો વેદમો ભણો,
સહી અખ્યર આણુમો, જોડી નામ કરો કાં ભમો,
શ્રાવક સોય રસની પાત પ્રાગવંશ વીસો વિખ્યાત.–**ઋષભદાસ**

(આમાં વંશ પણ 'વીસા પોરવાડ' છે એમ આવી ગયું.)

વર્ષ. દિગ આગલિ લેઈ ઈંદુ ધરો, કાલ સોય પાછલે કરો,
કવણ સંવછર થાયે વલી, ત્યારે રાસ કર્યો મન રલી.–સં. ૧૬૮૫
માસ-તીથિ વૃક્ષ મહિ વડો કહેવાય, જેણી છાંયે નર દુષ્ટ પલાય,
તે તરૂ અરનિ નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ.–આસો
આદિ અપ્પર વિન કો મર્મ કરો, મધ્ય વિનાય હુઇ આદરો,
અંતે વિના સિરિ રાવણ જોય, અજુઆલી તિથિ તે પણિ હોઇ.–સુદ ૧૦
ગુરુ. સકલ દેવ તણો ગુરુ જેહ, ઉદાયી કેડે નૃપ બેઠો તેહ,
બેહુ મલી હુઈ ગુરૂનું નામ, સમર્યે સીઝે સઘલાં કામ.–વિજયાનંદસૂરિ
ગુરૂ નામે મુઝ પોહોતી આસ ત્રંબાવતીમાં કીધો રાસ.

**કવિના સમકાલીન કવિઓ:**

કવિ ઋષભદાસ પોતાની સાહિત્ય કૃતિઓથી જૈન ધર્મ સાહિત્યને ગુજરાતીમાં ઉતારવા મહા પ્રયાસ કરી રહ્યા હતા તે સમયે ખંભાતમાંજ નાગર કવિ વિષ્ણુદાસ રામાયણ તથા મહાભારતાદિ ગ્રંથોને ગુજરાતી ભાષામાં ઉતારતા હતા; તેવીજ બીજો નાગર કવિ શિવદાસ સંસ્કૃત આખ્યાનોને ગુજરાતીમાં બનાવવા અથાગ પરિશ્રમ ઉઠાવી રહ્યો હતો. આ મહા સમર્થ કવિઓ સિવાય મેઘજીકાશી, કવિ હરિદાસ, કવિ કુવેર વગેરે કવિઓ અનુક્રમે રૂક્મિણી હરણ, ધ્રુવાખ્યાન, લક્ષ્મણ હરણ તથા બીજા આખ્યાનો સંસ્કૃતમાંથી ગુજરાતીમાં રચી ગુજરાતી ભાષાની સેવા બજાવી રહ્યા હતા. આ સમયના ખંભાતના કવિઓમાં કવિ વિષ્ણુદાસ, કવિ શિવદાસ અને કવિ ઋષભદાસ ખંભાતના મહા કવિઓ તરીકે ગણાય. તેમણે પોતાના જવલંત નામો ગુજરાતી સાહિત્યમાં અવિચળ કરી દીધાં છે.

આ સમયે ખંભાત સિવાય ગુજરાતમાં કવિ તાપીદાસ, અખા ભગત, વગેરે સમર્થ કવિઓ હતા. જૈન મહાકવિ સમયસુંદર ખંભાતમાં રહી વિ. સં. ૧૬૫૯માં 'સાંબ પ્રદ્યુમ્ન પ્રબંધ' તથા 'દશવૈકાલિક સૂત્ર' ઉપર શબ્દાર્થવૃત્તિ નામની ટીકા કરતા હતા.

**કવિની ભાષા.**

"ભાષા સંબંધમાં આ કવિ તળપદ ખંભાતનો રહીશ શ્રાવક કવિ હોવાથી જૈન મુનિમાં રહેતા તેમના ભ્રમણકાળથી જન્મેલ ભાષા

ભેદ અને ભાષા સાંકર્યનો દોષ–આક્ષેપ તેના પર મૂકી શકાશે. કારણ કે તેણે પોતાની સર્વ કૃતિઓ ખંભાતમાંજ રહીને કરી છે. આથી તેની ભાષાનો અભ્યાસ ખંભાતના આસપાસના પ્રદેશમાં અને ગુજરાતમાં ઇ. સ. સત્તરમા શતકના પ્રારંભથી કેવા પ્રકારની ભાષા પ્રચલિત હતી તેનો ઘણો સારો અને સત્ય ખ્યાલ આપી શકે તેમ છે." [1]

**કવિએ ખંભાતનું કરેલું વર્ણન (સં. ૧૬૮૫)**

ગુરૂ નામિં સુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાંહિ જોય, ત્રંબાવતી તે અધિકી હોય.
સકલ દેશ તણો શિણગાર, ગુજ્જર દેશ નર પંડિત સાર,
ગુજ્જર દેશના પંડિત બહૂ ખંભાયતિ અગલિ હારઇ સહૂ.
જિહાં વિવેક વિચાર અપાર વસઈ લોક જિહાં વર્ણ અઢાર,
ઓલષાઇ જિહાં વરણાવરણ સાધુ પુરુષનાં પૂજઇ ચરણ.
વસઇ લોક વારૂ ધનવંત, પહિરઈ પટોળાં નારિ ગુણવંત,
કનક તણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગલે તે પુહુલા ઘડયા.
હીરતણા કંદોરા તલઈ, કનકતણાં માદલીઆં મલઇ,
રૂપક સાંકલિણ બી ખરી, સોવન સાંકલી ગલિ ઉતરી.
વડા વાણીઆ જિહાં દાતાર, સાલૂ પાઘડી બાંધી સાર,
લાંબી ગજ ભાંખું પાંત્રીસ, વાધંતાં હરખઇ કર સીસ.
ભઇરવની એગતાઇ જ્યાંહિ, ઝીણા ઝગા પહિર્યાં તે માંહિ,
છટી રેશમી કહિઢિં ભજી, નવગજ લંબ સવ તે ગજી.
ઉપરિ ફાલીઉં બાંધઈ કોઇ, ચ્યાર રુપઇઆનું તે જોઇ,
કોઇ પછેવડી કોઈ પામરી સાઠિ રુપઇઆની તે ખરી.
પહિરિ રેશમી જેહ કભાય એક શત રૂપીઆ તે થાઈ,
હાથે બહિરષા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગથકા.
પગે વાણહી અતિ સુકુમાલ, શ્યામ વર્ણ સબલી તે જાલ,
તેલ ફૂલ સુગંધ સનાંન અંગિ વિલેપન તિલક નિ પાંન.
એહવા પુરુષ વસિ જેણિ ઠાહિ, સ્ત્રીની શોભા કહી ન જાય,
રૂપિ રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર નાપઈ ભરતાર.
અસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહિરી જિહાં આવતી,

[1] પાંચમી સાહિત્ય પરિષદનો અહેવાલ તથા નિબંધ સંગ્રહ સાક્ષર મોહનલાલ દલીચંદ દેશાઇનો લેખ પૃ ૨૭.

વાહાણુ વખારિ તણો નહિ પાર, હાટે લોક કરિ વ્યાપાર.
નગરકોટ નિ ત્રપોલીઉં, માંણિકચોક બહુ માંણુસ મળ્યું,
વોહોરાઇ કુંડી ડોડી સેર, આલંઈ દોકડા તેહના તેર.
ભોગી લોક અસ્યા જિહાં વસઇ દાન વરઇ પાછા નવ પસઈ,
ભોગી પુરૂષ નિ કરૂણાવંત વાણિગ છોડિ તું બાંધ્યા જંત.
પશુ પુરૂષની પીડા હરિ, માંદા નરનિં સાંજા કરિ,
અજા મહીષની કરી સંભાલ, શ્રાવક જીવદયા પ્રતિપાલ.
પંચ્યાસી જિનના પ્રાસાદ ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ,
પસ્તાલીસ જિહાં પોષધશાલ કરઇ વખાણ મુનિ વાચાલ.
પડિક્કમણું પોશધ પૂજાય પુણ્ય કરતાં ઘાઢા જાય,
પ્રભાવના વ્યાખ્યાની જ્યાંહિ શાહામીવાત્સલ્ય હોઇ પ્રાંહિ.
ઉપાશરો દહેરૂં નિ હાટ અત્યંત દૂરિ નહિ તે વાટ,
ઠંડિલ ગોચરી સોહિલ્યા આંહિં, મુનિ અહિં રહિવા હીંડિ પ્રાંહી.
અસ્યું નગર ત્રંબાવતી વાસ હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા પુરમ નગરનો ધણી ન્યાય નીતિ તેહનિં અતિ ઘણી.
તાસ અમલિ કીધો મિં રાસ સાંગણ સુત કવિ ઋષભદાસ,
સંવત સોલ પંચ્યસીઉ જસિ આસો માસ દસમી દિન તસી.
ગુરુવારિ મિં કીધો અભ્યાસ મુઝ મન કેરી પુહોતી આસ,
શ્રી ગુરૂનામિં અતિ આનંદ વંદો વિજ્યાનંદ સૂરિંદ.

( હીરવિજયસૂરિ રાસ. )

કવિ ભરત બાહુબલિ રાસમાં જુદી રીતે વર્ણન કરે છે તે પણ જાણવા યોગ્ય છે—

જિહાં બહુ માનવનો વાસો, પહોંચે સહુ કોની આશો,
ભૂખ્યો કો નવિ જાય ઘેરે ઘોડા ગજ ગાય—૧

મંદિર મોટાં છે આંહિ બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ,
ઇંદ્ર સરીખા તે લોકો કરતા પાત્રનો પોષો—૨

ઘર ઘર સુંદર નારી દેખી રંભા એ હારી,
વસે વ્યવહારીઆ જેહોળા પહોંચે મનતણા ડોહળા—૩

વાહાણ વખાર વ્યાપારી વૃષભ વહેલ તે સારી,
સાયરતણાં જળ કાળાં આવે મોતી પરવાળાં—૪

નગર ત્રંબાવતી સારો દુખિયા નરનો આધારો,
નિજપુર મુંકીઅ આવે તે અહીં બહુ ધન પાવે.—૫
ઇસ્યુ અનુપમ ગામ જેહનાં બહુ છે નામ,
**ત્રંબાવતી** પિણ કહિયેં ખંભનગર પિણ લહિયે—૬
ભોગવતી પિણ હોય નગર લીલાવતી જોય,
કર્ણાવતી પિંણ જાણું ગઢ ગઢ મંદિર વખાણું—૭
નગર ચોરાસી ચહુટાં શોભંતા હાટ તે મોટાં,
ઝવેરી પારખ સારા બેસે દોસી દંતારા—૮
વિવિધ વ્યાપારિઆ નિરખો જોઇ ત્રપોળિઓ હરખો,
મોટી માંડવી કુરજો દાણચોરી તિહાં વર્જો—૯
નગરીનાં લોક વિવેકી પાપતણી મતિ છેકી,
પૂજે જિનવર પાય સાધુતણા ગુણ ગાય-૧૦
નહિ કોઇને વિષવાદ પંચ્યાસી જિનપ્રાસાદ,
મોટી પોષધશાળ સંખ્યા તેહની એંતાળ-૧૧
બહું હરિ મંદિર જોય અહીં પટ્ દર્શન હોય,
નહિ કોઇને રાગદ્રેષ વકતા લોક અનેક-૧૨

દુહા.

જન અનેક પુરમાં વસે નહિં નિંદ્યાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી વસ્તુ અનુપમ સાત.—૧
વહેલ વરઘોડો વીંઝણો મંદિર જાલિ ભાત,
ભોજન દાળ ને ચુડલો એ સાતે ખંભાત.—૨
બહુ વસ્તિથી દીપતું અમરાપુર તે હોય,
શાહ જહાંગીરજ પાતશાહ નાથ નગરનો જોય.—૩
નગર ભલું ત્રંબાવતી દિન દિન ચઢતો વાસ,
ઋષભ કહે તિહાં જોડીઓ ભરતેશ્વરનો રાસ.—૪

( ભરત બાહુબલિ રાસ સં. ૧૬૭૮. )

# ૧૪—પુસ્તક લેખન અને પુસ્તક ભંડાર.

ભારત વર્ષમાં પ્રાચીન સમયમાં મનુષ્યોમાં શારીરિક બળ બહુ સારા પ્રમાણમાં હતું. અને એ સાથે માનસિક સ્મરણ શકિત ઘણીજ હતી. હજારો વર્ષથી તે શકિતઓમાં દિનપ્રતિદિન ઘટાડો થતો જાય છે; પ્રાચીન સમયમાં ગુરૂ મુખેથી જે મંત્રો ભણાવતા તે શિષ્ય સ્મરણ કરી લેતો; અને એ રીતે આખા ગ્રંથોના ગ્રંથો મગજમાં ભરાઈ જતા. આજે તે શકિતઓ નષ્ટ થએલી જોઇએ છીએ. આ વિષયમાં સ્વ૦ મુનિશ્રી હિમાંશુવિજય ન્યાય કાવ્ય તીર્થ જણાવે છે કે—

"[1]વીર નિર્વાણ પછી લગભગ સવા આઠસો વર્ષ (ઈ. સન ૩૦૦ લગભગ) ભારતમાં એક મોટો દુકાળ પડયો. જે ઉપરા ઉપરી બાર વર્ષ સુધી અવિચ્છિન્ન ચાલ્યો. તેણે લાખો ગરીબ શ્રીમંતોના અને પાપી-ધર્મીઓના પ્રાણોની આહુતિ લીધી. હજારો બહુશ્રુત જૈન મુનિઓ પણ તેના ભોગ બન્યા. જે મુનિઓ આયુષ્ય બળે જીવિત રહી શકયા તે ક્ષુધા પીડાને લીધે અત્યંત અશકત શરીરવાળા થયા. માનવીના પ્રાણ અન્નમય છે. તેમને પેટ પૂરતી ભિક્ષા નહિ મળવાથી તેમની સ્મરણ શકિત ક્ષીણ થઈ. પરંપરાથી ભણેલાં શાસ્ત્ર ધીરે ધીરે ભુલતાં ગયાં તેમાં અનેક અશુદ્ધિઓ અને પાઠ ભેદો થયાં. સાધુઓ જુદા જુદા દેશોમાં ચાલ્યા ગયા.[2] આ રીતે દુઃખ પૂર્ણ ભારતના બાર વર્ષો ભૂખની પીડાથી પૂરા થયાં. યથેષ્ટ વૃષ્ટિ થઈ. પૃથ્વી આર્દ્ર થઇ અને ફરી ફલફુલ ધાન્યથી શોભવા લાગી." તે વખતે જૈનોના જે વિશિષ્ટ સાધુઓ અવશિષ્ટ હતા તેમાં શ્રી સ્કન્દિલાચાર્ય અને શ્રી નાગાર્જુનાચાર્ય મુખ્ય હતા. તેઓ શ્રુતજ્ઞાનનાસાગર અને સમય જાણનાર હતા. તેમાં એક હતા મધ્ય દેશમાં અને બીજા ગુજરાત દેશમાં વિચરતા હતા. તે બંને આચાર્યોને લાગ્યું કે-જૈનાગમ ઘણું વિસરાઈ ગયું છે માટે કેટલું અને કેવું બાકી રહ્યું છે તેની ખાત્રી કરી ફરી તેને વ્યવસ્થિત કરવું જરૂરનું છે. આ વિચારથી આચાર્ય સ્કન્દિલાચાર્યે મથુરામાં અને નાગાર્જુનાચાર્યે વલભીપુર (કાઠિઆવાડ) માં તમામ જૈન શ્રમણોની એક પરિષદ્ (કોન્ફરન્સ) ભરી. આ બંને પ્રાંતો અને

૧ 'બુદ્ધિ પ્રકાશ' ત્રિમાસિકનો સને ૧૯૩૬ નો અંક ૧ પૃ. ૩૨

૨ જુઓ नंदिसूत्रनी ટીકા જ્યોતિષકરંડકની ટીકા તથા હેમયોગશાસ્ત્રવૃત્તિ.

તેની આસપાસ જે શ્રમણો હતા તે બંને સ્થળે એકઠા થયા. તેમના મુખે રહેલ આગમાદિ શાસ્ત્રોને આચાર્યોએ સાંભળ્યાં. બધાને સાંભળી તેમાં જેટલી ત્રુટિઓ શંકાઓ અને વિસ્મૃતિઓ થઈ તેનું યથાશક્ય રીતે ને બહુજ પ્રામાણિકપણે સંશોધન કર્યું. તેનો સમન્વય કર્યો. અનેક બહુશ્રુતો-વિદ્વાનોના મતો લઇ બહુજ સાવધાની પૂર્વક આ કાર્ય કરવામાં આવ્યું."

આ બાર વર્ષના દુકાલથી તેમને લાગ્યું કેઃ—આપણું ઘણું ખરૂં જ્ઞાન ભુલાઈ ગયું છે. જો આમ ફરી દુકાળો થશે. પ્રકૃતિના પ્રકોપો થશે તો જગતનું કલ્યાણ કારી જૈન સાહિત્ય પૃથ્વી ઉપરથી હંમેશને માટે ચાલ્યું જશે, તેથી હવે તેની રક્ષા માટે અવશિષ્ટ જ્ઞાનને પુસ્તકોમાં[1] પ્રામાણિકપણે શુદ્ધ લખી-લખાવી લેવું સારૂં છે. જેથી ભવિષ્યની પ્રજા આગમ[2] સાહિત્યને જોઇ ભણી-પરિશીલન કરી શકે. એમ લાગવાથી સર્વાનુમતે **સેંકડો વર્ષોથી મોઢે રખાતા જૈન આગમ સાહિત્યને પુસ્તકોમાં લખવાનું કાર્ય તડામાર ચાલ્યું.** સેંકડો લહિયાઓ દ્વારા અસંખ્ય પ્રતો લખાવવા માંડી અને પુસ્તક ભંડારોની યોજના થઇ. તે વખતે ઘણે ભાગે તાડપત્ર-ભોજપત્રાદિ ઉપર શાસ્ત્રો લખાતાં. આ જૈન સાહિત્યને પુસ્તક રૂપે થવાનો ટુંકો ઇતિહાસ છે."

વળી આગળ તેઓ જણાવે છે કે "વિક્રમની ચોથી સદી સુધી તો જૈન શાસ્ત્રોને પુસ્તકોમાં લખવાની શરૂઆત થઈ ગઈ હતી અને દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમાં તે પ્રથાનો ચોમેર પ્રચાર થઇ ગયો હતો." આ સદી પછી જૈન સાહિત્યની વૃદ્ધિ અને પ્રચારને માટે પુસ્તકો લખવા અને લખાવાનું કામ ખુબ જોસલેર ચાલ્યું.

**પુસ્તકભંડારની પ્રાચીનતાઃ**—ઉપર જણાવી ગયા તેમ આર્ય સ્કન્દિલાચાર્યે અને નાગાર્જુનાચાર્યે વીર સં. ૮૪૦ (ઇ. સ. ૩૧૩) લગભગમાં જૈન આગમોને પુસ્તકોમાં લખવાની પ્રથા શરૂ કરી. પછી તે પુસ્તકોને રાખવાના ભંડારોની સ્થાપના થવા લાગી. ખંભાતમાં તે

૧ જુઓ યોગશાસ્ત્રની વૃત્તિ.

૨ ઉપદેશભૂત મૂલ સાહિત્યને **अंग साहित्य** કહેવામાં આવે છે. તેવા મૂલ આગમો બાર છે. "आयारो, सुअगडं, ठाणं, समवाओ विवाहपन्नत्तो, नायाधम्मकहाओ, उवासगदसाओ, अंतगडदसाओ, अणुत्तरोववाइअदसाओ, पण्हावागरणं, विपागसुअं, दिट्ठिवाओ" પાક્ષિક સૂત્ર.

ક્યારથી થઈ હશે તે ચોક્કસ કહી શકાય તેમ નથી. પરંતુ વિક્રમની બારમી સદીમાં થએલા કલિકાલ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કે જેમણે ઘણું ઉત્તમ પ્રકારનું સાહિત્ય રચી તેનો ઘણો વિસ્તાર અને સંગ્રહ કરાવ્યો છે. તેમના સમયમાં પુસ્તકો લખવાની અને તેનો સંગ્રહ કરવાની યોજના હતી તેનો સબળ પુરાવો પ્રભાવકચરિત્રમાંથી મળે છે. જ્યારે સિદ્ધરાજના ભયથી ભયભીત બનીને કુમારપાળ દેશવિદેશ રખડતો હતો તેવા સંકટના સમયમાં તે જ્યારે ખંભાતમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના આશ્રયે આવ્યો ત્યારે સિદ્ધરાજના માણસોથી તેનું રક્ષણ કરવા તેને તાડપત્રોના સંગ્રહમાં સંતાડી દીધો;[1] આથી સિદ્ધરાજના માણસો નિરાશ થઇ પાછા ગયા અને કુમારપાળને જીવતદાન મળ્યું. આથી સ્પષ્ટ સમજાય છે કે શ્રી હેમાચાર્યના ઉપાશ્રયમાં પુસ્તકો લખવાનું કામ અને તેને સંઘરી રાખવાનું કામ ચાલતું હતું. બારમી શતાબ્દી પહેલાં પુસ્તક ભંડાર હશે કે કેમ તે માટેના પ્રમાણો મળતાં તે મત સ્વીકારાય; પરંતુ ખંભાતમાં બારમી શતાબ્દીથી જૈન ધર્મના પુસ્તક ભંડારોમાં છે એ નિઃસંશય છે.

આચાર્યોનો ઉપદેશઃ—

लेखयंति नराधन्या, ये जैनागमपुस्तकान् ।
ते सर्व वाङमयं ज्ञात्वा, सिद्धिं याति न संशयः ॥

ઉપદેશ તરંગીણી પૃ. ૧૧૯.

જે ધન્ય પુરુષો જૈનાગમનાં પુસ્તકો લખાવે છે તે કેવલજ્ઞાન પામીને મોક્ષે જાય છે તેમાં સંશય નથી.

આ પ્રમાણે ઘણા ગ્રંથોમાં પુસ્તક લખાવાથી મોક્ષની પ્રાપ્તી થાય છે એમ દર્શાવવામાં આવ્યું છે. આ ઉપદેશને પરિણામે મોક્ષ સાધવાની ઇચ્છાવાળા ગૃહસ્થોએ પોતાના દ્રવ્યનો ઉપયોગ તેમાં કરવા માંડયો, અને લહીયાઓ રાખી સુંદર અને ટકાઉ શાહીથી પુસ્તકો લખાવા

---

१ वसतिं हेमसूरीणां त्रस्तः स्रस्तवपुर्बलः ।
आगतो भूपते रक्ष रक्षेत्याख्यन् स्खलद्गिरा ॥३६७॥
प्रभुभिः साहसात् ताडपत्रलक्षान्तराहितः ॥
राजभर्यैं पदायातैर्व्यालोकि न तु वीक्षितः ॥३६८॥

હેમચંદ્રસૂરિ પ્રબંધ.

માંડ્યા. એક ગ્રંથની અનેક નકલો કરાવવામાં આવતી અને ગુજરાત તથા હિંદુસ્તાનના મોટા જૈન પુસ્તક ભંડારોમાં તે મોકલવામાં આવતી.

જેસલમેરના પ્રાચીન જૈન ભંડારમાં ખંભાતનિવાસીઓએ આત્મ-શ્રેયાર્થે લખાવીને મોકલેલ પુસ્તકો તે ભંડારની સૂચી જોવાથી પ્રતિતિ થશે. તેમાંથી થોડી યાદી નીચે મુજબ છે.

૧ (૧૧) भगवती (मूल) સંવત ૧૧૧. જૈ. ભં. ની સૂચી પૃ. ૩.
૨ (૨૧) छंदोनुशासनवृत्ति—हेमाचार्य प्रणित જૈ. ભં. સૂચી પૃ. ૪.
૩ (૮૨) आवश्यक वृहद्वृत्ति (शिष्याहित्त) प्रथमखण्ड हरिभद्र प्रणित संवत १४८९ જૈ. ભં. સૂ. પૃ. ૯.
૪ (૧૦૨) सम्मतिटीका-उत्तराध्ययन टीका सुखबोधा) नेमिचंद्र-प्रणित. सवत १४९१ જૈ. ભં. સૂ. પૃ. ૧૪.
૫ (૧૩૩) अंगविद्या सवत १४.८ જૈ. ભં. સૂ. પૃ. ૧૫.
૬ (૧૪૪) ओघनिर्युक्ति भाष्य संवत १४९१ જૈ. ભં. સૂ. પૃ. ૧૭.
૭ (૧૬૬) भगवतीवृत्ति કર્તા अभयदेव सवत १४८८ જૈ. ભં. સૂ. પૃ. ૧૮.
૮ (૧૯૭) सर्वसिद्धांत विषमपदपर्याय स १४९२ જૈ. ભં. સૂ. પૃ. ૨૩.
૯ (૩૨૭) पंडनिर्युक्तिवृत्ति मलयगिरि प्रणित सं. १२८९ જૈ. ભં. સૂ. પૃ. ૪૧.
૧૦ (૩૪૦) व्यवहारभाष्य (दशाश्रुतस्कन्धनियुक्तिवृत्ति) सवत १९४० જૈ. ભં. સૂચી પૃ. ૪૩.
૧૧ (૧) हरिविक्रमचरित्र કર્તા जयतिलक सं १४१५ જૈ. ભં. સૂ. પૃ. ૫૧.

**શ્રી જિનભદ્રસૂરિએ કરેલો ઉદ્ધાર:**—વિક્રમની પંદરમી સદીમાં ખરતરગચ્છના શ્રી જિન ભદ્રસૂરિ નામના મહાપ્રભાવક આચાર્ય થઇ ગયા. તેમણે પ્રાચીન પુસ્તક ભંડારો તપાસી તેમાંથી તાડપત્રો પર કે ભોજપત્રો પર લખાયલાં પુસ્તકો જીર્ણ થઇ જવાથી તેને ફરીથી ઉતરાવી તે પુસ્તકોનો નાશ થતો અટકાવ્યો; એટલુંજ નહિ પરંતુ તાડપત્રો કે ભોજપત્રો પર લખાવાને બદલે કાગળ પર લખાવાની પદ્ધતિ દાખલ કરી. હજારો નરવીરોએ પોતાની ખરી કમાઇ તેમાં ખરચી. આથી પુસ્તક ભંડારોને પુનરજીવન પ્રાપ્ત થયું. ઉપર જે ઉતારા આપવામાં આવ્યા છે તે સઘળા પંદરમી સદીના અને શ્રી જિનભદ્રસૂરિના સમયના છે, તેમાં સ્પષ્ટ લખ્યું છે કે શ્રી જિનભદ્રસૂરિના ઉપદેશથી.

**તાડપત્રની પ્રતો:**—ખંભાતના જૈન પુસ્તક ભંડારોમાં ઘણા ગ્રંથો તાડપત્રો પર છે. તેમાંના કેટલાક ગ્રંથો કાગળ પર ઉતર્યા છે.[1] પરંતુ

૧. પંદરમાં સૈકામાં "પાટણ અને ખંભાતના ગ્રંથોનું કાગળોપરનું સંસ્કરણ

જુની પ્રતો વધારે પ્રમાણભૂત ગણાય. જેમકે **વસુદેવહિંડી** નામનો વાર્તા સાહિત્યને લગતો મોટો ગ્રંથ પ્રાકૃત ભાષામાં શ્રી સંઘદાસગણિ વાચક અને શ્રી ધર્મસેનગણિ મહત્તરે રચેલો છે. તેનું શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર તરફથી ગુજરાતી ભાષાન્તર શ્રી જૈન ધર્મ પ્રવર્તક શ્રીમત્કાન્તિવિજયજી મહારાજના શિષ્યપ્રશિષ્ય મહારાજ શ્રી ચતુરવિજયજી અને પુણ્યવિજયજીએ કરવા હસ્ત ધર્યું. તેમણે તે ગ્રંથને લગતી જુદી જુદી બાર પ્રતો એકત્ર કરી; અને તેમાં વધુ જુની પ્રત તાડપત્ર પર સંવત ૧૩૮૬ માં લખાયલી હતી તેને વધુ પ્રમાણિક ગણી; અને તે પ્રત ખંભાતના શાન્તિનાથ ભંડારમાંની હતી.[૨]

ભંડારો:—[૩]

**૧ શ્રી નીતિવિજયજીનો જ્ઞાનભંડાર:**—ટેકરી આગળ નાની ધર્મશાળામાં આવેલો છે, જેમાં પ્રતો તથા પુસ્તકો છે.

**૨ શ્રી શાંતિનાથનો જ્ઞાનભંડાર:**—ભોંયરાપાડામાં આવેલો છે, તેમાં તાડપત્રની પત્રો છે. તેનો વહીવટ હીરાભાઇ નગીનદાસ હસ્તક છે, આચાર્ય શ્રી વલ્લભવિજયસૂરિશ્વરે સં. ૧૯૯૪ માં તેનો પુનઃઉદ્ધાર કર્યો એ વેળા વહીવટ અંગે સંઘમાંથી એક વગદાર કમિટી નીમવામાં આવી છે, જે હાલ વહીવટ ચલાવે છે.

**૩ સાગરગચ્છના ઉપાશ્રયનો ભંડારઃ**—સાગોટાપાડે આવેલો છે. કેટલાંક પુસ્તકપાના હતા જે ખપી સાધુઓને તેમજ મુનિશ્રી લાવણ્યવિજયજીને સોંપી દેવામાં આવ્યા હતા. એ ગચ્છની બારસા સૂત્રની સોનેરી સચિત્ર પ્રત જોવા જેવી હોવાથી તેના ટ્રસ્ટીઓ તરફથી જૈન શાળામાં રાખવામાં આવી છે. જેનો ઉપયોગ પર્યુષણમાં થાય છે. આ ઉપાશ્રયના ભંડારમાંથી મુનિશ્રી વિદ્યાવિજયને અકબર બાદશાહે આપેલા છ ફરમાન હાથ આવ્યા હતા. જે ફરમાનો અસલ તથા ભાષાન્તર સાથે

ગુજરાતમાં તપાગચ્છના આચાર્ય દેવસુંદર અને સોમસુંદરસૂરિની મંડળીએ કર્યું, અને રાજપુતાનામાં જેસલમેરનાં શાસ્ત્રોનો સમુદ્ધાર ખરતરગચ્છના અધિપતિ જિનભદ્રસૂરિની મંડળીએ કર્યો હતો.'' (જૈનસાહિત્યનો ઇ. પૃ. ૪૬૦)
સં. ૧૪૭૨ માં ખંભાતના મોઢ જ્ઞાતિના પર્વત નામના શેઠે જૈનોનાં ૧૧ મુખ્ય અંગો-આગમો મોટો ખર્ચ કરી સોમસુંદરસૂરિ દ્વારા લખાવ્યાં હતાં. (જૈન સા. ઇ. પૃ. ૪૬૦)

૨ ચૈત્ય પરિપાટી-પ્રકાશક શ્રી સ્તંભતીર્થ જૈન મંડળ, મુંબઇ. પૃ. ૫૯

૩ 'બુદ્ધિપ્રકાશ' પુ. ૭૮ મું. પૃ. ૨૯

તેઓશ્રીએ સૂરીશ્વર અને સમ્રાટમાં છપાવ્યા છે. જેમાંનું ચંદુ સંઘવીને આપેલું ફરમાન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે.

૪ **શ્રી વિજયનેમિસૂરિ જ્ઞાનભંડારઃ**—વર્તમાન સમયના શાસન-સમ્રાટ પૂજ્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરિના ઉપદેશને પરિણામે ખંભાતના ખારવાડામાં ગગનચુંબી ભવ્ય ઈમારત સરસ્વતીના ધામરૂપ શોભી રહી છે. ચાર મજલામાં સુંદર અને મજબુત કબાટોમાં સુશોભિત પોથી બાંધણુાથી સારી રીતે રક્ષાયલાં હજારો પુસ્તકો સંગ્રહ કરાયલાં છે. ખંભાતમાંના વર્તમાન પુસ્તક ભંડારોમાં તે અજોડ છે; તેની વ્યવસ્થા પૂજ્ય મહારાજશ્રીની આજ્ઞા પ્રમાણે થાય છે. વિક્રમની બારમી, તેરમી, ચૌદમી અને પંદરમી સદીમાં જેમ પુસ્તકો લખાવાનો પ્રબંધ ચાલ્યો હતો, તેમ વીસમી સદીમાં "જ્ઞાનશાલા" સ્થાપી પુસ્તકોના સંરક્ષણ અને સંગ્રહનો સારો પ્રબંધ કર્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ મહાન કામ ગણાય.

૫ **યતિભંડારઃ**—ઝીરાલાપાડામાં તથા બીજા ઉપાશ્રયોમાં છુટા છવાયા સંગ્રહો છે.

**ખંભાતના જૈન ભંડારોની પીટર્સન સાહેબે લીધેલી મુલાકાતઃ—**

પ્રો. પીટર્સન સાહેબે એપ્રીલ ઈ. સ. ૧૮૮૪ માં અને માર્ચ સને ૧૮૮૬ માં ખંભાતના ભંડારોની મુલાકાત લીધી હતી. તેમણે શાંતિનાથનો ભંડાર ખાસ તપાસ્યો હતો. તેમાંથી દરેક ગ્રંથ આદિ અને અંતભાગ સાથે તપાસી તેની નોંધ લીધી છે. નંબર, પુસ્તકનું નામ, રચનાર, નં. લે. દરેક પાનામાં લાઇન, સંવત, અને રિમાર્ક વગેરે ખાના પાડી તમામ પુસ્તકો નોંધી લીધા છે. લગભગ ૧૨૦ પોથી તાડપત્રો ઉપર છે એમ જણાવ્યું છે. કેટલાક ગ્રંથમાં એક પુસ્તક ભેગું બીજું લખી દીધેલું તેમના જોવામાં આવ્યું છે. એમણે તૈયાર કરેલા રિપોર્ટ સને ૧૮૮૭ માં પ્રસિદ્ધ થયા છે. જિજ્ઞાસુ વાચકો પહેલો અને ત્રીજો રિપોર્ટ વાંચશે તો જ્ઞાનભંડારમાં રહેલાં પુસ્તકોની યાદી જણાશે.

પરદેશથી કેટલાક યુરોપી મુસાફરો કે સ્વદેશી પ્રખ્યાત વિદ્વાનો એ ભંડારો જોવાની ઇચ્છાથી આવે છે. કિન્તુ શહેરના કેટલાય એવા જિજ્ઞાસુઓ તે જોવા પામ્યા હશે કે કેમ? તે વાત શંકાસ્પદ છે. એ ભંડાર તરફથી તાડપત્રો પર લખાયેલ પ્રતોની યાદી પ્રગટ થઇ છે.

## ૧૫—જૈન મંદિરોનું સ્થાપત્ય.

ભારતીય સંસ્કૃતિનું હાર્દ ધર્મ છે; અને ધર્મને અંગે સમાજની દરેક પ્રવૃત્તિમાં પરિવર્તન થાય છે.

પ્રતિમાવિધાન—"જૈનધર્મ નિવૃત્તિ-પ્રધાન ધર્મ છે ને એનું પ્રતિબિંબ, એના મૂર્તિવિધાનમાં આદિકાળથી લઈ છેવટ સુધી એકજ રીતે પડેલું મળી આવેછે. ઈ. સ. ના આરંભની કુશાણુ રાજ્યકાળની જે જૈન પ્રતિમાઓ મળી આવેછે તેમાં, અને સેંકડો વર્ષ પછી બનેલ મૂર્તિઓમાં બાહ્ય દ્રષ્ટિએ બહુજ થોડો ભેદ જણાશે. જૈન અર્હંતની કલ્પનામા શ્રી મહાવીર સ્વામીના વખતથી માંડીને શ્રી હીરવિજયસૂરિના કાળ સુધીમાં કોઈ ઉંડો ફેરફાર થયોજ નહિ."[૧] જૈન મૂર્તિવિધાનમાં વિવિધતા-અનેક રૂપતા ન આવી. મંદિરનો અને મૂર્તિઓનો વિસ્તાર ઘણોજ વધ્યો, પણ વિસ્તારની સાથે વૈવિધ્યમાં કે ગંભીરતામાં વધારો ન થયો. પ્રતિમાના લાક્ષણિક અંગો લગભગ બે હજાર વર્ષસુધી એકજ રૂપમાં કાયમ રહ્યા ને જૈન કેવલીની ઉભી કે આસીન મૂર્તિમાં લાંબા કાળના અંતરે પણ વિશેષ રૂપભેદ થવા ન પામ્યો. જૈન મૂર્તિઓ ઘડનારા સદા ઘણા ભાગે હિંદવાસી જ હતા. પ્રાચીન શિલ્પીઓએ પણ જૈન અને બૌદ્ધ પ્રતિમાઓમાં તે ધર્મની ભાવનાઓને અનુસરીને પ્રાણ ફુંક્યો. જૈન તીર્થંકરની મૂર્તિ વિરક્ત, શાંત, ને પ્રસન્ન હોવી જોઇએ. એમાં મનુષ્ય હૃદયના નિરંતર વિગ્રહને માટે-એની અસ્થાયી લાગણીઓ માટે, સ્થાન હોયજ નહિ. જૈન કેવળીને આપણે નિર્ગુણ કહીએ તો પણ ખોટું નહિ. એ નિર્ગુણતાને મૂર્ત શરીર આપતાં સૌમ્ય ને શાંતિની મૂર્તિજ ઉદ્ભવે; પણ એમાં સ્થૂલ આકર્ષણ કે ભાવની પ્રધાનતા ન હોય. એથી જૈન પ્રતિમા એની મુખમુદ્રા ઉપરથી તરતજ ઓળખી શકાય છે. ઉભી મૂર્તિઓના મુખ ઉપર પ્રસન્નભાવ અને હાથ શિથિલ લગભગ ચેતન રહિત સીધા લટકતા હોય છે. નગ્ન અને વસ્ત્રાચ્છાદિત પ્રતિમાઓમાં વિશેષ ફરક હોતો નથી. પ્રાચીન શ્વેતાંબર મૂર્તિઓમાં પ્રાયઃ એક કટિવસ્ત્ર નજરે પડે છે. આસીન પ્રતિમા સાધારણ રીતે

૧ શ્રીયુત નાનાલાલ મગનલાલ મહેતા. આઇ. સી. એસ. ડેપ્યુટી કમિશનરનો "જૈન પ્રતિમા-વિધાન અને ચિત્રકલા" વિષે મનનીય લેખ જુઓ. જૈન સાહિત્ય સંશોધક ખંડ ૩ અંક ૧ પૃ. ૫૮.

ધ્યાનમુદ્રામાં ને વજ્રાસનમાં મળી આવે છે. તેઓના બન્ને હાથ ખોળામાં ઢીલી રીતે ગોઠવાયેલા હોય છે. હસ્તમુદ્રા સિવાય બીજી બધી બાબતો લગભગ બૌદ્ધમૂર્તિઓને મળતી આવે છે. ૨૪ તીર્થંકરોનાં પ્રતિમાવિધાનમાં વ્યક્તિભેદ ન હોવાથી લક્ષણાંતરને લઇનેજ આપણે મૂર્તિઓને જુદા જુદા તીર્થંકરના નામે ઓળખી શકીયે. આસન ઉપર સાધારણ રીતે તીર્થંકરનું લાક્ષણિક ચિન્હ કે લાંછન ચિત્રિત હોય છે. બજારના ચિંતામણીપાર્શ્વનાથ કે માણેકચોકના ભોંયરામાના આદિનાથની પ્રતિમા સન્મુખ તમો જઈ ઉભા રહો તો એ મૂર્તિઓની ઉપર જણાવેલી લાક્ષણિક અસર થયા વિના રહેશે નહિ. ધ્યાનમગ્ન થઈ જવાશે; શોકમોહાદિ ક્ષણભર ભૂલી જવાશે. અને બોજારૂપ જીવન રસિક લાગશે.

**ઘુમટ અને શિખર:**—ખંભાતના જૈન મંદિરોમાં કેટલાક ઘુમટવાળા છે, કેટલાક શિખરબંધી છે અને વધુ પ્રમાણમાં માત્ર અગાસીવાળા છે. દેવળના અંદરના ભાગમાં દેવ હોય છે. દેવની સન્મુખ ઉભા રહી દર્શન-પ્રાર્થના કરવાની હોય છે. એ પ્રાર્થના કરનાર જ્યાં ઉભો રહે છે તે ભાગ ઘુમટવાળો હોય છે. અંદરનો ભાગ જુદો પાડી દીધેલો હોય છે. ઘુમટ ઉપર સૂર્યનો પ્રકાશ પડી તે પરાવર્તન પામી તેનો પ્રકાશ મંદિરમાં પ્રવેશ કરે છે. સૂર્યનાં સીધાં કીરણો પ્રવેશ કરતાં નથી. આથી મંદિરમાં શીતળતા હોય છે. પ્રત્યેક મંદિરમાં આરસનો પત્થર હોય છે; જેથી તે પણ શીતળતામાં વૃદ્ધિ કરે છે; આથી અન્ય મંદિરો કરતાં જૈન મંદિરોમાં શીતળતા વિશેષ હોય છે; દેવ સાનિધ્યમાં દર્શન–પ્રાર્થના કરનાર ઉપર તે શીતળતાની અજબ અસર થાય છે. ધગ ધગતા ઉનાળામાં કે ધગ ધગતા મગજ વખતે એ શીતળતા મુમુક્ષુને દેવમાં તદાકાર બનાવા કારણભૂત નીવડે એ નવાઈ જેવું નથી.

આગળના ભાગમાં થાંભલાવાળો મંડપ હોય છે. થાંભલા ઉપર આડા પત્થરો ગોઠવી અષ્ટ ખુણાવાળો અને પછી ઉપર જતાં ગોળ એવો ઘુમટ હોય છે. થાંભલામાં સાંકળ બાંધેલી ઘંટડીઓ કોતરેલી હોય છે. કેટલેકે સ્થળે વધારે થાંભલા મૂકી ઘુમટ મોટો કરેલો છે; ત્યારે કેટલેક સ્થળે થાંભલા મૂક્યા સિવાય ઘુમટ કરેલો છે, બજારના ચિંતામણિ પાર્શ્વનાથ મંદિરમાંનો દર્શન કરવા ઉભા રહેવાનો મંડપ ભાગ એવી રીતે તૈયાર કર્યો છે કે તે જોતાં પ્રાચીન કારીગરીનું ઉત્તમ ભાન સહેજમાં આવી જશે.



ગોટું દેવાલય—ભાટવાડો.

ભાટવાડામાં આવેલું ખંભાતના સર્વ જૈન દેવાલયોમાં મણિરૂપ શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું જિનાલય છે. તેને પાંચ મોટાં શિખરો છે. બાજુ પર બીજા નાના શિખરો છે. આબુના-દેલવાડાના દેવળોને જે જાતના શિખર છે તેવું શિખર ચોકસીની પોળમાંના શ્રી વિમળનાથના મંદિરનું છે. તે શિખર એવી રીતનું છે કે નાના નાના પત્થરો ગોઠવીને બનાવેલું છે; આવી જાતનુ શિખર ખંભાતમાં એકજ છે.

**ભોંયરાં:**—આબુ કે કુંભારીયાના મંદિરોમાં ભોંયરાં નથી; પરંતુ બજારના ચિંતામણી પાર્શ્વનાથ, માણેકચોકમાં આદીશ્વરનાથ, અને વાઘમાસીની ખડકીમાં આવેલા મંદિરમાં ભોંયરાં છે, એ ભોંયરામાં મોટી પ્રતિમાઓ પધરાવેલી છે, હાલ ચિંતામણી પાર્શ્વનાથ આદિના ભોંયરાંઓમાં ઉતરવા માટે જુદી યોજના કરી સુધારા વધારા કરવામાં આવ્યા છે, પરંતુ તે પહેલાં ભોંયરામાં દર્શન કરવા જવાને એકજ માણસ ઉતરી શકે એવી નાની સીડી રાખેલી હતી; ઉપરથી એક નાની બારી હોય છે; તે એક કબાટ જેવી દેખાય કે જેથી કોઈ અજાણ્યો માણસ એકદમ ભોંયરામાં ઉતરવાનો માર્ગ જાણી શકે નહિ. સત્તરમી સદીમાં થએલા પ્રખ્યાત પરી૦ રાજીયા અને વજીયાએ બંધાવેલા તથા સોની તેજપાળના દહેરામાં (ઉપર જણાવેલા) આવી રચના કરી છે. ખંભાત પર અલ્લાઉદ્દીનના ભાઇ અલપખાને સ્વારી કરી ઘણાં મંદિરોનો નાશ કર્યો હતો તે ભયને લઈનેજ ભોંયરામાં પ્રતિમાજી પધરાવ્યાં હોય એ દેખીતુંજ છે. ખંભાતમાં ભોંયરાવાળાં આ જૈન મંદિરો બેનમુન અને પ્રેક્ષણીય છે.

**માળ:**—જૈન લોકોમાં દેવળ ઉપર માળ ચઢાવવાનો રિવાજ છે. આબુ પર અચળેશ્વરના જૈન મંદિરોને માળ છે. દ્વારકાના જગત્ દેવળને ઉપરાઉપરી આઠ માળ ચઢાવેલા છે; તેમ ભાટવાડામાં આવેલા વિશાળ મંદિરને ત્રણ માળ છે. તે સિવાય બે માળના બે ત્રણ મંદિરો છે.

**ચોમુખજી:**—જેવી રીતે આબુના અચળેશ્વરમાં ચોમુખજી છે. તેવી રીતે ખારવાડામાં શ્રી મહાવીરસ્વામી, ચોળાવાડામાં સુમતિનાથ વગેરે છે.

**ભમતી:**—મુખ્ય નાયક ઉપરાંત અન્ય તીર્થંકરોની પ્રતિમાઓ મુખ્ય નાયકના દહેરાની બાજુપર જુદા જુદા ગોખમાં પધરાવેલી હોય છે. અમદાવાદના શેઠ હઠીસીંગના દહેરામાં, આબુ પર મંત્રીશ્વર વસ્તુ-

પાળ તેજપાળના દહેરામાં કે અચળગઢના દહેરામાં મુખ્ય મંદિરની આસપાસ અથવા બાજુપર આવી હારબંધ તીર્થંકરોની પ્રતિમાઓ છે, તે દરેક ઉપર શિખર હોય છે. તેવીજ રીતે ભાટવાડાના મોટા જીનાલયમાં છેક નીચેના માળે તેવી પ્રતિમાઓ છે. એટલે તેની રચના અન્ય પ્રખ્યાત જૈન મંદિરોથી કોઈ રીતે ઉતરે એમ નથી.

**કારીગરીઃ**—આબુના મંદિર જેવી કારીગરી સઘળે હોતી નથી; પરંતુ સામાન્ય કારીગરી તો સર્વ જૈન મંદિરોમાં હોય છે; આધુનિક મંદિરોમાં સાદાઈ વધારે જોવામાં આવેછે, ખારવાડામાં શ્રી સીમંધરજીન (મહાવિદેહ વિહરમાન) ના મંદિરમાં આરસની છત્રી શિલ્પકળાનો સારો ખ્યાલ આપે છે. મોટા ભાટવાડાના જૈન મંદિરમાં જુદા જુદા રંગના વપરાયલા આરસના પત્થરો તેની સુંદરતામાં અનેક ઘણો વધારો કરે છે. ગીમટીમાં શ્રી મહાવીર પ્રભુના જીનાલયમાં સઘળે કાચ જડી દીધા છે; તે સર્વ મંદિરોમા ભાત પાડે છે. શ્રી સ્તંભન પાર્શ્વનાથના નવીન પ્રાસાદની રચના, કારીગરી અને ચિત્રકામ હરકોઇને મોહ ઉપજાવ્યા વિના રહેશે નહિ. આળીપાડાના શાંતિનાથના મંદિરમાં રંગમંડપનો ભાગ પ્રાચીન કારીગરીનો નમુનો છે.

એકંદરે જોતાં ખંભાતના જૈન મંદિરો કારીગરી, કળા, સુંદરતા, સ્વચ્છતા, સ્થાપત્ય વગેરે બાબતોમાં અન્ય શહેરોના જીનમંદિરો કરતાં કોઇ રીતે ઉતરતાં નથી. હા, એક મંદિરમાં તે સઘળું દૃષ્ટિએ નહિ પડે પરંતુ દરેકમાં કંઇને કંઈ નવીનતા છેજ.

---

## ૧૬—ઉપાશ્રયો અને સંસ્થાઓ.

સત્તરમાં સૈકામાં કેટલા ઉપાશ્રયો હતા તેની ગણતરી તે સમયના કવિ ઋષભદાસ જણાવે છે કે—

> પંચ્યાસી જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ,
> **પિસ્તાલીસ જિહાં પોષધશાલ** કરઇ વખાણ મુનિવાચાલ.
>
> (હીરવિજયસૂરિ રાસ.)

નહિ કોઈને વિષવાદ, પંચ્યાસી જિન પ્રાસાદ
મોટી પોષધશાલ સંખ્યા તેની બેતાલ.—૧૧
(ભરત બાહુબલિ રાસ)

ઉપરના વર્ણન પરથી જણાય છે કે ૮૫ જિન મંદિરો હતાં ૪૨-૪૫ ઉપાશ્રયો (પોષધશાળા) હતા.

[1]વર્તમાન કાળમાં ૧૦ ઉપાશ્રય છે; તેમાં ૯ ખંભાતમાં છે. ૧ આગમગચ્છનો, ૨ પાસ્તર, ૨ દેવસુર, ૧ સાગર, ૧ ખરતર, ૧ આંણસુર, ૧ લોઢી પોષાલ.

૧ ટેકરી આગળ નાની ધર્મશાળા કે જેમાં એક બાજુ જ્ઞાન ભંડાર છે ને બાકીના ભાગમાં સાધુઓ ઉતરે છે.

૨ જૈનશાળા—ટેકરી ઉપર "શ્રી અમર જૈનશાળા" નામે જૈનોનું પ્રસિદ્ધ અને વિશાલ સ્થાન છે; નીચેના ભાગમાં વ્યાખ્યાન વાંચવાની સગવડ છે; જ્યાં ઘણા માણસો બેસી શકે તેવી વિશાળ જગા છે. તે સ્થળે 'ગઢ'ની રચનાઓ થઈ શકે તેવી સગવડ છે. ઉપર માળ છે. ત્યાં મુનિ મહારાજો રહી શકે છે. મોટા આચાર્યોના ફોટાઓથી તેને શણગારવામાં આવી છે.

૩ ગુલાબવિજયનો ઉપાશ્રય—નાગરવાડામાં ગુલાબવિજયના ઉપાશ્રય તરીકે ઓળખાય છે. એક તરફ "શ્રી સ્તંભ તીર્થ જૈન શ્રાવિકા શાળા" નો વિભાગ છે જ્યાં બપોરના બે વાગ્યાથી ચાર વાગ્યા સુધી શ્રાવિકાઓ અભ્યાસ કરે છે. શાળાની બેઠકને સૂરિપુંગવોના ફોટાથી તેમજ પૂર્વાચાર્યોના વચનામૃતોવાળા બોર્ડોથી અલંકૃત કરવામાં આવી છે.

૪ અંચલગચ્છનો ઉપાશ્રય—નાગરવાડામાં અંચલગચ્છના ઉપાશ્રય તરીકે ઓળખાતું બે માળનું મકાન છે. જેમાં નીચેના ભાગમાં વર્દ્ધમાન આયંબિલ તપનું ખાતું પૂર્વે હતું. જ્યારે ઉપર યાત્રાળુને ઉતરવાની સગવડ છે. આયંબિલ તપનુ ખાતુ નાના ચોળાવાડામાં લઈ જવામાં આવ્યું છે.

૫ કન્યાશાળા ઉપાશ્રય—માણેકચોકમાં ગુજરાતી કન્યાશાળા આગળ આવેલો સાધ્વીજીના ઉતારા માટેનો કન્યાશાળા ઉપાશ્રય તેમજ બાજુ ઉપર ગોરજીનો ઉપાશ્રય છે.

૧ આ 'પ્રકરણ ખંભાત ચૈત્યપરિપાટી'ના આધારે લખાયું છે.

૬ **પાયચંદગચ્છનો ઉપાશ્રય**—માણેકચોકથી ઓળપીપળા તરફ જતાં નાની ખડકીમાં પાયચંદગચ્છનો ઉપાશ્રય આવેલો છે.

૭ **માણેકચોક ઉપાશ્રય**—માણેકચોકથી અલીંગ તરફ જતાં જમણા હાથ તરફ એક ઉપાશ્રય છે. ઘણા ગૃહસ્થોની મદદથી તેની સુધારણા ઠીક થઇ છે. એ માટે શ્રી ઋદ્ધિસૂરિજીનો ઉપદેશ ખાસ હતો.

૮ **ધર્મશાળા**—ઓળપીપળા આગળની સંઘની ધર્મશાળા છે કે જે મૃતપ્રાયઃ દશામાં છે. નજીકમાં પાયચંદગચ્છના સાધુનો ઉપાશ્રય છે વળી ખુણામાં પણ નાનો ઉપાશ્રય છે.

૯ જીરાળાપાડામાં નવી શ્રી નેમિસૂરિની પ્રેરણાથી બંધાયલી પાઠશાળા છે કે જેમાં ઉપરના બે માળે સાધુઓને ઉતરવાની સગવડ છે. પ્રથમ આ સ્થાને દહેરાં હતાં, જે મોટા દહેરામાં ભેળવી દેવામાં આવ્યાં છે, આમાં એક ભોંયરૂં છે જેની કારીગીરી ખાસ જોવા જેવી છે. પવાસનને કમાનો તેમજ ગોખલા વગેરે કારીગીરી જોઇ ભૂતકાળની આપણી કીર્તિસ્મૃતિ તાજી થાય છે.

૧૦ **ઓશવાલની વાડી**—દાદા સાહેબની ખડકીમાં ઓશવાલ જ્ઞાતિની વાડી છે.

૧૧ **શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળા**—બજારના શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જિનાલયની પાસે આ ધર્મશાળા આવેલી છે. વચ્ચેના ભાગમાં ખુલ્લો ચોક છે અને આજુ બાજુ સરાઓ છે; ત્યાં ભાષણો, વ્યાખ્યાનો વગેરે કરવાની સારી સગવડ છે; જેથી જૈનેતરો પણ તેનો ઉપયોગ કરી શકે છે. ઉપરના મજલે આચાર્ય મહારાજો ઉતરે છે તથા નીચેયાત્રાળુ મુસાફરો ઉતરે છે. ત્યાં વાસણ ગોદડાં વગેરેની સર્વ પ્રકારની સગવડ છે. ત્યાં એક પુસ્તકાલય છે.

સ્વ. શેઠ અંબાલાલ પાનાચંદે સામાન્ય દશામાંથી સ્વબળે આગળ વધી મુંબઇમાં લક્ષ્મી પ્રાપ્ત કરી હતી. આ શેઠે પોતાની સદ્લક્ષ્મીનો ઉપયોગ આ ધર્મશાળામાં કરી પોતાની કીર્તિ અમર કરી છે; તેની વ્યવસ્થા તેમના ભાઇ શેઠ દીપચંદ પાનાચંદ કરે છે. તેઓ સુકીર્તિમાન, ધર્મજ્ઞ અને ગુણાનુરાગી છે.

૧૨ **સાગરગચ્છનો ઉપાશ્રય**—આગોટાપાડામાંની શ્રીમાળી જ્ઞાતિની વાડી (સાગરનો ઉપાશ્રય) નું વિશાળ મકાન છે.

૧૩ **પોરવાડ જ્ઞાતિની ધર્મશાળા**—આલીપાડે પોરવાડ જ્ઞાતિની ધર્મશાળા છે.

૧૪ **સ્થાનકવાસીનો ઉપાશ્રય**—સંઘવીની પોળમાં વિશાળ ઉપાશ્રય આવેલો છે; ત્યાં પર્યુષણના દિવસોમાં વ્યાખ્યાન થાય છે. વળી તેમનો એક ઉપાશ્રય માંડવીની પોળે છે. તેમાં સાધ્વીઓ રહે છે.

૧ **જૈનશાળા કમિટી**—એની સ્થાપના સ્વ. શેઠ અમરચંદ પ્રેમચંદની ઉદાર ભાવનાથી થઈ છે. અને તે 'શ્રી અમર જૈનશાળા' નામે ઓળખાય છે. પાછળથી તેમના પુત્રો પોપટભાઈ અમરચંદ તથા કસ્તુરભાઈ અમરચંદે ધનનો વરસાદ વરસાવી તેને નવપલ્લવિત બનાવી. શેઠ પોપટભાઈએ તેની વ્યવસ્થા માટે કમિટિની યોજના કરી ટ્રસ્ટડીડ કર્યું. આ સંસ્થા હસ્તક દેરાસરોની તેમજ જુદા જુદા પર્વો નિમિત્તે મૂકાયેલી થાપણોની મોટી રકમ છે. એ સિવાય પર્યુષણાદિ પ્રસંગે થતી ઉપજ પણ ત્યાં જમા થતી. ત્યાં શાંતિ સ્નાત્ર આદિ ઉત્સવોમાં ખપ આવે તેવાં સાધનો રહે છે. તેમજ પૂજામાં ઉપયોગી થઈ પડે તેવા સુખડ, કેશર, વરખ, અંબર વગેરે ચીજો ત્યાં રખાય છે અને તે ત્યાં વેચાતી મળે છે.

૨ **જૈન કન્યાશાળા**—ધોબી ચકલે આ કન્યાશાળા આવેલી છે. જૈન કોમની કન્યાઓ માટે તે ખાસ છે. તેને સરકાર તરફથી ગ્રાન્ટ મળે છે.

૩ **જૈન શ્રાવિકાશાળા**—ગુલાબવિજયજીના ઉપાશ્રયમાં આ અતિ ઉપયોગી સંસ્થા પોતાનું કાર્ય કરે છે.

**પાંજરાપોળ:**

સત્તરમા સૈકાનો એક પરદેશી મુસાફર પોતાના પ્રવાસ ગ્રંથમાં ખંભાત વિષે લખે છે કે-"શહેરમાં તેઓ લંગડા કુતરાઓ, બિલાડાઓ અને પક્ષીઓ રાખવાને હોસ્પિતાલો રાખે છે. તેઓ કીડીઓને માંસ (દાણા) પુરૂં પાડે છે."[1]

જૈન એટલે દયાધર્મનું સ્વરૂપ. તેમના અણુઅણુમાં દયા વ્યાપેલી હોય છે, પશુપક્ષીઓ અને જળચર જીવો માટે તેઓ તનમન અને

---

[1] "ગુજરાતી" નો દશેરાનો અંક ઈ. સ. ૧૯૨૮ યુરોપી મુસાફરો એ નામનો લેખ જુઓ.

ધનથી બનતું કરે છે. દયાધર્મને માટે આર્યાવર્ત પ્રખ્યાત છે, અકબર જેવા મહાન મોગલ બાદશાહને જ્યારે શ્રી હીરવિજયસૂરિએ તથા શ્રી વિજયસેનસૂરિએ તથા શ્રી જીનચંદ્રસૂરિએ પ્રબોધ્યા ત્યારે તેમની પ્રસન્નતાએ એજ માગ્યું કે એક વર્ષસુધી ખંભાતના દરીઆમાં માછલી પકડાવવી નહિ.

"ખંભાયત બંદિર તણી, સાગર મછલી છોરી રે,
એક સાલિ લીલા કરઉ, કહિજ્યો કરઈ ચોરી રે."
(જૈ. ઐ: ગૂ. કા. સં. પૃ. ૧૩૦.)

વર્તમાન યુગમાં સં. ૧૯૯૩ ના પોષમાં આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ ખંભાતમાં પધાર્યા ત્યારે એક દિવસ ખંભાતનુ કસાઈખાનું ખંભાતના સંઘ તરફથી બંધ રખાવવામાં આવ્યું હતું.

ખંભાતમાં ઘણા કાળથી પાંજરાપોળો ચાલતી આવે છે. સંવત ૧૯૪૪ પહેલાં તે સમયના નગરશેઠ માણેકચંદ લક્ષ્મીચંદ તેનો વહીવટ કરતા. તેઓ વૃદ્ધત્વ પામવાથી તેનો વહીવટ શેઠ મગનલાલ દુર્લભદાસને સોંપ્યો. તેમના ગુજરી ગયા બાદ તેમના પુત્ર શેઠ દ્વારકાદાસ મગનલાલ ચલાવે છે. તેમણે પણ હવે તેનો વહીવટ કેટલાક જૈનોની એક કમીટી નીમી તે દ્વારા કરવા માંડ્યો છે.

પાંજરાપોળની મિલ્કત સં. ૧૯૯૪ માં રૂા. ૩૩૭૮) ખંભાતી રોકડા અને રૂા. ૭૮૦૦) સ્થાવર મિલ્કત હતી. ખોડાં ઢોરને માટે એક વિશાળ મકાન બંધાવવાની જરૂર જણાયાથી બોળપીપળા આગળ સં. ૧૯૪૫ માં દેશપરદેશના ગૃહસ્થોની મદદથી રૂા. ૫૭૦૬ ખરચીને એક મકાન બાંધવામાં આવ્યું હતું. દિવસે દિવસે ઢોરોની સંખ્યામાં વધારો થતો જવાથી બીજા મકાનની જરૂર પડી. એટલે સં. ૧૯૪૯ ની સાલમાં ગુર્જરવાડા આગળ પાંજરાપોળનો અસલ અહીં જુનો વંડો હતો ત્યાં વિશાળ પાંજરાપોળ બંધાવી. તે નવા મહાજનને નામે ઓળખાય છે.

પાંજરાપોળના નિભાવ માટે કેટલીક જૈન કોમોમાં ચોરી દીઠ લાગો લેવામાં આવે છે. વળી કેટલીક જ્ઞાતિમાંથી સ્ત્રી વિધવા થાય તે વખતે તેની સઘળી ચુડીઓ ભાંગી ન નાખતાં એક ચુડીની ધાર ખંડીત કરી બાકીની પાંજરાપોળમાં મોકલવાની ગોઠવણ કરી છે અહીં આવેલી ચુડીઓને વેચી નાખી તેના દ્રવ્યથી ખોડાં ઢોરનો નિભાવ કરવામાં ઉપયોગ કરે છે. આવી ઉત્પન્ન થતી રકમ સં. ૧૯૭૮ ની

સાલમાં રૂા. ૪૪૫) ની થઇ હતી, તે સિવાય ' રાહદારી 'ના વેપારીઓ, સાડીના વેપારીઓ, જીનીંગ ફેક્ટરીઓ વગેરે તરફથી પાંજરાપોળ માટે રકમ લેવાય છે.

પાંજરાપોળ તરફથી માછલાની જાળો છોડાવાય છે.

આ સ્ટેટમાં ગૌવધ નહિ કરવા બાબતનો હુકમ ડબ્લ્યુ. પી. કેનેડી સાહેબે સને ૧૮૯૧ ના જુલાઇ માસની ૧૬ મી તારીખે કર્યો છે. જેથી આ રાજ્યમાં તે થતો નથી.

**જીવાતખાનું:**

ગવારા દરવાજા બહાર મોચીવાડે નાનકૂળીયામાં જતાં ડાબા હાથ તરફ જીવાતખાનું આવે છે. અહીં બે મોટા ઊંડા તળીયાવાળા ઓરડા છે. તેની બાજુમાં જીવાત ઉઘરાવી લાવનાર માણસને રહેવાની ઓરડી છે. એક નોકર મહોલ્લે મહોલ્લે ફરીને-ખાસ કરીને જૈનોના લત્તામાંથી કિડાં, ઇયળો, જીવડાં વગેરે જીવાત અથવા તેવું અનાજ ઉઘરાવી લાવે છે અને તે ઓરડામાં નાખે છે. વર્ષે વર્ષે ઓરડા બદલે છે. જુનો ઓરડો દસબાર વર્ષ બંધ રાખ્યા પછી તેમાંનો કચરો ખાતર તરીકે વેચી નાખવામાં આવે છે.

અહીં એક સ્થાન પર નાની દહેરી છે. તેમાં એક આચાર્યના પગલાં છે. તે તદ્દન જીર્ણ અવસ્થામાં છે. આ ઉપરથી એમ જણાય છે કે આ સ્થળ ઘણું જુનું હોવું જોઇએ.

**પરબડીઓ:**

જેવી રીતે પશુઓ માટે પાંજરાપોળ છે; જંતુઓ માટે જીવાતખાનું છે તેમ ઉડતાં પંખીઓના પોષણ માટે પરબડીઓ છે. સામાન્ય રીતે ગુજરાતના દરેક ગામેગામ હોય છે તેવી રીતે અહીં પણ છે; મોટે ભાગે ખંભાતના દરેક મહોલ્લે મહોલ્લે પરબડીઓ છે. જૈનો કેટલીક ખાસ પરબડીઓ તરફ ધ્યાન આપે છે.

## ૧૭—સંઘ અને સંઘયાત્રા.

થંભતીરથ વર ઠામ, મંગલ ગુણિ અભિરામ,
**ચતુર્વિધ સંઘ સોહાવઇ,** ઉચ્છવસ્યઉં મન ભાવઇ.
(ઐ. રા. સં. ભા. ૧ પૃ. ૩૧)

ખંભાતનો જૈન સંઘ ઘણો વિશાળ, વિવેકી, સંપત્તિવાન, ધર્મપરાયણ, દયાળુ અને સંપીલો હતો. આચાર્યોને ભક્તિભાવ પૂર્વક નિમંત્રણ કરવા, પ્રવેશોત્સવ કરવો અને તેઓશ્રીના વ્યાખ્યાન શ્રવણ કરી તેમના ઉપદેશાનુસાર વર્તન કરવું એ તેનું મુખ્ય કર્તવ્ય ગણાતું. ભૂતકાળના ઇતિહાસ પર દૃષ્ટિ નાખતાં ઉપરની વિગતોના ઘણા ઉલ્લેખો મળી આવે છે.

જ્યારે સલખણપુરનો કોચરશાહ ખંભાત આવ્યો ત્યારે ચૌદશનો દિવસ હતો. સઘળો સંઘ સુમતિસાધુનું વ્યાખ્યાન શ્રવણ કરતો હતો. આ સઘળા સંઘને જોઇને કોચશાહને મનમાં અત્યંત આનંદ પ્રાપ્ત થયો.

"ખંભાયતિનઉ દેષી **સંઘ** કોચર મનમાં વાધ્યો રંગ"

સઘળા સંઘે કોચરશાહને પોતાનો મહેમાન ગણીને તથા સ્વધર્મી જાણીને "સાધર્મિક માટઇ સનમાનિ, આગલિ બઇસાર્યા બહુમાની" તેને બહુ આદરપૂર્વક અગ્રસ્થાને બેઠક આપી. આ શું દેખાડે છે? કેટલો બધો વિવેક! એક અજાણ્યા માણસને આદરપૂર્વક ધનપતિઓ ધનના ગર્વરહિત થઈ આગળ બેસાડે એ વિવેકની શ્રેષ્ઠતા છે.

લોકો પણ સંઘનું બહુ સારૂં માન સાચવતા. ઉદાહરણ તરીકે **સોમસી** મંત્રી અને તેની પત્ની ઇંદ્રાણી ઉત્સવ કરે છે; અને **રાયમલ્લને** શ્રી સમરચંદ્ર પાસે દીક્ષા લેવરાવે છે તે વખતે **સોમસી** મંત્રી સઘળા સંઘને મેળવે છે,

"અનઘ સંઘ મેલવી સનની વારતા,
સંભલાવઈ હરિષઇ ઘણું એ:
અંજલિ સરિઇં ચડાવિ વિનયસહિત ઘણઉં,
વલતઉ ઉતર ઇમ ભણઈ એ;
જે તુમ્હે કહેયઉ પ્રમાણ તે સહુ નિશ્ચલ,
તુમ્હ સિષ એ અતિ ગુણ ભર્યઉ એ."
(ઐ. રા. સં. ભા. ૧ પૃ. ૩૪.)

સોમસી મંત્રી કેટલો વિવેક કર્યા પછી પોતાનું કાર્ય આરંભે છે? સંઘની પ્રતિષ્ઠા ઉપર કેટલી પ્રીતિ દેખાય છે?

સત્તરમા સૈકામા મોગલ સમ્રાટ અકબર સૂરીશ્વર શ્રી હીરવિજયસૂરિને પોતાની પાસે આગ્રે નિમંત્રણ કરે છે; તે ફરમાન લઇ અમદાવાદનો સંઘ ગાંધારમાં રહેલા સૂરીજીને બતાવા જાય છે. આ સમયે ખંભાતના સંઘને પોતાની સાથે લઇ જાય છે. તે વખતના ખંભાતના સંઘના આગેવાનો સંઘવી ઉદયકરણ, પારેખ વજીઆ, પારેખ રાજીયા, રાજા શ્રીમલ્લ વગેરે તેમની સાથે જઈ મહારાજશ્રીને વંદન કરે છે; સૂરિજી તેમના આગમનથી અત્યંત હર્ષ પામ્યા, પછી સમ્રાટ અકબર પાસે જવાની મંત્રણા કરે છે. કહો; સંઘની કેટલી પ્રતિષ્ઠા! સંઘનો કેટલો ભક્તિભાવ!

પંદરમાં, સોળમાં સૈકામાં અનેક ધર્મવીરોએ હજારો રૂપીઆ ખરચી જુદા જુદા જિનદેવોની પ્રતિમાઓ કરાવી છે. જ્યારે ઘણી વ્યક્તિઓ આવાં ધર્મ કાર્ય કરે ત્યારે સમસ્ત સંઘ પણ પોતાનું આવું ધર્મ કાર્ય કરતાં ચુકતો નથી. સંવત ૧૬૩૨ ના વૈશાખ શુદિ ૧૩ ને શુક્રે ખંભાતના સંઘે શ્રી પંચાસરા પાર્શ્વનાથનું બિંબ કરાવ્યું છે, અને શ્રી વિજયસેનસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી છે.[૧]

જેમ વર્તમાન કાળમાં કેટલાંક જિનાલયોની વ્યવસ્થા જૈનશાળા મારફત થાય છે; તેવી રીતે તે સમયે જિનાલયોની વ્યવસ્થા સંઘદ્વારા થતી હતી. તેના નિભાવ માટે જૈન વ્યાપારીઓ આવતાં માલ ઉપર વેરો નાખતા. અને તે દ્રવ્યમાંથી જૈન મંદિરોની વ્યવસ્થા કરવામાં આવતી હતી.[૨]

કોઈ સાધુ કે આચાર્ય સ્વર્ગવાસી થાય તો તે પ્રસંગે સઘળો સંઘ સારો સંપ દેખાડી તે પ્રસંગ સારી રીતે ઉજવતો હતો; તેમ કોઈ સૂરિને આચાર્ય પદ આપવામાં આવતું તે પ્રસંગે પણ સંઘ સારી મદદ કરતો. જેમકે વિજયદેવસૂરિને ગચ્છનાયક પદ આપ્યું ત્યારે—

"ખંભનયર ઉચ્છવ ઘણાં શ્રી વિજયસેન ભલું કીધું રે"
સંઘ સહિત શ્રી વિજયદેવનઈ, ગચ્છનાયક પદ દીધું રે-૧૨
ઐ. સ. મા. ભા. ૧ લો પૃ. ૭૨

૧ જૈ. ધા. પ્ર. લે. સં. ભા. ૨ જો લેખાંક ૫૬૨.
૨ જુઓ શિલાલેખ સં. ૧૬૫૨ નો (પરિશિષ્ટમાં)

શ્રી વિજયાણંદસૂરિના કાળધર્મ પ્રસંગે—

**ધન ધન સંઘ ખંભાતિનો,** કીધું ઉત્તમ કામ રે,
બહુ વિધ ધન જેણઈ વાવરી, રાખ્યું ત્રિભુવન નામરે-૪૦
એ. સ. મા. ભા. ૧ લો પૃ. ૯૩

શ્રી વિજયસેનસૂરિના નિર્વાણ પ્રસંગે—

મહંમુદી સઘલી મીલી આઠ હજાર પ્રમાણ.
પરચી ખંભાયત તણઈ, સંઘઇ જાણ સુજાણરે-૪૮
એ. સ. મા. ભા. ૧ લો પૃ. ૩૯

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ખંભાતનો સંઘ ઘણો વિવેકી હતો તેનાં ઘણાંજ પ્રમાણો મળે છે. સંઘની ખુબ પ્રશંસા કરેલી વાંચવામાં આવે છે.

**સંઘ વિવેકી પંભાતિનો,** અણસણ જાણી ઉદાર રે,
શ્રી પુન્યનઈ હીતદાયકો પૃણ્યપઈનો ભરઇ સારરે-૧૪
એ. સ. મા. ભા. ૧ લો પૃ. ૯૪

**સંઘ યાત્રા.**

વર્તમાનકાળમાં યાત્રા કરવાને જેવાં સાધનો છે તેવા સાધનો પહેલાં ન હતાં, ગાડાં, રથ ઇત્યાદિથી તથા પગ રસ્તે ચાલીને યાત્રા કરવામાં આવતી હતી, રસ્તામાં ચોરચખારનો ભય ઘણો રહેતો; જેથી સારા સંઘાત વિના યાત્રાએ જવું એ ઘણુંજ જોખમ ભરેલું હતું. ગરીબ માણસોને યાત્રાએ જવું તેતો ઘણુંજ દુર્લભ હતું. આવાં કારણને લીધે ધનાઢ્ય પુરૂષો પોતાની લક્ષ્મીનો ઉપયોગ મોટા મોટા સંઘો કાઢવામાં કરતા હતા; હજારો વાહનો તૈયાર કરાવતા; સાધુઓ, સાધ્વીઓ, તેમાં સાથે રહેતા. થોડે થોડે અંતરે સંઘ વિસામો કરતો. ત્યાં સાધુઓ સદુપદેશ આપતા. રાતી જગા તથા આનંદ ઉત્સવ અને વિવિધ જમણવાર થતાં. અત્યંત ભક્તિભાવ પૂર્વક જાત્રા કરવામાં આવતી હતી.

જે ગૃહસ્થ દ્રવ્ય ખરચી સંઘ કાઢતો તે સંઘવી કહેવાતો. ખંભાતમાં ઘણા પ્રખ્યાત સંઘવીઓ થઇ ગયા છે. સંઘવી ઉદયકરણ પારેખ રાજીયા વજીયા, સોની તેજપાલ, શ્રીમલ્લ, સંઘવી ઋષભદાસ, વગેરે સંઘવીઓનાં નામ ઘણાં પ્રખ્યાત છે. અને એવાજ કોઇ સંઘવીના નામ ઉપરથી આજે પણ " **સંઘવીની પોળ** " નામા એક મહોલ્લો મોજુદ છે.

સામાન્ય રીતે સાધુ પુરુષોને વિહાર કરવાનો માર્ગ આ પ્રમાણે હતો: ખંભાતથી કંસારી જતા. ત્યાંથી નાર જતા, અને ત્યાંથી સોજીત્રા થઇ અમદાવાદ જતા. ઇ. સ. ૧૬૩૮ માં આવેલો મુસાફર મેન્ડેલ્સ્લો[૧] અમદાવાદથી પ્રથમ સોજીત્રે બે દિવસે આવ્યો હતો, અને ત્યાંથી ખંભાત આવ્યો હતો. વિ. સં. ૧૬૩૫ ના અરસામાં અકબરશાહને જિનદર્શનનું તત્ત્વ જાણવાની ઇચ્છા થતાં તેણે તે વખતના પ્રભાવશાળી જૈનાચાર્ય શ્રી જિનચંદ્રસૂરિ અને તેમના શિષ્ય બિકાનેર રાજ્યના કર્મચંદ્ર મંત્રી જે એ વખતે ખંભાતમાં હતા તેમને બોલાવાને ફરમાન મોકલ્યું. તે ફરમાન તેમને ખંભાતમાં મળ્યું; એટલે તેઓ ખંભાતથી અમદાવાદ ગયા અને ત્યાંથી સીરોહી, મગસીન, મેડતા, નાગપુર પછી વિક્રમપુર (બીકાનેર), ત્યાંથી મરૂમંડલમાં, રાણુપુર અને ત્યાંથી લાહોર પહોંચ્યા.[૨] વિ. સં. ૧૬૩૫ ના ફાગણ શુદ ૧૨. ત્યાં ગયા પછી બાદશાહે કેટલીક બાબતો પૂછી. તેના સારા ઉત્તરો આપવાથી બાદશાહ ખુશ થયો; અને તેમની ઇચ્છા અનુસાર "અમારી" પળાવવાનાં ફરમાનો આપ્યાં. અને તેમાં એક ફરમાન એ પણ હતું કે ખંભાત દરીઆમાં એક વર્ષ માછલી પકડવી નહિ.[૩] અમદાવાદથી ખંભાતનો રસ્તો ઉપર જણાવ્યો છે તે માટે જુઓ વિજયસેનસૂરિ ખંભાત આવે છે તે[૪] પ્રસંગ.

રાજનગરથી પૂજ્ય પધારિયા, અનુક્રમિ સોજિત્રઇપુરિ આવીયા
દેવતણી ગતિ કોન સકઇ કળી, ભવિતવ્યતા જે તે કિણિ નવિટળી.
× × × ×
સહૂ પરિવારિ બહુત યત્ન કીયા, નારિ નગરમાં ગુરૂ પધારીયા.

---

ખંભાતના નગરશેઠનો માનવંતો હોદ્દો જૈન કોમના ભાગ્યમાં સરજાયલો છે. ખંભાતની તમામ પ્રજાના લાભાલાભ માટે તેઓ ના૦ નવાબ સાહેબ સાથે પ્રજાના પ્રતિનિધિ તરીકે વિચાર ચલાવી શકે છે. રાજ્ય તરફથી તેમનો માન મરતબો સારો સાચવવામાં આવે છે.

ઇ. સ. ૧૮૭૫ ના અરસામાં મર્હુમ નવાબ સાહેબ હુસેનયાવરખાન (૧ લા) સાહેબ બહાદુરના સમયમાં નગરશેઠ તરીકે શ્રી.

૧ જુઓ "મેન્ડેલ્સ્લોની મુસાફરી."
૨ જુઓ 'કર્મચંદ્ર મંત્રી રાસ.' પૃ. ૧૨૬-૨૭.
૩ જૈન ઐ. ગૂ. કા. સં. પૃ ૧૩૦.
૪ એજ પૃ. ૧૬૧.

માણેકચંદ લક્ષ્મીચંદ હતા. તે સમયે હાલના જેવી કાયદેસરની બંધારણવાળી કોરટો ન હતી. ત્યારે દિવાની કામની અદાલતમાં ભારે ગુંચવાયલા મુકરદમાના ફેંસલા કરવા માટે એક પંચ નીમવામાં આવતું હતું. તે પંચના અગ્રેસરોમાં નગર શેઠ અગ્રપદ ભોગવતા અને તેઓ ફેંસલા આપતા. વળી તે પ્રાથમિક શાળાઓની કમિટીના મેમ્બર હતા.

શહેરના પ્રસિદ્ધ સ્થળ માણેકચોક આગળ નગરશેઠનું તથા તેમના કુટુંબનાં ઘર આવેલાં છે. અને ત્યાંથી થોડે દૂર પશુઓનું મહાજન આવેલું છે. તેમાં ખોડાં ઢોર રાખવામાં આવતાં હતાં હાલ તે સ્થળ બદલીને મીઠા પાટના પરામાં લાવવામાં આવ્યું છે જે નવા મહાજનને નામે પ્રખ્યાત છે. આ પાંજરાપોળની દેખરેખ રાખવાનું કામ શેઠ માણેકચંદ કરતા હતા. તેઓએ ઘણા વર્ષ કામ કર્યાં પછી શ્રીમાળી મેશ્રીવાણીયા શેઠ મગનલાલ દુર્લભદાસને સોંપવામાં આવ્યું હતું.

શેઠ માણેકચંદ ઘણા સારા પ્રતિષ્ઠિત, માન મરતબાવાળા, ધર્મ-પ્રેમી અને સારા વેપારી હતા તેમના સ્વર્ગવાસ પછી શેઠ વેણીભાઈ દીપચંદ એ હોદ્દો ભોગવતા હતા. અને તેમના સ્વર્ગવાસ પછી શેઠ ચંદુલાલ બાપુલાલ એ પદને શોભાવે છે.



## ૧૮—મહોત્સવો.

### આચાર્યશ્રીને નિમંત્રણ.

( ૧ )

શ્રી વિજયદેવસૂરિ પર ખંભાતના સંઘ તરફથી લખેલો કાગળ ( વિનંતિ પત્ર. )

સ્વસ્તિ શ્રી પ્રણમું સદા રે પાસ, જિણેસર પાય,
લેખ લિખું ગુરૂરાયનિં પામી તુમ્હ પસાય
સુગુરૂજી પધારો રે—૧
ષંભનયરનો આજ સોભાગ વધારો રે વિનતી એ મહારાજ,
કે મનિ અવધારો રે—સુ૦
ષંભનયરથી વીનવઈ રે સંઘ ધરી અનિરંગ;
ષેમકુશલ વર્ત્તઈ ઇહાં તુમ નામઈ ઉછરંગ—સુ૦ ૨.

ઇહાં વધાણુ પ્રભાવના રે નંદિમહોત્સવ સાર,
ઉપધાનાદિક તપ હોઈ બાર વ્રત ઉચ્ચાર—સુ૦ ૩
સત્તર ભેદ જિન મંદિરઇં રે પૂજા સબલ મંડાણ,
ભાવઇ પાવન ભાવના શ્રાવક સવ વિધિ જાણુ—સુ૦ ૪
પરવ પજૂસણ પણિ હવાં રે વિવિધ મહોત્સવ ધામ,
સાહમી ભગતિ પ્રભાવના પ્રમુખ હવાં હવાં શુભ કામ—સુ૦ ૫
ચતુર ચતુરવિધ સંઘની રે, નતિ અવધારો નિત્ત;
શ્રી આચારજ પ્રમુખનિ કહિયો કોમલ ચિત્ત—સુ૦ ૬
ઉત્કંઠા અમ્હનિં ઘણી રે દેષણ તુમ દીદાર;
વેગિ પૂજ પાઉધારીઇં કરવા અમ્હ ઉપગાર—સુ૦ ૭

॥ ઢાલ ॥

( રાગ કેદારો. )

દેસ વિદેસિ ઇણી પરિં રે કીધ વિહાર અનેક,
દેઇ ઉપદેસ અબૂઝનિ રે કીધા સબલ વિવેક સુગુરૂજી,
વેગિ પધારો આંહિ થંભતીરથ પુરમાહિં—સુગુરૂજી. ૮
હવઈ અમ્હનિં વંદાવવા રે મ કરો પૂજ્ય વિલંબ,
જલધરનિં મનિ વરસતાં જી સરિષા અંબ કદંબ—સુ૦ ૯
રાજનગરિ કિમ રાચીઇ રે જિહાં દુષ્કર વિવહાર,
મુનિવર અલગી ગોચરી રે કાદમ કીટ અપાર—સુ૦ ૧૦
તેરગુણો ત્રંભાવતી રે ષેત્રતણા છઇ જેહ,
તેણઇ કારણિ ઇહાં આવવું રે ચોમાસાઇ ધરિ નેહ—સુ૦ ૧૧
જિન મંદિર જિહાં ઢૂંકડાં રે, પરિસર ભૂમિ પવિત્ર,
અતિ અલગી નહીં ગોચરી રે ભગત લોક મુનિ મિત્ર—સુ૦ ૧૨
શ્રી સુખસાગર પાસજી રે જિહાં કંસારી પાસ;
જગતારણ જીરાઉલો રે ચિંતામણિ સુખવાસ—સુ૦ ૧૩
ઇત્યાદિક તીરથ ઘણાં રે શુભ હીર જેસિંગ,
મંદિર આનિં ઉપાસરા રે સુર ઘર જિમ અતિગ્રંગ—સુ૦ ૧૪
તે કિમ મનથી મુકીઇ રે થંભતીર્થ ગુણ થાટ,
જિહાં ગુરૂ હીર પટોધરઇ જી દીધો તુમ્હનિં પાટ—સુ૦ ૧૫
ઇહાં હોસઇ બહુ લોકનિં રે બોધિબીજ આરોપ,
તુમ્હ આવઈ અરિહંતનઇં રે સાસન ચઢસઇ ઓપ—સુ૦ ૧૬

પિસુન ઘૂ ઘૂ ઘૂ કરી રે કલહ ઉપાયો કોપ,
તે તુહ્મ દિનકર ઊગતાં રે ક્યાંહિં થાસઇ અલોપ—સુ૦ ૧૭
મીણતણી પરિકારિમા રે અવરતણા આટોપ,
તુહ્મ પ્રતાપ રવિતાપથી રે ગલતો લહસઇ લોપ—સુ૦ ૧૮
લાભ ગણા તુહ્મનિં હસઇ જી વિવહારી વડચિત્ત,
સાતઇં ષેત્રઇં વાવરી જી સફલ કરેસંઈ વિત્ત.—સુ૦ ૧૯

॥ ઢાલ ॥

( રાગ ધન્યાસી. )

ઘણું ઘણું લિખિઈ કસ્યું તુહ્મે સહજઇ સઘળું જાણો રે,
ષંભનયરના સંઘની એ વીનતી કરો પ્રમાણ રે—૨૦
જય જેસિંગ પટોધરૂ શ્રી વિજયદેવસૂરિ રાયરે,
સુરનર રાણા રાજીઆ જસ પ્રેમઈ પ્રણમઈ પાય રે—જય૦ ૨૧
ઇણિ કલિ તુહ્મ સમો કો નહિ તે તો જગ સહૂ જાણઇં રે,
કર્મઈ નડીઆ બાપડા પણિ મતિઆ નિજમત તાણઈ રે—જય૦ ૨૨
નિસદિન સૂતાં જાગતાં અહ્મ ચરણ તુહ્મારા ત્રાણ રે,
ખિણ ખિણ તુહ્મ ગુણ ગાઇઇં તુહ્મ નામઇ કોતુ કલ્યાણ રે—જય૦ ૨૩
વલતા સુખ સંયમતણા પૂજ મોકલ્યો અહ્મ લેખજી,
સેવકનિં સંભારયો જિમ હોઈ હર્ષ વિશેષ રે—જય૦ ૨૪
સંવત સત્તર પંચોત્તરે એતો ધનતેરસ સુવિશેષરે,
કીર્તિવિજય વાચક શિષ્યે લિખિયો "વિનયે" લેખ રે—જય૦ ૨૫

( ૨ )

આવોજ એક વિનંતિ પત્ર શ્રી હીરવિજયસૂરિના પટ્ટધર શ્રી વિજયસેનસૂરિ માટે છે. જેમાં ખંભાતનું તે સમયનું વર્ણન કરેલું છે.

પરમ પટોધર હીરનાજી, વીનતડી અવધાર,
નયરી ત્રંબાવતી ઇહાં, અછઇજી અમરાપુર અનુકાર.
જેસંગજી આવો આણુંઇ દેશ—૧
પગિ પગિ નયરનિવેસ જેસિંગજી વલભ તુમ્હ ઉપદેશ સુગુરુજી,
હોસઈ લાભ અસેસ—જે૦ ૨
પોઢાં મંદિર માલિઆંજી, ઉંચા પોલિ પગાર,
વણિજ કરઈ વ્યાપારજી, જિહાં નહિ ચોર ચખાર—જે૦ ૩

જિન પ્રાસાદ સોહામણાજી, ઉત્તમ અતિ અભિરામ,
ધર્મશાળા ચિતકારિણીજી, ભવિઅણ જન વિશ્રામ—જે૦ ૪
ધનદ સમા ધનવંત વસઈજી, સસનેહા બહુ લોક,
ઘરિ ઘરિ નારિ પદમિનીજી, મુદી મુદિત સદા ગતશોક—જે૦ ૫
જૈન વચને રાતડાજી, શ્રાવક સમકિત ધાર,
દાનમાન ગુણે આગલાજી, સુભિષ જિહાં સુવિચાર—જે૦ ૬
રયણાયર રયણે ભર્યોજી, ગાજઈ ગુહિર ગંભીર,
વિવિધ ક્રિયાણાં ઉતરઈજી પ્રવહણ વહઈ જસતીર—જે૦ ૭
વાડિ પણ રૂલિઆંમણીજી પગિ પગિ નીરમલ નીર,
દ્રાષહમંડપ છાંહિઆજી, મધુર લવઈ થીક કીર—જે૦ ૮
કદલિ નાગરવેલનાજી મંડપે સોહઈજિ જહાં,
ચંદન ચંપક કેતકીજી મારગિ શીત છાંહ—જે૦ ૯
દુધઈ પાઇ પષાલસુંજી અરચું સોવન ફૂલ,
ચંદન છટા દેવરાવસુંજી, પધરાવું પટકૂલ—જે૦ ૧૦
કમલા સમરઈ કાન્હનઈજી, સીતા સમરઈજી રામ,
દમયંતી નલરાયજી તિમ ભવિઅણ તુહ્ય નામ—જે૦ ૧૧
ના દઈ સુરનર મોહિઆજી, માનં સરોવર હંસ,
જેસિંગજી જગ મોહિઆજી, જિમ ગોપિ હરિવંસ—જે૦ ૧૨
મેહજ સઘલઈ વરસણાંજી, ન જોઈ ઠામ ઠામ,
સેલડી સિંચઈ સેરભરઈજી, સાંચઇ અરક આરામ—જે૦ ૧૩
આક ધંતુરા કિમ ગમઈજી, જે આંબારસ લીણુ,
કુણ કર ઘાલઇ કઈ રડઈજી, ચંદણુ દીઠો જેણુ—જે૦ ૧૪
જે અલજો મલવાતણોજી, તે કિમ ટલઈ સંદેહ,
જલ પીજઈ સુપનાંતરઇજી, ત્રિસ ન છિપઇ તેણુ—જે૦ ૧૫
તુહ્ય ગુણ સંખ્યા ન પામિઇજી, મુજ મુખિ રસના એક,
કાગળ મસિ નહિ તેતલીજી, કિમ લિપઈ તુહ્ય લેષ—જે૦ ૧૬
ભવીક જોઇ તુહ્ય વાટડીજી, કીજઈ પર ઉપગાર,
'જય' જંપઈ મયા કરીજી, પધારો ગણધાર[1]—જે૦ ૧૭

૧ ઐતિ. સ. ભા. ૧ પૃ. ૧૨.

**પ્રવેશોત્સવ—**

આચાર્યશ્રી પધારવાના હોય તે અગાઉ ખંભાત શહેરના મોટા રસ્તાઓને ધ્વજા પતાકા, તોરણો, વિવિધ શોભાવાળા દરવાજા વગેરેથી શણગારવામાં આવતા હતા. વર્તમાન યુગમાં પણ દરેક જૈન દુકાનદાર પોતાની દુકાનના માલનું તોરણ તથા સુંદર આગમન અને સત્કાર સૂચક વાકયો પોતાની દુકાન આગળ ટાંકાવી આવનાર આચાર્ય શ્રી પ્રત્યે પોતાનો ભક્તિભાવ પ્રકટ કરે છે. સં. ૧૯૯૩ ની સાલમાં મહાન આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી તથા શ્રી વિજયનેમિસૂરિજી જુદા જુદા પ્રસંગે પધાર્યા ત્યારે દરેકના પ્રવેશોત્સવ ઘણીજ ધામધુમથી કરવામાં આવ્યા હતા. હાથી સહિત વરઘોડા ચઢાવવામાં આવ્યા હતા. આવા ધાર્મિક ઉત્સવો કરવામાં જૈન પ્રજા સારો ભાગ ભજવે છે.

**દીક્ષા મહોત્સવ—**

જે માણસનું સંસાર ઉપરથી હૃદય ઉઠી જતું ત્યારે તે દીક્ષા લેવા તત્પર થતો. દીક્ષા લેતી વખતે પોતાનાં સગાં વ્હાલાં ગામના અધિકારી તથા પ્રતિષ્ઠિત વર્ગને બોલાવીને ઘણા ઉત્સાહ પૂર્વક દીક્ષા મહોત્સવ ઉજવાતો હતો. એવો એક પ્રસંગ આ નીચે આપેલો વાંચવાથી ખંભાતમાં થતા દીક્ષા મહોત્સવનો ચિતાર રજુ થશે.

[1]**થંભતીરથ** વર ઠામ, મંગલ ગુણિ અભિરામ,
ચતુર્વિધ સંઘ સોહાવઇ, ઉચ્છવસ્યઉ મન ભાવઈ—૭૩
નયર ગામાદિક દેસિ, કંકોત્રી ગુણ વેસિ,
જાવડજી કુલચંદ, રાયમલ્લ નાભિ સુભંદ—૭૪
દીક્ષા ભાવ વિશાલ, મંડઈ સુગુણ રસાલ,
સંઘ સહૂ ય આણંદઈ, ચકોર જેમ ચંદઈ—૭૫
દાનઇ ધનદ સમાણ, સોમસી નામિ પ્રધાન,
ઓસવંસિ સુવિખ્યાત, જસુ ઉજ્જલ અવદાત—૭૬
ઇંદ્રાણીસમ લીલ, ઇંદ્રાણી ઉત્તમ સીલ,
જસના વંછક એવઈ, ઉચ્છવ મંડઇ સમેવઈ—૭૭
કુલેકાનાં મંડાણ, દીસઈ વિવિધ વિનાણ,
પીઠી મર્દન હેવ, સાચવઈ સઘલી સેવ—૭૮

૧ ઐ. રા. સં. પૃ. ૩૧ 'રસરત્નરાસ.'

ભોજન ભગતિ વિશેષ, મેવા તિહાં અલેષ,
સૂખડી રૂચડી સોહઈ, સંતોષી મન મોહઈ—૭૯
સાલિ દાલિ ઘૃતઘોલ, સુરંગા દીજઇ તંબોલ,
માનનિં હરષ ન માઈ, નિતુ નિતુ મંગળ ગાઇ—૮૦
સાર, ઉદાર સિંગાર, હિયડઇ વિલસઈ એ હાર,
રાતી જગા અપાર, કરાવઇ સોમસી નાર—૮૧
સંવત સોલ છવ્વીસઇ, માસ વૈશાખ જગીસઇ,
શુકલ નવમિ ગુણિ રાજઈ, મહૂરત ઉત્તમ છાજઇ—૮૨

વરઘોડા—

"વે'લ વરઘોડા વીંઝણો મંદિર જાલિ ભાત,
ભોજન દાળ ને ચૂડલો, એ સાતે ખંભાત."

ભરત બાહુબલિ રાસ.–કવિ ઋષભદાસ.

જૈનોમાં પ્રતિવર્ષે પર્યુષણ પર્વના વરઘોડા કાઢવામાં આવે છે. 'શાંતિસ્નાત્ર' તથા ખાસ 'પ્રતિષ્ઠા' 'દીક્ષા' જેવા ધાર્મિક પ્રસંગે વરઘોડા કાઢવામાં આવે છે. આ અવસરે સર્વ જૈનધર્મીઓ ઉત્સાહ ભર્યો ભાગ લે છે. આથી વરઘોડાની શોભા ઘણી સારી થાય છે. લગ્ન જેવા પ્રસંગે વરઘોડો ચઢાવે છે તે કરતાં ધર્મ પ્રસંગના વરઘોડા વધારે ઉત્સાહ ભર્યા, શોભાસ્પદ, વ્યવસ્થિત અને જોવા યોગ્ય ચઢાવવામાં આવે છે. કવિ ઋષભદાસે ખંભાતની વખણાતી વસ્તુઓ ગણાવી છે, તેમાં વરઘોડાને ગણાવ્યો છે તે યથાસ્થિત છે. જે સમયમાં જેવાં વાજીંત્રો, સાધનો હોય તેવો વરઘોડો ચઢે અને તેવી શોભા થાય એ દેખીતું છે. વિ. સંવત ૧૬૫૪ માં શ્રી જયચંદ્રએ 'રસરત્નરાસ' ખંભાતમાં રચ્યો છે. આ રાસમાં આપેલું ખંભાતના વરઘોડાનું વર્ણન આધુનિક જમાનાના સજ્જનોને જાણવા યોગ્ય છે એમ ધારી નીચે પ્રમાણે આપું છું.

"સોમસી સાહનઇ હરષ અપાર, મન જાણઈ મુઝ લખંમીએ સાર;
પૂરવ પુણ્ય ઇ સુગુરૂ સંયોગ, થંભનતીરથનઉ વલી યોગ—૮૩
વાજિત્ર સંખ તે કેતી કહી જઈ, ભેરિ ભૂંગલ નઇ સંખ ગિણી જઇ;
દદામા દડવડી વિનાણું, વાજઇ જંગી ઢોલ નિસાણુ—૮૪
પડહ ઝાલરિ પંચસબદ નિનાદ, તાલ રબાપ મૃદંગના વાદ;
ગાયન ગાયઈ અધિકઈ રંગિ, દાન લહી કરઇ દાલિદ ભંગ—૮૫

ભાટ થાટ છંદ વિરદ સુહાવઈ, સંભલિ લોકનઈં હરખિ ન માઇ;
મૃગનયણી સસિવયણી સોહઈ, કિનરકંઠી જનમન મોહઈ—૮૬
ગાયઇં હરષઇં મંગલચ્યારિ, તોરણુ હોઈ ઘર ઘર બારિ;
ઈંદ્રાણી મનિ હરષ અપાર, ધન જીવ્યઉ અમ્હ લપમી એ સાર—૮૭
સા બાલા નવનવ સિંગાર, દીસઇ વસ્ત્ર નઇં વેષ ઉદાર;
જાણિ કિ દેવકુમર ગુણિરાજઇ, નવલિ તુરંગમિ ચડિઆ છાજઇ—૮૮
લક્ષણ વંજણ ગુણહ ભંડાર, રૂપિ ઉદાર નઇં કુલ સિંગાર;
મનમથ મોહથર હર કંપાવઇ, નિજબલિ ત્રિભુવન આણદીપાવઈ—૮૯
મસ્તકિ ષૂંપ અનોપમ દીસઇ, તેજિઇં સૂરિજ વિશ્વાવીસઇ;
તિલક નિલાડી કમલદલ નેત્ર, અંજનરેષા અતિ ઝીણી પવિત્ર—૯૦
કાને કુંડલ ઝલહલહાર, ચંદ્ર સૂરિજ પરતપિ અવતાર;
કંઠ હિયઈ વરહાર ઉદાર, વદન ચંદ્ર સેવઈ તારાહાર—૯૧
બાજુબંધ બહિરષા નવગ્રહ, અંગુલિ જડિત મુદ્રાનઇ સંગ્રહ;
કણુદોરઉ કડિ વેસ ઉદાર, વર્ણન કરત નપામઉં પાર—૯૨
ઉચ્છવઅધિકા તિહ કરી, રાયમલ્લ કુમાર વિચાર;
પિતા પ્રમુખ પયકમલિ, નમિ વરઘોડઈ અસવાર"—૯૩

અર્વાચીન સમયમાં જ્યારે આવો ધાર્મિક વરઘોડો કાઢવામાં આવે છે, ત્યારે પ્રથમ રાજ્યનો આણેલા ઘોડા ઉપર ડંકો અને એક 'નિશાન' ઘોડા ઉપર એમ બે અગ્રપદે રાખવામાં આવે છે. વરઘોડાનું તે મહત્વ-પૂર્ણ સૂચક ચિહ્ન છે. જેના દૂરથી આવતા ઘોષથી રસ્તા ઉપરના મકાનોવાળા ત્વરાથી આગળ આવે છે: તેમજ જિજ્ઞાસુઓ ધીરજથી જુએ છે. ડંકાનિશાન પછી ધ્વજાદંડ રાખવામાં આવે છે, જેને ખેંચનાર સુંદર ઓઢાથી શણગારેલા બળદો હોય છે. રથના જેવાં તેને ચાર પૈડાં રાખવામાં આવ્યાં છે; તેની ગતિ થવાથી વચમાં રહેલો રંગપૂર્ણ ધ્વજદંડ ગોળ ફરે છે, એટલે તે પુતળીઓ તે દંડ ફેરવતી હોય એવો દેખાવ થાય છે; બાકીની ખાલી જગામાં ચાર ખુરસીઓ સામસામી ગોઠવી છે તેમાં જેણે બેસવાનો અધિકાર મેળવ્યો હોય તે બેસે છે, આગલી બાજુ પર પેટીવાજું અને તબલા મૂકવાની ગોઠવણુ હોય છે, જ્યારે એને એક સ્થળે ઉભો રાખવામાં આવે છે ત્યારે તે શ્રી જિનપ્રભુજીના ગુણોના ગાયનો ગાય છે. રથ ચાલતો હોય ત્યારે તેના પૈડામાં મુકેલાં ઝાંઝરનો અવાજ મીઠો લાગે છે. ખાસ ધર્મના વરઘોડા માટે બનાવરાવેલો અને

ખંભાતના કારીગરોએ બાંધેલો એ ધ્વજદંડ જોવા યોગ્ય છે; ત્યારપછી શણગારેલી ઘોડાગાડીઓ, ઘોડા, મોટરો, નાના બાળકોની ગાડીઓ, વોલંટિયરોની કોર અને વાજીંત્રો રાખવામાં આવે છે. વાજીંત્રોની સાથે ગૃહસ્થો અને ધાર્મિક પુરુષો હોય છે. ત્યારપછી ચાંદી અને સોનાનાં પતરાંથી તૈયાર કરેલો રથ નીકળે છે અને પાછળ સન્નારીઓ સુંદર વસ્ત્રાલંકાર સજી મંગલગીતો ગાતી ચાલે છે.



## ૧૯–જૈન ધર્મ પાળતી જ્ઞાતિઓ, પ્રણાલિકાઓ અને ધંધા.

ખંભાતમાં જે જે જ્ઞાતિવાળાઓએ પ્રતિમા પધરાવ્યાં છે, તે પ્રતિમાના લેખો ઉપરથી તે તે જ્ઞાતિનું નામ જણાઇ આવે છે.

**૧ શ્રી શ્રીમાલી જ્ઞાતિ**—આ જ્ઞાતિની બે શાખાઓ માલમ પડે છે. એક વૃદ્ધશાખા અને બીજી લઘુશાખા. જૈન ધર્મ પાળતી બધી જ્ઞાતિઓમાં આ જ્ઞાતિનો હિસ્સો ઘણોજ મોટો આવે છે. એટલે અસલથી આ જ્ઞાતિ ઘણી મોટી હશે એ નિર્વિવાદ છે. તેમાં ઘણા ધનિકો ઉત્પન્ન થયા છે. પારેખ, રાજીઆ અને વજીઆ આ જ્ઞાતિના હતા.

**૨ શ્રીમાળી**—કેટલાક લેખોમાં 'શ્રીમાળી' એટલોજ શબ્દ મૂકયો છે. કદાચ તે ઉપર જણાવેલી જ્ઞાતિજ હોય તો કંઈ અસંભવિત નથી. કારણ કે અત્યારે શ્રીમાળી વણિક જ્ઞાતિની વસ્તી વધારે છે. શ્રી શ્રીમાળી એમાં 'શ્રી' શુભસૂચક મૂકયો હોય એમ લાગે છે. શ્રીમાળીમાં દશા શ્રીમાળી અને વીશા શ્રીમાળી એવા બે ભેદ છે. તેમાં વીશા શ્રીમાળીની જ્ઞાતિ મોટી છે.

ખંભાતમાં મેશ્રી વણિકોમાં શ્રીમાળી વણિકની જ્ઞાતિ મોટી છે. તે જ્ઞાતિનાં કેટલાંક કુટુંબોની પેઢીઓ જૈન શ્રીમાળીના કુટુંબની પેઢીઓમાં મળે છે. વળી લગ્નાદિ કેટલાક રિવાજોમાં મેશ્રી શ્રીમાળી તથા જૈન શ્રીમાળીમાં મળતાપણું આવે છે. આથી પ્રથમ શ્રીમાળી વણિક જ્ઞાતિ ઘણીજ મોટી હોવી જોઇએ એ સિદ્ધ થાય છે; અને તેમાંથી પાછળથી મેશ્રી શ્રીમાળી જુદા પડયા હોય એમ અનુમાન થાય છે.

**૩ શ્રીશ્રીવંશ**—આ જ્ઞાતિનાં ઘર ખંભાતમાં નથી. કદાચ તે ઉપરની જ્ઞાતિ અગર તેનો ભેદ હોવો જોઇએ.

૪ **ઓશવાલ**—ત્રેવીસમાં તીર્થંકર પાર્શ્વનાથ પ્રભુની ગચ્છ પરંપરામાં તેમની પાટે છઠ્ઠા શ્રી રત્નસૂરિજી થયા. તેમણે ઉપકેશ પટ્ટનમાં મહાવીર સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી તેમણે ઓશિયા નગરીમાં રાજાને તથા ક્ષત્રીયોને પ્રતિબોધી તેઓનો ઓશવંશ સ્થાપન કરી "ઓશવાળ" બનાવ્યા.[1]

આ જ્ઞાતિએ કરાવેલાં બિંબો ઉપરથી જણાય છે કે તે શ્રીમાળી જ્ઞાતિથી બીજે નંબરે આવે છે. અત્યારે આ જ્ઞાતિની વસ્તી સારા પ્રમાણમાં કહેવાય (જૈન ધર્મ પાળતી જ્ઞાતિના મુકાબલે.)

૫ **પ્રાગ્વાટ પોરવાડ**—આ જ્ઞાતિમાં વૃદ્ધશાખા અને લઘુશાખા એટલે વીશા પોરવાડ અને દશા પોરવાડ એવા બે ભેદ છે.

૬ **મોઢ જ્ઞાતિ**—આ જ્ઞાતિમાં વૃદ્ધશાખા અને લઘુશાખા એવા ભેદ છે. આ જ્ઞાતિએ ખંભાતમાં ભરાવેલાં બિંબોની સંખ્યા ઓછી છે. ખંભાતમાં આ જ્ઞાતિ અત્યારે જૈન ધર્મ પાળતી નથી.

૭ **ગુર્જર જ્ઞાતિ**—ખંભાતમાં હાલ ગુર્જર વાણીયા, ગુર્જર સુતાર વગેરે ગુર્જર તરીકે ઓળખાતી જ્ઞાતિઓ વસે છે. પરંતુ હાલ તેમાંનું કોઇ જૈન ધર્મ પાળતું નથી. જૈન પ્રતિમાઓના લેખો ઉપરથી એમ જણાય છે કે 'ગુર્જર' જ્ઞાતિના લોક જૈન ધર્મ પાળતા. સં. ૧૩૮૭ થી સં. ૧૬૨૭ સુધીના લેખ મળે છે એટલે લગભગ સત્તરમાં સૈકાની આખરે આ જ્ઞાતિ જૈન ધર્મ પાળતી નહિ હોય.

૮ **ડીસાવાલ જ્ઞાતિ**—ખંભાતમાં મેશ્રી વાણીયાઓમાં ડીસાવાલ (દેશવાલ) જ્ઞાતિ ગણાય છે. આ જ્ઞાતિના લેખ સં. ૧૩૩૧ થી સં. ૧૫૨૮ સુધીમાં ત્રણ મળે છે જે ઉપરથી જણાય છે કે તે જ્ઞાતિ સઘળી જૈન ધર્મ પાળતી નહિ હોય અગર તે જ્ઞાતિની સ્થિતિ પૈસે ટકે સારી નહિ હોય. સં. ૧૫૨૮ પછી તેનો એક પણ લેખ મળતો નથી એટલે ત્યાર પછી એ ધર્મ પાળનારી તે જ્ઞાતિ ઘટી ગઈ હશે.

ઉપર જણાવેલી જ્ઞાતિ સિવાય પ્રાચીન લેખોમાં નીચેની જ્ઞાતિઓના ઉલ્લેખ મળે છે. હુંબડ જ્ઞાતિ, પલ્લીવાલ જ્ઞાતિ, વાયડ જ્ઞાતિ, સૌરાષ્ટ્રિક અને સૌવર્ણિક જ્ઞાતિ. આ જ્ઞાતિઓનું ખંભાતમાં હાલ અસ્તિત્વ નથી. એટલે વર્તમાન કાળમાં વીસા શ્રીમાલી, દશા શ્રીમાલી,

૧ ગચ્છમત પ્રબંધ પૃ. ૭.

વીશા પોરવાડ, દશા પોરવાડ અને ઓશવાળ એમ પાંચ જ્ઞાતિઓ જૈન સમાજમાં ગણાય છે અને કોઇ કોઈ કણબીઓ જૈન ધર્મ પાળે છે.

**મુખ્ય ધંધા:**—જૈન કોમ પ્રાચીન કાળથી વેપારમાં નિપુણ છે. ખુશકીનો અને દરિઆઇ વેપાર તેઓ બહુ સારી રીતે કરે છે. વાહણો બંધાવવા અને વહાણવટીનો ધંધો કરવો તે તેમને મન સહલ હતું. સં. ૧૩૫૨ના એક શિલાલેખ[1]માં જણાવ્યું છે કે પાર્શ્વનાથની વિધિપૂર્વક હંમેશા પૂજા થતી રહે તેને માટે નીચે પ્રમાણે લાગો ઠરાવ્યો હતો. વસ્ત્ર, ખાંડ, કુષ્ટ, ગુરૂ, માંસી, ટંકણ, ચામડું, રંગ આદિ ચીજોથી ભરેલા બળદપ્રતિ અર્ધો દ્રમ્ય, એમ બજારમાં આવતા માલ ઉપર કર નાખવામાં આવ્યો છે. આ કરવડે પાર્શ્વનાથની પૂજા વગેરે થાય તેવું ઘણા જૈન આગેવાનોએ સં. ૧૩૫૨ માં સારંગદેવ રાજા રાજ્ય કરતો હતો તેના વખતમાં કરવામાં આવ્યું છે એવો ઉલ્લેખ છે. આ ઉપરથી સમજી શકાય છે કે તેઓ કાપડીયા, ગાંધી, કરીયાણું વગેરેના સફરી વેપારી હશે.

વર્તમાન કાળમાં પણ કાપડનો ધંધો તેમનો જ છે. તે સિવાય ચાંદી સોનાનો, ઇમારતી લાકડાં, કરીયાણું, ગાંધીઆટું, મનીયારાનો તથા હાથી દાંતના ચુડા વહેરવાનો તેમનો ધંધો છે. કોઇ કોઇ નોકરી કરે છે, કારણ કે દિન પ્રતિદિન ખંભાતમાં ધંધાની મંદી થતી જવાથી આર્થિક મુઝવણો અત્યંત વધી છે; જેથી નાણાં રોકી વેપાર ખેડવા કરતાં "ખીંટીએ પોતીઉં" જેવી નોકરી સ્વીકારવા સૌ લલચાય એ દેખીતું છે.

ખંભાતમાં ધંધાની મંદીને લીધે ઘણા કુટુંબો કેટલાંય વર્ષોથી મુંબઈ, અમદાવાદ વગેરે મોટા શહેરોમાં વસવાટ કર્યો છે. તેમાં જૈનોની વસ્તી મુંબઈમાં ઠીક પ્રમાણમાં જઇ વસી છે. લગ્નગાળામાં તેઓ આવે છે.

**લગ્નવિધિ:**—વર્તમાન સમયમાં જૈનોમાં જે લગ્નવિધિ પ્રમાણે લગ્ન કરાવવામાં આવે છે તેજ રીતે ત્રણસો વર્ષ ઉપર લગ્ન થતાં હતાં. હમણાં વળી કોઇ કોઇ લગ્નવિધિના મંત્રો જૈન ગ્રંથોમાંથી શોધી કહાડી બનાવેલી 'જૈન લગ્નવિધિ' નામની ચોપડી પ્રમાણે પરણાવવાનો આગ્રહ રાખે છે. આથી લગ્ન રીતમાં કશો ફેર થતો નથી; ગમે તે મંત્રો-(લગ્નના પ્રચલિત મંત્રોવડે કે જૈન મંત્રોવડો) વડે લગ્ન કરાવવામાં આવે પરંતુ જ્યાંસુધી

૧ જુવો પરિશિષ્ટમાં લેખ ૩ જો.

લગ્નનું ખરૂં રહસ્ય સમજાવવામાં ન આવે અને વરકન્યા તે તરફ દુર્લક્ષ રાખે છે, તે સમજે તો જીવનના ઘર ઝગડા ઓછા થવા સંભવ છે. ત્યારેજ દંપતીજીવન સુખી નીવડે. નીચે જણાવેલી લગ્નવિધિ સર્વત્ર પ્રચલિત છે. તે ખંભાતના જૈન કવિ ઋષભદાસે જણાવેલી છે:—

[1]માતપિતાત મોહે પરણાવે, ચિત્ત કુંવરતણું નવ ભાવે;
અંગે પીઠી જવ ચોળાવે, ભાવે આતમા કરમે લેપાગે.—૧

ન્હાતાં શિરે ભાવે સોય, સંસારનાં ફળ કહુ હોય;
ખુંપ ભરંતા આતમ ભાવે, સંસારે જીવ તણાવે.—૨

વળી ચિંતે ભૂષણ ભાર, ગળે સાંકળ ચિંતે હાર;
હાથે શ્રીફળ લેતાં ભાવે, જીવ નારી કિંકર થાવે.—૩

વરઘોડા ચઢીઓ જામ, ચિંતે દુર્ગતિ વાહન નામ;
બહુ વાજિંત્ર બજાવે, મન ચિંતે મુજ ચેતાવે.—૪
વરઘોડેથી ઉતારે, મન હેઠી ગતિ સંભારે;
પુંખે ધુંસરૂં વેગે આણી, સંસાર ધુંસરની એંધાણી.—૫

ત્રાક દેખી કરે વિચાર, જીવ વિંધાશે નિરધાર;
દેખી મૂશળ મનમાં આવે, જીવ સંસારમાંહે ખાંડાવે.—૬
અર્ધ દેતાં જ્ઞાને જોય, સહી પૂર્વ પુન્ય મુજ ધોય;
શ્રાવસંપટ જવ ચંપાવે, વિવેક કોડીયાં મુજ ભંજાવે.—૭
નાક સાહીને વેગે તાણે, સંસારે તણાવું જાણે;
કન્યા છાંટે નવ તંબોળ, કહે જીવ હશે એમ રોળ.—૮
કંઠે ન ધરી એ વરમાળ, ગળે દોર ધરે છે બાળ;
પછી ગ્રહે તે કન્યા હાથ, તે તો દુર્ગતિ સાટું થાત.—૯
લોક તિલક કરે તે માટે, જાવું દુર્ગતિ કેરી વાટે;
ગાંઠે પડતાં સહી બંધાણો, દોહિલું છુટવું છે અહીં જાણો.—૧૦
અગ્નિ મુજ આણે વંશ જ્યારે, નર ચિતા રે સંભારી ત્યારે;
ફેરા દેતો જેણી વાર, ચિંતે ફરવું સહી ગતિ ચાર.—૧૧
ચોરી ચારે મમ જાણુ, એ દેખાડે ચહુ ખાણુ;
એમ આતમ ભાવના ભાવે, શુભ ધ્યાને કેવલી થાવે.—૧૨

(ભરતેશ્વર રાસ)

૧ આનંદકાવ્ય મહોદધિ–મો. ૩ જું, પૃ. ૭૦.

સરખાવો આ શતકમાં ખંભાતનાજ કવિ શિવદાસે કરેલા વર્ણન સાથે. તે વર્ણન આ રહ્યું:—

પોહોંકે રાણી રૂપાવતી, ધુસળ, મુંસળ ને ત્રાક;
પાસે બીજી સાહેલડી, હેતે તાણ્યું નાક.—૩૮૯
ત્રેહેકે ત્રંબાળુ અતિ ગાય, ઢોલતણા ત્યાં ધુસકા થાય;
થાય નફેરીના ચેહેચાટ, જશ બોલે ગાંધર્વ ત્યાં લાટ.—૩૯૦
પરણાવે પ્રીતે ગુરૂદેવ, અગર ચંદન ઉખેવ;
હંસાવળીને જુએ રાય, આડા અંતર પટ દેવાય.—૩૯૧
હાથેવાળો મેળે પ્રાણ, વરકન્યા બે ચતુર સુજાણ;
વરમાળ આરોપી કંઠ પડી પટોળે તે ગ્રંથ.—૩૯૨
હન તણી સંખ્યા નવ થાય, મધુપર્ક દે છે રાય,
અંતરપટ લીધા જેટલે, તવ તંબોળ છાંટયા તેટલે.—૩૯૩
ચોરી ચોકી તેણે ઠામ, વરકન્યા બેઠાં આરામ;
ગુરૂદેવ તે મોટા રૂષિ, ઘૃત હોમે અગ્ની ભખી—૩૯૪
તલ જવ હોમે ઋષિ રાય, સર્વધુની ત્યાં વેદ ભણાય;
વળીઓ નીશાણે ત્યાં ધાય, ભુંગળ ન ફેરી દેવ રાય.—૩૯૫
પ્રદક્ષિણા દીધી અતિસાર વરતી લીધાં મંગળચાર;
વર કન્યા બેસાર્યાં જોડ, પોત્યા નરવાહનના કોડ.—૩૯૬
વિવિધ વિચારે સુંદરી, રીતભાત પરિપુરણ કરી;
ગોત્ર દેવ્યાની પૂજા થાય, નરવાહન ત્યાં લાગે પાય.—૩૯૭

(હંસાચારખંડી)[1]

## ૨૦—ખંભાતની નજીકનાં જૈન સ્થાનો.

**શકરપુર—**

ખંભાતની પૂર્વ દિશાએ આશરે અર્ધા પોણા માઇલને છેટે શકરપુર નામે ગામ આવેલું છે. તે ખંભાતની ઘણી નજીક હોવાથી ખંભાતની સાથેજ ગણાય છે. શકરપુરને શક્રપુર ગણી તેને ઇંદ્ર રાજાના

૧ 'સાહિત્ય' માસિકમાં છુટક છુટક છુપાઇ છે જુઓ સને ૧૯૨૦ નો સપ્ટેમ્બરનો અંક.

નામ ઉપરથી નામ પડેલું ગણે છે; અને એક મત એવો છે કે અકબર બાદશાહે તે વસાવ્યું હતું. હાલ ત્યાં પાટીદારોની અને બીજી પરચુરણ વસ્તી છે, ને તેમનો મુખ્ય ધંધો ખેતી છે.

ગામના મધ્ય ભાગમાં વિશાળ જગામાં જૈન મંદિરો આવેલાં છે. પ્રવેશદ્વારમાં પેઠા પછી વચમાં વિશાળ ચોક છે. તે ચોકની દક્ષિણ બાજુ પર શ્રી ચિંતામણી પાર્શ્વનાથ અને શ્રી સીમંધર સ્વામીનાં બે મોટાં દેવાલયો આવેલાં છે. અને સીમંધર સ્વામીના દેવાલયની બાજુ પર પૂર્વાભિમુખે શ્રી વિજયનેમિસૂરિ સ્થાપિત એક ગુરૂ મંદિર છે.

સત્તરમાં સૈકામાં થએલા પ્રસિદ્ધ પુરૂષ શ્રીમલ્લ, કીકા તથા વાઘાએ શકરપુરમાં દહેરૂં તથા પોષધશાળા કરાવી હતી.[1] તે સિવાય બીજો કોઈ લેખ નથી. શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જિનાલયમાં શ્રી જ્ઞાનવિમલસૂરિની વિ. સં. ૧૭૮૪ ની સાલની પાદુકા છે. અને બીજી બાજુ શ્રી મહિમા વિમલસૂરિની વિ. સં. ૧૮૪૮ ની પાદુકા છે.[2] વળી ગુરૂ મંદિરમાં શ્રી ગૌતમ ભગવાનની સાધુવેશની મૂર્તિ તથા બીજા પ્રસિદ્ધ પૂર્વાચાર્યોની તેવીજ મૂર્તિઓ હારબંધ બેસાડેલી છે. "શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનાં દહેરામાં એક ગુપ્ત ભોંયરૂં છે. દાખલ થતાં ડાબા હાથે દિવાલ પરના તાકામાંથી અંદર ઉતરાય છે. તેમાં ત્રણ વાંક છે. છેલ્લી જગામાં પવાસનની ગોઠવણ છે. રચના જોતાં સ્હેજે કારીગરની બુદ્ધિ માટે માન ઉપજે છે અને અગમ બુદ્ધિ માટે માન વાપરનાર વણિકોનાં બુદ્ધિ ચાતુર્યની પ્રતિતિ થાય છે. દહેરા સામેજ ઉપાશ્રય તેમજ એકેક બબ્બે ઓરડીવાળી બે સરાઓ છે. બહારના ભાગમાં ચોતરફ ગ્રામવાસી જનોની વસ્તી વિસ્તરેલી છે. છતાં અંદર શાન્તિસારી છે." કારતક સુદર–ભાઈબીજને દિવસે ખંભાતથી સઘળા જૈનો આ મંદિરોનાં ભાવથી દર્શન કરવા જાય છે.[3]

**વડવા—**

આ સ્થાન સંબંધી વર્ણન શ્રીમદ્ રાજચંદ્રના સંબંધી કરેલા વર્ણનમાં લખ્યું છે, ત્યાં વાંચો.

---

૧ "શક્કરપૂરિ શ્રીમલરે કીકા વાઘા કરે દહેરૂં પોષધશાલસ્યું એ." (હી. વિ. રાસ. પૃ. ૨૨૩)

૨ જેના લેખ "આચાર્ય પાદુકાઓ" ના પ્રકરણમાં આપ્યા છે.

૩ "ચૈત્યપરિપાટિ" પૃ. ૫૮.

રાળજ.

૧"ખંભાતથી ત્રણ ગાઉ ઉપર રાળજ નામે ગામ છે. ત્યાં શ્રી ગોડી પાર્શ્વનાથનું જુનું દેવાલય છે. પાસે ઉતરવાની સોઈ છે. કારતક વદ ૭ નો દિવસ બહુ મહિમાવાન ગણાય છે જેથી તે દિવસે ખંભાતથી સંઘ રાળજ જાત્રા કરવા જાય છે. ત્યાં પૂજા ભણાવે છે ને ધ્વજા ચઢાવે છે. ખંભાતથી ત્યાં વાહનમાં જઈ શકાય છે. આ મંદિરની દેખરેખ જૈનશાળા કમિટીની છે."

અકબરપુર.

ખંભાતનાં ઈશાન ખૂણામાં સ્ટેશન નજીક અકબરપુર આવેલું છે. હાલ ત્યાં થોડાં મુસલમાનોનાં તથા થોડાં હલકી વર્ણનાં ઘરો છે. ત્યાં કોઇ જૈન દેવમંદિર નથી; તેમ અન્ય ધર્મીઓનું એક પણ મંદિર નથી, પરંતુ ઇતિહાસમાં તેના વર્ણનો વાંચતાં જણાય છે કે તે સ્થાન ઘણું મોટું અને ધર્મસ્થાનોવાળું હોવું જોઇએ અકબરપુર એ અકબર રાજાના નામ ઉપરથી પડયું છે. ઈ. સ. ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું; અમદાવાદમાં પોતાના નામનો ખુતબો પઢાવી પછી તે ખંભાત આવ્યો હતો. ખંભાતના લોકોએ તેને સારૂં માન આપ્યું. તેણે ખંભાતમાં પહેલ વહેલો સમુદ્ર જોયો. તેથી એક વહાણમાં બેસી સમુદ્રની સફર કરી મઝા લોગવી. અકબર છ દિવસ ખંભાતમાં રહી વડોદરે થઈ દિલ્હી ગયો, પોતાના તરફથી અઝીઝ કોકલતાશને ગુજરાતનો સુબેદાર નીમ્યો.[૨]

અકબરપુરમાં ઉપાશ્રય તથા જૈન દેરાસરો હતાં. કવિ ઋષભદાસે બનાવેલી અને પોતાના હાથે લખેલી ખંભાતની ચૈત્ય પરિપાટી ઉપરથી જણાય છે કે સત્તરમાં સૈકામાં ત્યાં ૧ વાસુપૂજ્યનું જેમાં સાત બિંબો હતાં. ૨ શાન્તિનાથનું જેમાં એકવીસ જિનબિંબો હતાં અને ૩ આદિશ્વરનું જેમાં વીસ પ્રતિમાઓ હતી.[૩] વળી શ્રી વિજયસેનસૂરિની પ્રકૃતિ બગડી ત્યારે (વિ. સં. ૧૬૭૧ ના જેઠ વદિ ૧૦) નાર ગામથી અકબરપુર આવીને રહ્યા હતા.

૧ "ચૈત્યપરિપાટિ પૃ. ૫૯
૨ 'ગુ ઇ. ખંભાતના ઇતિહાસ સહિત' લે. ન. ચં. ભટ્ટ પૃ. ૫૦
૩ 'સૂરિશ્વર અને સમ્રાટ' પૃ ૨૩૬ નોંધ.

"અકબરપુરમાં સોલ ઇકોતેરઇ, પધરાવ્યા અધ્યરાતિ ઉપાસરિઈ."

જૈ. ઐ. ગૃ. કા. સં. પૃ. ૧૬૨

શ્રી વિજયસેનસૂરિના બીજા શિષ્ય કમલવિજયના શિષ્ય વિદ્યાવિજયે અને તેમના શિષ્ય ગુણવિજયે સં. ૧૬૭૪ માં મેડતામાં શ્રી વિજયસેનસૂરિનો નિર્વાણ રાસ બનાવ્યો છે તેમાં સં. ૧૬૭૨ ની સાલ આપી છે.

વરસિં સોલ બહુતરિ, ખંભનયર ચઉમાસ
કરવા શ્રી અકબરપુરિં, આવ્યા મહિમ નિવાસો રે–૪૪

જૈ. ઐ. ગૃ. કા. સં. પૃ. ૧૬૯

શ્રી વિજયસેનસૂરિ અકબરપુરમાંજ નિર્વાણ પામ્યા, અને તે સ્થાને ચંદુ સંઘવીએ સ્તુપ કરાવ્યો હતો. જેનું વર્ણન અન્યત્ર આપવામાં આવ્યું છે.

**કંસારી.**

ખંભાતના સ્ટેશનથી ઇશાનકોણે અર્ધા માઇલને છેટે કંસારી નામે ગામ છે. તે ખંભાતથી ઘણુંજ નજીક હોવાથી ખંભાત સાથે નિકટ સંબંધવાળું છે. વર્તમાનકાળમાં ત્યાં જૈન મંદિરો નથી; તેમ જૈનોની વસ્તી નથી. પરંતુ ઇતિહાસ ગ્રંથોમાં તેની નોંધ લેવાઇ છે જેથી તે ઐતિહાસિક બન્યું છે.

સત્તરમા સૈકામાં કંસારીમાં જૈનોનાં દેરાસરો તથા જૈનોની વસ્તી હતી. કવિ ઋષભદાસે બનાવેલી ખંભાતની ચૈત્યપરિપાટીમાં તેનું વર્ણન આ પ્રમાણે કર્યું છે.[1]

ભીડિભંજન જિન પૂજવા કંસારીપુરમાંહી જઇઇ,
બાવીસ બ્યંબ તીહાં નમી ભવિક જીવ નીર્મલહઇ થઇઇ;
બીજઇ દેહરઇ જઇ નમું સ્વામી ઋષભજિણંદ,
સતાવીસ બ્યંબ પ્રણમતા સુપરષમનિ આણંદ. ॥૪૬॥

આ ઉપરથી જણાય છે કે તે વખતે કંસારીપુરમાં બે દેરાસરો હતાં; એક ભીડભંજન પાર્શ્વનાથનું અને બીજું ઋષભદેવનું. ભીડભંજન પાર્શ્વનાથના દેરાસરમાં બાવીસ જિનબિંબો હતાં જ્યારે ઋષભદેવના દેરાસરમાં સત્તાવીસ હતા.

૧ 'સૂરીશ્વર અને સમ્રાટ' પૃ. ૨૧૪ નોંધ.

સં. ૧૬૩૯ ની સાલમાં સુધર્મગચ્છના આચાર્ય શ્રી વિનયદેવસૂરિ ખંભાત આવ્યા ત્યારે કંસારીપુરમાં ત્રણ દિવસ રહ્યા હતા. તે વખતે તેમણે પાર્શ્વનાથના દર્શન કર્યાનું મનજીઋષિએ વિનયદેવસૂરિરાસમાં લખ્યું છે. તે લખે છે કે—

ગછપતિ પાંગર્યા પરિવારઈ બહુ પરવર્યા,
ગુણભર્યા કંસારીઇં આવીયા એ;
પાસજિણંદ એ અશ્વસેનકુલિ ચંદ એ;
વૃંદ એ ભાવ ધરીનઇં વંદીયા એ;
વંદ્યા પાસજિણેસર ભાવઈં ત્રિહુણ દિવસ થોભી કરી,
હુવઇ નયરિ આવઇ મોતી બધાવઇ શુભ દિવસ મનસ્યઉં ધરી.

( ઐ. રા. સં. ભા. ૩ જો પૃ. ૩૧ )

આવીજ રીતે વિધિપક્ષીય ગજસાગરસૂરિના પ્રશિષ્ય અને લલિતસાગરના શિષ્ય મતિસાગરે સં. ૧૭૦૧ ની સાલમાં ખંભાતની તીર્થમાળા બનાવી છે તેની અંદર પણ ચિંતામણી પાર્શ્વનાથનું, આદિનાથનું અને નેમિનાથનું એમ ત્રણ દેરાસરો હોવાનું જણાવ્યું છે. વર્તમાન કાળમાં ખંભાતના ખારવાડાના દેરાસરમાં કંસારીપાર્શ્વનાથની મૂર્તિ છે—આ મૂર્તિ કંસારીપુરમાંથી લાવવામાં આવી હતી. સંભવ છે કે આજ પાર્શ્વનાથની મૂર્તિને પહેલાં ભીડભંજન પાર્શ્વનાથ કહેતા હોય.

કંસારી ગામમાં વિ. સં. ૧૫૭૦ માં શ્રી સોમવિમલસૂરિનો જન્મ થયો હતો. તેમના સંબંધમાં લખે છે કે—

તસ પસ્સિરી સારી ઠામિ પુર કંસારી,
જિહાં પાસ જિણેસર મૂરતિ અતિહિ સારી;
વનવાવિ સરોવર કૂવ અનઇ આરામ,
તિહાં વસઇ મંત્રીસર સમધર અતિ અભિરામ.

અત્યારે પણ કંસારી પાસે આંબાવાડીઉ છે; પાસે વાવ છે અને તે જગ્યા ઘણી રમણીય છે.

કડુઆમતના છઠ્ઠા સા રત્નપાલ કંસારીમાં જન્મ્યા હતા. આ સઘળા ઉપરથી જણાય છે કે કંસારી મધ્યકાળમાં સારી સ્થિતિમાં હોવું જોઈએ.

**આંબાખાડ.**

કંસારીથી પશ્ચિમ દિશાએ અને ખંભાતથી ઉત્તરમાં અર્ધા માઇલને છેટે આંબાખાડ નામની જગા છે. ત્યાં માત્ર ખેતરો છે. કંઇ વસ્તીવાળાં ઘરો કે દેરાસરો કશું નથી; પરંતુ શ્રી હિરવિજયસૂરિના સમયમાં ત્યાં (શહેરબહાર) દિક્ષા આપવાનું સ્થાનક રાખેલું હશે તેથીજ જૈન કવિઓએ તે સ્થાનની નોંધ લીધી છે. અત્યારે ત્યાં "કાકાજેતા" નામના એક ભાથીક્ષત્રીનું સ્થાન છે. શિઆળામાં (માગશરમાં) ત્યાં હિંદુ લોકો સારૂં ખાવાનું લઇ જઈ ઉજાણી કરી આનંદ મેળવે છે.

**નેજા.**

ખંભાતથી બે માઇલને છેટે આવેલું છે. ત્યાં નામદાર નવાબ સાહેબનો બંગલો છે તથા શિકારી પ્રાણીઓ તથા બગીચો છે. હાલ ત્યાં જૈનમંદિરો નથી તેમ જૈન ધર્મ પાળનારી કોમ નથી. પારેખ રાજીયાએ ત્યાં દેરાસર બંધાવ્યાની નોંધ છે. તે સિવાય ત્યાંની ખાસ હકીકત જાણવા યોગ્ય કંઇ નથી.

---

## ૨૧—ખંભાતનો વેપાર અને ચલણ.

ગુજરાત દેશ ફળફુલથી હંમેશાં ફળદ્રુપ છે; અને વિવિધ પ્રકારના પાકને ઉત્પન્ન કરનાર છે. તેની પશ્ચિમ દિશાએ સમુદ્ર હોવાથી ગુજરાતનાં વેપારનાં બંદરો ઘણાં છે. અને તે બંદરોથી દુનિઆના અન્ય દેશોની પહેલી સદીથી લગભગ નવમી સદી સુધી ગુજરાતનું મુખ્ય બંદર ભરૂચ હતું. એ બંદરેથી મિસર અને અરબસ્તાનમાં ભાત, ઘી, તેલ, રૂ, ખાંડ, મલમલ અને દુપટ્ટા ચઢતા,[1] ઇરાની અખાતના બંદરે પિત્તળ, શિંગડાં, સુખડ અને અબનુસનાં લાકડાં ચઢતાં ભરૂચમાં વળી આફ્રિકાથી સોનું અને મલબારને સિહલદ્વીપથી તજ અને મરી પણ આવતાં હોય એમ સંભવે છે.[2]

**ખંભાતનું બંદર ખિલવાના કારણો.**

દસમી સદીમાં ખંભાત બંદર ઘણું સુંદર, સારી સગવડવાળું, વિશાળ અને શહેરથી છેક નજીક હતું કારણ કે નદીનું વહેણુ શહેરની

---

૧ ગુજરાત સર્વ સંગ્રહ પૃ. ૨૫૨. ૨ એજ ગ્રંથ.

પાસે હોવાથી તેમ અખાત પણ ખરાબા વિનાનો અને ઉંડો હોવાથી પાણી નિરંતર ભરેલું રહેતું હતું તેમ ભરતીને વખતે પાણીનો ભરાવો વધુ થતો હતો. આથી નાનાં મોટાં વહાણોને જા આવ કરવાને, લંગરવાને તથા નવા બાંધવાને તથા જુનાં સમરાવવાને ઘણા પ્રકારની સગવડ હતી. જળ માર્ગે આવવા તથા માલ લઇ જવા લાવવા જોઈતાં સાધનો મળી શકતાં તેમ સ્થળ માર્ગે પણ દેશની અંદરના ભાગમાં માલ પહોંચાડવા તથા મંગાવવાને માટે પણ વણજારૂ પોઠો તથા ગાડાં મોટાં શહેરો વચ્ચે ફરતાં રહેતાં તૈયાર મળી શકતાં જેથી જળ માર્ગે અને જમીન માર્ગે બંદરનો માલ વહેનારા પુષ્કળ સાધનો હતા.

ખંભાતના વ્યાપાર રોજગારમાં આડે આવે અગર અડચણકારક થાય એવી રાજ્યસત્તા તરફથી કંઈ કાયદા કાનુન કે ધારા ન હતા. ઉલટું રાજ્ય તરફથી સારૂં રક્ષણ હતું. વ્યાપારી માલ પોઠો કે વહાણોમાં જતો આવતો તેને ચોર લુટારા કે ચાંચીયા ઉપદ્રવ કરે નહિ તેવો બંદોબસ્ત થતો. અગર કાંઈ હરકત થાય તો પૂછપરછ થતી અને વળતર મળતું. તેવા લોકોનું જોર વધી પડે તો તે નરમ પાડવાને અગર તેમનો સમુળગો નાશ કરવાને રાજ્ય તરફથી તે સ્થળે તેમના કરતાં વિશેષ બળે તજવીજ કરવામાં આવતી. તેમ વ્યાપારીઓના પોતાના તરફથી પણ માલની સાથે વળાવા તથા ભાટ વગેરે રાખવાનો રિવાજ હતો. તે માલની સલામતી માટે ઘણા ઉપયોગી થતા. વળી સર્વને વ્યાપાર કરવાની છુટ હતી. પરદેશી કે પરધર્મી વ્યાપારીઓને અટકાવવામાં આવતા નહિ. બલકે અત્રેની પ્રજા તેમને વિનાકારણે સતાવે નહિ તેવું રાજ્ય તરફથી ધ્યાન ખેંચવામાં આવતું. તેથી પરદેશી મુસલમાનો અને સોદાગરો વ્યાપાર માટે ખંભાતમાં આવી વસવા લાગ્યા. રાજ્ય તરફથી ન્યાય અને રક્ષણ મળવાથી વેપાર રોજગારની દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. મતલબકે ખંભાતની વ્યાપારી ચઢતી થવામાં રાજ્યસત્તાની સારી મદદ હતી.

## મુડી ને વેપારી.

વ્યાપાર ચલાવવાનું મુખ્ય સાધન મુડી તેમાં અનેક પ્રકારે વધારો થવા લાગ્યો. મૂળથી અહીં વ્યાપાર ચાલતો હતો એટલે ઘણા તાલેવંત માલુસો વસતા હતા. તે સિવાય દસમી સદીમાં પાટણના રાજા મૂળરાજ સોલંકીએ વિદ્વાન બ્રાહ્મણોને ખંભાત અને તેની આસપાસની

જાગીરો દાનમાં આપ્યાથી તે જાગીરોની આવકથી દિનપ્રતિદિન તે ધનાઢ્ય થતા ગયા અને તે ધન અહીંના વ્યાપારીઓને મુડી તરીકે ઉપયોગી નીવડે એ દેખીતું છે. પરદેશથી ધનવાન મુસલમાન સોદાગરો આવીને વસ્યા જેથી તેમની મુડી પણ ખંભાતનો વ્યાપાર વધારનાર મુડીમાં ઉપયોગી નીવડી; તેમજ ગુજરાત અને હિંદના બીજા ભાગોમાંથી ધનાઢ્યો અત્રે આવીને વસવા લાગ્યા. આથી વેપારની મુડી વધવા લાગી. વળી પરદેશ સાથેનો વ્યાપાર ખેડવામાં કુશળ તથા સાહસિક એવા પૈસાદાર પારસી લોકો ખંભાતમાં આવી વસ્યા. આમ જુદે જુદે રસ્તેથી ખંભાતમાં વ્યાપારીઓની અને મુડીની ભરતી થવાથી ખંભાતનો વ્યાપાર ખિલવાને અનુકૂળતા થઈ.

એ સમયે માલની લેવડ દેવડ તથા નાણાંની આપ લે માટે પણ સારી સરળતા થઈ હતી. જંગમ મુડી ઘણી ફરતી હોવાથી ઘણે ભાગે રોકડ કિંમતથી માલ ખરીદાતો. એ સિવાય શરાફ પેઢીઓને લીધે હુંડી પત્રીથી પણ નાણાંનો અવેજ અપાતો. ચોકખા વર વહેવારવાળા વેપારી સારી શાખવાળા દલાલ અને પ્રમાણિક આડતીઆઓને લીધે વિશ્વાસુ ધીરધાર ઘણી થતી. માલ પરખાવવા તથા ભાવતાલ મુકરર કરવામાં પણ વિશેષ ભાંજગડ પડતી નહિ. તેથી વેપાર રોજગારનું કામ ધમધોકાર ચાલતું. અને દરરોજ લાખો રૂપીઆના માલની ઉથલપાથલ ખંભાતના બંદરે થતી.

એ રીતે વેપારરોજગાર માટેની સઘળી સવડો, ઉપયોગી સાધનો, અગત્યના સાહિત્યો, સમયની અનુકૂળતા, રાજ્યનું રક્ષણ, વ્યાપારનું કેન્દ્રસ્થળ, ધનવાન વેપારીઓનું આગમન, પરદેશી વેપારીઓની ધંધાની હરિફાઈ, વિદ્યા તથા હુન્નરમાં થતો વધારો, કારીગરોના કામમાં સુધારો થઇ ખોટે રસ્તે થતી મહેનતનો બચાવ ઇત્યાદિ અનેક કારણોને લીધે ખંભાતનો વેપાર દુનીઆના ઘણા દેશો સાથે વધ્યો હતો.

**ક્યા ક્યા મુલકો સાથે વેપાર ચાલતો.**

ખંભાતનો વેપાર ઇરાન, આફ્રિકા, જંગબાર, સોફાલા સુમાત્રા, જાવા, પેગુ, ચીન વગેરે દરીઆ પારના દેશો સાથે ચાલતો તેમ ભરતખંડના કોંકણ, મલબાર, કોરોમંડલ, અને બંગાળના કિનારાના બંદરોમાં ખંભાતના વ્યાપારીઓનાં વહાણો ફરતાં. તેમ દેશની અંદર

ગુજરાતના ભાગમાં, મધ્ય હિંદ, ઉત્તરહિંદ અને સિંધનાં મોટાં શહેરો સાથે વણજારાની પોઠો વગેરે દ્વારા વેપાર ચાલતો.

**ચાવડા, સોલંકી અને વાઘેલા રાજાઓના સમયનો વેપાર.**

**(ઈ. સ. ૭૪૬ થી ૧૨૯૭)**

"દસમી સદીમાં ખંભાતમાં નાળિએર, કેરી, લીંબુ, ભાત અને મધ ઘણાં થતાં ચામડાનો પણ અનેક પ્રકારનો ઘાટ બનાવવામાં આવતો અને ખંભાતના જોડા તે વખતે ઘણા પંકાતા હતા. ખંભાતના વેપારીઓ આરબ અને ઈરાનના હતા. અને તેઓએ ખંભાતમાં મસીદો બંધાવી હતી, અને હિંદુ રાજાના છત્ર તળે નિર્ભયપણે રહેતા હતા.

અરબી સમુદ્રમાં આ વખતે ચાંચીઆઓનો ભારે ત્રાસ હતો. આ ચાંચીઆઓ કચ્છ અને કાઠિઆવાડનાં હતા. અને જાતે સંઘાર, જત, મેર અને કુર્ક હતા. એઓ અરબસ્તાનથી હિંદુસ્તાન અને ચીન આવવાને નિકળેલાં વહાણોને લૂટતા અને આફ્રિકાના સોકોટ્રા સુધી દરીએ જતા.[1]

અગિઆરમી સદીમાં કચ્છ અને સોમનાથના ચાંચીઆઓનો દરિએ ત્રાસ છતાં ખંભાતનો વેપાર ઘણો સતેજ હતો અને ગુજરાતનું મોટું વેપારનું મથક ગણાતું હતું. આસપાસમા મુલકમાંથી સૂંઠ તથા કપાસ, કચ્છથી ગુગ્ગળ અને સુગંધી પદાર્થો, માળવાથી ખાંડ અને ઉત્તર હિંદુસ્તાનથી બીજો માલ મુલતાન રહી અહીં આવે અને અહીંથી દેશાવર ચઢતો. સમુદ્રમાર્ગે ખંભાતનો વેપાર પશ્ચિમ ઈરાન, અરબસ્તાન, આફ્રિકાના સોફાલા સાથે અને પૂર્વમાં મલબાર, કોરોમાંડલ અને ચીન સાથે હતો.[2]

બારમી સદીમા જાયાત માલમાં મુખ્ય ઘઉં, ચોખા, ગળી અને તીર બનાવવાની લાકડીઓ હતી. ચાંચીઆઓનો ત્રાસ મટ્યો ન હતો. અણુહીલવાડના સોલંકી રાજાઓએ ખંભાતમાં એક કિલ્લો બાંધી તેનું રક્ષણ કર્યું હતું. આ સદીમાં ધોળકા પણ મોટું વેપારનું મથક હતું.[3]

તેરમી સદીમાં હિંદુસ્તાનના બે મોટાં બંદરોમાં ખંભાત એક હતું. અહીંથી ઘણી ગળી, રૂ અને બારીક વણાટનું કાપડ દેશાવર

૧ ગુ. સ. સં. પૃ. ૨૫૨. ૨ એજ ગ્રંથ. ૩ એજ ગ્રંથ.

ચઢતું; અહીં વળી ચામડાંનો વેપાર પણ ઘણો હતો. આયાત માલમાં સોનું, રૂપું, તાંબું, અને સુરમો હતાં. વળી રાતા સમુદ્રની આસપાસના મુલકથી અને ઈરાની અખાતનાં બંદરેથી ઘોડાઓ આવતા. ખંભાતના વેપારીઓ પરદેશી મુસલમાન અને પારસીઓ હતા. ખલાસીઓ કોળી ને રજપુત હતા. ખંભાતમાં ચાંચીઆનો ત્રાસ ન હતો. પણ અરબ્બી સમુદ્રમાં તો તેઓનું જોર નરમ પડ્યું નહોતું.[1]

ખંભાતનો ખરી રીતે વ્યાપાર અણુલપુરની રાજ્ય સત્તા શરૂ થઈ ત્યારથી ખુલ્યો હતો. તે સત્તા જેમ વૃદ્ધિ પામતી ગઈ તેની સાથે ખંભાતનો વ્યાપાર પણ વધતો ગયો. અણુહીલવાડની રાજ સત્તા ખંભાતના વેપારને ઘણી અનુકુળ હતી. આઠમી સદીના મધ્યકાળથી તે તેરમી સદીના અંત સુધી અનુક્રમે ચાવડા સોલંકી અને વાઘેલા કુળના રજપુત હિંદુ રાજાઓનો અમલ હતો. આ હિંદુ રાજ્ય સત્તાની શરૂઆતમાંજ પરદેશી વેપારીઓ ખંભાતના બંદરે વસ્યા હતા, પણ ખંભાતમાં તે સત્તાનો અમલ જામતાં લગભગ એક સદી જેટલો વખત વીતી જવાથી વેપારીઓને કેટલીક અડચણ પડતી હતી તેથી વેપાર ધીમો ચાલ્યો; પરંતુ ત્યાર બાદ તે સત્તા જોર પર આવી જેથી પરદેશીઓની સંભાળ રાખવામાં આવી અને ચાંચીઆઓનો ત્રાસ હતો તેનો નાશ કરવાની તજવીજ જારી રહી. એ સત્તા જ્યાં સુધી કાયમ રહી તે દરમ્યાન ખંભાતનો વેપાર સારી જાહોજલાલીમાં ચાલ્યો. ઇ. સ. ૧૨૯૭ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનના ભાઇ અલપખાને ગુજરાત લીધું અને ખંભાત લૂટ્યું. આથી અણુહીલવાડની હિંદુ સત્તાનો અંત આવ્યો.

**દિલ્હીના ખિલજી તથા તઘલખ બાદશાહોના વખતનો વેપાર.**

**( ૧૨૯૭ થી ૧૪૦૩ )**

તેરમી સદીની આખરે ખંભાત લૂટાયું ત્યારથી ગુજરાતમાં દિલ્હીના બાદશાહ તરફથી મુસલમાન સુબાઓ આવવા લાગ્યા હતા. આ સુબાઓના અમલમાં દેશમાં ગેર બંદોબસ્ત વધીને લૂટફાટ, જુલમ અને ત્રાસ રૈયત ઉપર થવા લાગ્યો અને રાજ્ય તરફના રક્ષણને બદલે ભક્ષણ થવા લાગ્યું હિંદુઓમાં વટલવાનો પકડાઇ ગુલામ થવાનો તથા ધન લૂટાઇ જવાનો ભય વધ્યો અને પોતાનું રળેલું કે સંપાદન કરેલું

1 એંજ ગ્રંથ પૃ. ૨૫૩.

પોતાના કે પોતાના વારસોના ઉપયોગમાં કે ઉપભોગમાં આવવાનો ભરોસો લોકોના મનમાંથી ઉડી ગયો હતો. તેથી ઉદ્યોગ, વેપારને વિદ્યાની મંદી થઇ અને હિંદુઓ તેમાં આગળ વધતા અટક્યા તેથી તેમનું ધન જે વેપાર ધંધામાં રોકાતું હતું તેમાં ન્યૂનતા થવા માંડી અને તે લૂંટી જવાના ભય તથા અંદેશાને લીધે જમીનમાં દટાવા લાગ્યું. જોકે ચૌદમી સદીમાં ખંભાત વેપારના મથક તરીકે જાણીતું રહ્યું હતું[1] પણ તેની ચારસો વર્ષ અગાઉ જે વધવાની સ્થિતિ ચાલુ હતી તે આ વખતથી બંધ પડી અને વેપાર સ્થાયી અવસ્થામાં આવી પડ્યો. અને હવે પછીના બસો વર્ષમાં તે કોઇ વખત ઉતાવળી અને કોઈ વખત મંદગતિમાં ચાલવા લાગ્યો.

ચૌદમી સદીમાં ઉપર જણાવ્યા પ્રમાણે વેપાર રોજગાર કાયમ રહ્યો પણ અમલનો ફેરફાર થવાથી શહેર પર આફતો આવી તથા પાછો ચાંચીઆ, લુટારા વગેરેનો ઉપદ્રવ થયો. તેથી વખતો વખત વેપાર રોજગારમાં અડચણ પડતી. મધ્યકાળે મુસલમાન સરદારોએ હિંદુ સરદારો સાથે મળી ગુજરાતમાં મોટું બંડ કર્યું અને દિલ્હીના બાદશાહ તરફથી આવેલા સરદારને પણ હરાવ્યો તેથી ઈ. સ. ૧૩૪૭ માં મહંમદ તઘલઘ બાદશાહે ગુજરાત આવી બંડખોરોને હરાવી ખંભાત વગેરે શહેર લૂંટી લીધાં. તેથી ઘણું નુકસાન થયું. પરંતુ આ સમયની એક અડચણ દૂર થઇ. ઈ. સ. ૧૩૨૫ માં ઉમરાળાના ગોહેલ મોખરાજીએ મુસલમાનો પાસેથી ઘોઘા લઈ ખંભાતના અખાતમાંનો પીરમ બેટ પોતાના તાબે કરી ત્યાં રહી અખાતમાંથી જતાં આવતાં સઘળાં વહાણોનો વેરો લેવાનું શરૂ કર્યું હતું[2] તેથી જે કોઇ વેરો ન ભરે તેના ઉપર ચાંચીઆઓની માફક જુલમ કરતો અને માલ લૂંટી લેતો. એ વાતની બાદશાહ મહંમદ તઘલખને ખબર પડતાં તેણે મોખરા પર ચઢાઇ કરી તેને મારી નાખ્યો. જેથી વહાણોને જે ત્રાસ પડતો હતો તે બંધ થયો.

**અમદાવાદના સુલતાનોના સમયનો વેપાર (૧૪૦૩ થી ૧૫૭૩)**

પંદરમી સદીમાં ખંભાતના જાયાત સાલમાં લાખ, જટામાંસી, ગળી, આમળાં, રેશમી કાપડ અને કાગળ મુખ્ય હતાં. કાગળનો ઉદ્યોગ આખા હિંદુસ્તાનમાં ખંભાતમાંજ હતો એવું નીકોલોકોન્ટી લખી ગયો છે.[3]

૧ ગુજરાત સર્વ સંગ્રહ પૃ. ૨૫૩. ૨ ગુ. સ સં. પૃ. ૨૫૩. ૩. ગુ સ. સં.

આ સદીસમાં ચાંચીઆનું જોર વધ્યું હતું. આ સદીમાં ગુજરાતની ગાદીનું મુખ્ય શહેર અમદાવાદ વસ્યું હતું. (૧૪૧૨) તેથી ખંભાતથી ઘણા વેપારી તથા કારીગરો ત્યાં જઈ વસ્યા તેથી ખંભાતની વસ્તીમાં કંઇક ઘટાડો થયો હતો. આ સદીના મધ્ય ભાગે (ઇ. સ. ૧૪૫૯-૧૫૧૧) થએલો સુલતાન મહંમદ બેગડો, સમુદ્રમાં જે લોકો વહાણોને લૂટતા તેને તે શિક્ષા કરતો. એક વખત બાદશાહે મુસ્તફાબાદથી અમદાવાદ આવતાં સાંભળ્યું કે કેટલાક મલબારી લોકો ઘરાબ જાતના મછવા લઇને ગુજરાતની આજુબાજુના બંદરો ઉપર લૂટ ચલાવે છે. આ ઉપરથી સુલતાન ઘોઘા બંદર તરફ સીધાવ્યો અને ત્યાં રહી હોશિયાર પુરુષોને સજ્જ થએલી હોડીઓમાં મલબારી લોકોની સામે મોકલ્યા અને પોતે ઘોઘેથી ખંભાત આવ્યો.[1] (ઈ. સ. ૧૪૭૫). આ ઉપરાંત ૧૪૮૦ માં બેટ અથવા જગતમાં, ૧૪૮૨ માં વલસાડમાં અને ૧૪૯૪ માં ગુજરાતનાં વહાણ પકડનાર દકખણના એક સરદારની સામા વહાણના કાફલા મોકલ્યા હતા.[2]

[3]"સોળમી સદીમાં ખંભાતના મથાળા આગળનો ભાગ પૂરાઇ જવાથી ફક્ત નાનાં વહાણોજ અને તે પણ મોટા જુવાળ વખતે ખંભાત આગળ આવી શકતાં. આથી કરીને ખંભાતથી જે કાંઇ માલ બહાર દેશ ચઢતો અથવા બહાર દેશથી આવતો તે બધો દીવ, ઘોઘા, અને ગંધાર બંદરે અટકતો, અને ત્યાંથી નાની હોડીમાં ભરી તેને ખંભાત લઇ જવામાં આવતો. આટલું છતાં પણ એ સદીમાં ખંભાતનો વેપાર જેવો પાછલી સદીમાં હતો તેવોજ રહયો. ખુશકીને રસ્તે વેપારની આવજા અમદાવાદ રહી દિલ્હી, લાહોર અને આગ્રામાં અને રાધનપુર રહી સિંધના નગરઠઠ્ઠામાં હતી. માલ ગાડાં અને ઊંટ ઉપર લઇ જવામાં આવતો અને રસ્તામાં રજપૂત અને કોળી લૂંટારાનો ત્રાસ ઘણો હતો તેથી ગાડાંઓ એક એકની પાછળ ચાલતાં અને તેઓની સાથે ભાટ રહેતો. ભાટ ત્રાગું કરશે એ ધાકથી માલ ઘણી વાર લૂટાવવા પામતો નહિ. એ સદીમાં આયાત મુખ્ય માલ-નીચે પ્રમાણે હતો:-તાંબુ, સીસું, પારો, હીંગળોક, અને ફટકડીએ એડન અને ચેઉલથી; સોનું મક્કા અને ઓરમઝ, આબીસીનીયા અને આફ્રીકાથી; ચાંદી રાતા સમુદ્ર અને ઇરાની અખાતના પ્રદેશથી; લોઢું મલબારથી;

[1] મીરાતે સીકંદરી પૃ ૧૧૦. [2] ગુ. સ. પૃ. સં. ૨૫૩. [3] એજ પૃ. ૨૫૩.

કલાઇ સિયામથી, મીઠું અને ગંધક ઈરાની અખાતનાં બંદરોથી; હીરા દક્ષણમાંથી; માણેક પેગુ અને સિંહલદ્વીપથી; પોખરાજ અને લસણીઆ સિંહલદ્વીપથી; ભુરાં ઝવેર, લીલમ ઇરાનથી; ચોખા, એલચી, સોપારી, નાળિએર મલબારથી; ઘઉં, જવ માળવેથી; પાન પહેલાં અરબસ્થાનથી અને મલબારથી અને પછી વસઇથી; અફીણ, મજીઠ, અને સૂંઠ અરબસ્તાનથી; કીસમીસ, ખજુર, કસ્તુરી અને રૂબાબ ઈરાનથી, ગુગળ વગેરે સુગંધી સિંધથી, ગળી, તેજાનો, લાહોરથી, રેશમ, હરડાં, બેહડાં અને તેજાનો કાબુલથી, લવીંગ મોલ્યુકાથી, જાયફળ, જાવંત્રી, પેગુ અને બાંકાથી, ગુગળ તીમોરથી, કપુર બોરીઓ અને સુમાત્રાથી, ગરમાળો મલબારથી, તજ સિંહલદ્વીપ અને જાવાથી, મરી બંગાળા, મલબાર, સિંહલદ્વીપ, સુમાત્રા અને જાવાથી, ઘોડા ઈરાન, અરબસ્તાન, અને કાબુલથી, હાથી સિંહલદ્વીપ અને મલબારથી, પરવાળાં રાતા સમુદ્રના પ્રદેશમાંથી, મોતી ઇરાની અખાતનાં બંદરોથી તથા સિંહલદ્વીપથી, હાથી દાંત આફ્રિકાથી, કાચબાની પીઠનાં હાડકાં અને કાંડી માલદ્વીપથી; મખમલ, કીનખાબ અને ઊનનાં કપડા રાતા સમુદ્રના પ્રદેશમાંથી; ઝીણી મલમલ બંગાળા અને કોકણથી અને બિલોરી કાચ ચીન અને માર્ટાબાનથી.

**જાયાત માલ**—ભાત, સિંધ, કોંકણ, મલબાર, આફ્રિકા અને અરબસ્તાનમાં; બાજરી મલબાર અને આફ્રિકામાં; ઘઉં (આસપાસના મુલકમાં થતા અને માળવા તથા અજમેરથી આવેલા) મલબાર, અરબસ્તાન અને આફ્રિકામાં; કઠોળ, તલ, મલબારમાં; રૂ મલબાર અને અરબસ્તાનમાં; સુંઠ અને મરી ઈરાનમાં; અફીણ ઇરાન, મલબાર; પેગુ અને મલાકામાં; ગળી (સારી લાહોર અને આગ્રાથી આણેલી અને બાકીની સરખેજ અને નડિઆદમાં થતી) ઈરાની અખાત અને રાતા સમુદ્રના પ્રદેશમાં; અને અકીકનાં ઘરેણાં મલબાર, અરબસ્તાન, રાતા સમુદ્રના પ્રદેશમાં અને આફ્રિકાના પૂર્વ ભાગમાં. આ સિવાય સુતર રેશમી અને સુતરાઉ કાપડ, કામળી, શેતરંજીઓ, પેટી, પલંગ, સૂંઠ, હરડાં, બેહડાં, ચરગખાર, ખાંડ, હીંગ, પાઘડી, ખરાદી કામ ને હાથી દાંતનાં રમકડાં ખંભાતથી બધે દેશ જતાં. આ બધામાં સુતરાઉ કાપડ ખંભાતથી એટલું બધું તો ચઢતું કે તે વખતે ખંભાતને આખી **દુનીઆનું વસ્ત્ર** કહેતા હતા.

આ વખતે ખંભાતના વેપારીઓમાંના કેટલાક હિંદુ અને કેટલાએક મુસલમાન હતા. હિંદુ વેપારીઓની આડત ઘણાં મુલકમાં હતી.

અને કેટલાએક દાભોલ, કોચીન અને કાલીકટમાં એક જથે અને આચાર વિચાર પાળીને રહેતા. મુસલમાન વેપારીમાંના કેટલાએક ખંભાતમાં વતન કરીને રહેલા અને કેટલાકએક વેપારને અર્થે આવતા. કેટલાક ફીરંગી વેપારી પણ હતા. યુરોપિયન વેપારીને માલ વેચવો યા ખરીદવો હોય તો તેને દલાલ શોધવો પડતો. દલાલ નક્કી કર્યો એટલે તે તેના હાથમાં પોતે આણેલા માલની ટીપ આપી દઇ દલાલે તૈયાર રાખેલા ઘરમાં જતો. દલાલ અને તેના માણસો વહાણો ઉપરથી માલ ઉતારતા. કસ્ટમથી જકાત આપતા; અને વેપારી જ્યાં ઉતર્યો હોય ત્યાં માલ લાવતા. દલાલ બજાર ભાવ તેને કહેતો અને વેપારીનું ધ્યાન પહોંચે કે તરત અથવા સબુર કરી માલ દલાલ હસ્તક વેચાતો. માલ ખરીદ કરવો હોય ત્યારે પણ દલાલનું કામ પડતું. આ દલાલો વાણીયા હતા. અને તેઓની શાખ સારી હતી."

"સત્તરમી સદીમાં ખંભાતના અખાતના મથાળા આગળનો ભાગ પૂરાઇ જવાથી; ઉત્તર ગુજરાતમાં ઘણી અવ્યવસ્થા હોવાથી; સને ૧૬૭૦ માં મસ્કતના આરબોએ દીવ બંદર પાયમાલ કરવાથી; યુરોપના વેપારીઓની કંપની આવવાથી; અને મક્કે જાઆવ કરવાનું મથક સુરત આણા ગુજરાતનું મોટું વેપારનું મથક થઇ પડયું. અંગ્રેજ વેપારીઓ પ્રથમ સુરતમાં સને ૧૬૦૮ માં આવ્યા. અને ફીરંગીઓએ તેઓને ઘણા હેરાન કર્યા. તે છતાં તેઓને સને ૧૬૧૧ માં સુરત, અમદાવાદ, ખંભાત, ઘોઘા, અને મુગલના તાબાના બીજા મુલકમાં વેપાર કરવાનો પરવાનો ગુજરાતના સુબા તરફથી અને સને ૧૬૧૩ માં દિલ્હીના બાદશાહ તરફથી મળ્યો. વલંદાઓએ પણ ખંભાતમાં કોઠી ઘાલી હતી. વળી સુરત મોટું બંદર થવાથી ખંભાતનો વેપાર આગલી સદીની સાથે સરખાવતાં ઘણો કમી થયો હતો. તો પણ ત્યાંનો વેપાર પૂર્વના સુમાત્રા સાથે અને પશ્ચિમમાં ઇરાની અખાતનાં બંદરો સાથે ચાલુ હતો. ખંભાતથી સુતરાઉ અને રેશમી કાપડ બહાર મુલક ચડતું અને તેઓનો ખજુર વગેરે માલ ખંભાત આવતો."[1]

"અઢારમી સદીમાં ખંભાત સુરતથી ઉતરતું હતું તોપણ ત્યાંથી અકીક, અનાજ, રૂ, તંબાકુ, ગળી હાથી દાંત, રેશમ, સુતરાઉ કાપડ અને જરી કામ દેશાવર જતું. ખંભાતનું જરી કામ ઘણું વખણાતું.

૧ ગુ સ. સં. પૃ. ૨૫૫.

સુરત મોટું બંદર થવાથી; ખંભાતના બંદર આગળનો ભાગ પુરાઇ જવાથી અને માલ ઉપર લેવાની જકાત ઘણી અત્રે ત્રાસદાયક હોવાથી અમદાવાદનો વેપાર એ સદીના પાછલા ભાગમાં ઘણો વધી ગયો."[1]

સત્તરમાં સૈકામાં ખંભાત પર દિલ્હીના બાદશાહ અકબર, જહાંગીર, શાહજહાં વગેરે મોગલ શહેનશાહોનો અમલ હતો આ સમયે ખંભાતમાં ચાલતા નાણા વિષે તે સમયના ખંભાતના જૈન કવિ ઋષભદાસના કાવ્યોમાં ઘણે સ્થળે નિર્દેપ કરેલો જોવામાં આવે છે.

કવિ ઋષભદાસ વિ. સં. ૧૬૭૦ માં રચેલા કુમારપાલ રાસમાં જણાવે છે કે:—

"કહુ તો દિઉં સોનઇઆ સાર, કહો તો આપું હુંન ભંડાર,
કહો તો અભિરાંમીજ અસંખ્ય, કહો તો આપું લ્યાહારી લક્ષ,
આ સેરી તરકંટી જેહ, ઘોડા મુહી કહઇ જેહ,
કહો તો આપું રૂપારલ, કઈ રૂપીઆ લિઓ ડંડાલ (?)
(આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૮ મું)

ઉપર જણાવેલા સિક્કા પૈકી દરેકનું ટુંક વર્ણન નીચે પ્રમાણે છે.

**હુન અને ઇબ્રાહિમી (અભિરાંમી)**

એ નામના બે સોનાના ચલણી સિક્કા હતા. હૂન એ શબ્દ સોનાને માટે પ્રાચીન કર્નાટકી શબ્દ ઉપરથી થએલો છે જે સિક્કાને હિંદુઓએ 'વરાહ' અને ફીરંગીઓએ 'પેગોડા' નામ આપ્યું હતું, તેને મુસલમાનો 'હૂન' કહેતા 'હૂનનું વજન ૧૨૦ ગ્રેન હતું અને તેની કિંમત ચાર રૂપીઆ હતી.

હૂન કરતાં ઇબ્રાહિમી બે ભાગે વધારે ભારે હોવાથી તેની કિંમત સવાચાર રૂપીઆ હતી.[2] બંદરોની વસુલાત હૂન અને ઇબ્રાહીમી નામના સોનાના સિક્કામાં આવતી.[3]

ટંકા—આ સિક્કાના સંબંધમાં કવિ ઋષભદાસ કહે છે કે—
મહિષી સમ કો નહિ દુઝાણું, હેમટંકા સમ કો નહિ નાણું.
(કુમારપાલરાસ)[4]

૧ ગુ. સ. સં. પૃ. ૨૫૫.
૨ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ ૨૨૮ ટીપણી.
૩ ઉપર પ્રમાણે પૃ. ૨૪૯ ટીપણી.
૪ આ. કા. મ. મો. ૮ મું પૃ. ૬૬.

ટંકાનો સિક્કો સોનાનો હતો એમ કવિ ઋષભદાસ કહે છે તેમ તે સિક્કો તાંબાનો હતો. "જૈન ગ્રંથોમાં આ સિક્કાનું નામ ઘણું આવે છે. વિન્સ્ટેન્ટ એ૦ સ્મીથ, ઇન્ડીયન એન્ટીકવેરી વૉ. ૪૮ જુલાઇ ૧૯૧૯ ના અંકના પૃ. ૧૩૨ માં જણાવે છે કે "ટંકા અને દામ એકજ છે" મી૦ સ્મીથનું આ કથન નાના ટંકાઓને માટે લાગુ પડે છે. કારણ કે 'કેટલોગ ઓફ ધી ઇંડિયા કોઇન્સ ઇન ધી બ્રીટીશ મ્યુઝીમ" પૃ. X C થી આપેલ સિક્કાઓના વર્ણનમાં બે પ્રકારના ટંકા બતાવવામાં આવ્યા છે. નાના અને મોટા. મોટા ટંકાનું વજન ૬૪૦ ગ્રેન બતાવવામાં આવ્યું છે અને નાના ટંકાનું વજન ૩૨૦ ગ્રેન છે. મોટા ટંકાને ડબલ દામ (બેદામ) બરાબર બનાવ્યા છે. જ્યારે નાના ટંકાને એકદામ બરાબર અતએવ સ્મીથનો મત નાના ટંકા સાથે લાગુ પડે છે. મી૦ બર્ડની મીરાતે એહમદીના પૃ. ૧૧૮ માં ૧૦૦ ટંકાની બરાબર ૪૦ દામ (૧ રૂપીઓ) બતાવવામાં આવેલ છે. આથી પણ ઉપર્યુક્ત વાતનેજ ટેકો મળે છે."[1]

લ્યાહારી (લારી)

આ નામનો સિક્કો ખંભાતમાં વપરાતો હતો. કવિએ પોતાના રાસાઓમાં ઠામ ઠામ તેને બતાવ્યો છે.

"લાખ લ્યાહારી તેણે દીધી, પારેખના ગુણ ગાયરે"

હીરવિજયસૂરિ રાસ પૃ. ૧૫૫

"આ સિક્કો ચોકખા રૂપાનો બનાવેલો હતો. તેની આકૃતિ લંબગોળ હતી. અને કિંમત ૧ શી. ૬ પેન્સ હતી. વળી તે પરશિઅન સિક્કો હતો. આ સિક્કો અકબરના વખતમાં ચાલતો.[2]

**મહમૂદી.**

મહિમુદી પાંત્રીસ હજાર, ખરચી સફળ કર્યો અવતાર,

(હીરવિજયસૂરિ રાસ પૃ. ૫૨)

આ સિકકો ચાંદીનો હતો. તેની કિંમત લગભગ ૧ શિ. હતી. ૨૫-૨૬ પૈસાની એક મહમુદી થતી. કહેવાય છે કે કદાચ આ મહમુદી ગુજરાતના રાજા મહમુદ બેગડા (ઈ. સ. ૧૪૫૯ થી ૧૫૧૧) ના

૧ સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૪૧૪

૨ સૂરીશ્વર અને સમ્રાટ પૃ ૪૧૪.

નામ ઉપરથી નીકળે છે: મેન્ડેલ્સ્લો નામનો મુસાફર જણાવે છે કે મહંમુદી એ હલકામાં હલકી મેળવણીવાળી ધાતુઓથી સુરતમાં પાડવામાં આવી હતી. તેની કિંમત ૧૨ પેન્સ (૧ શિ.) હતી. અને તે સુરત, વડોદરા, ભરૂચ, ખંભાત અને તેની આજુબાજુના ભાગમાંજ ચાલતી હતી.[૧] ટેવરનીયર્સ ટ્રાવેલ્સ ઈન ઈંડીયા વૉ. ૧ લાના પૃ. ૧૩ ૧૪ માં એક મહંમુદીની કિંમત ચોક્કસ રીતે વીસ પૈસા બતાવવામાં આવી છે. વળી ઈંગ્લીશ ફેક્ટરીઝ ઇન ઇન્ડિયા ( ઇ: સ. ૧૬૧૮ ૧૬૨૧ ) ના પૃ. ૨૯૯ માં એક મહંમુદીની કિંમત ૩૨ પૈસા જણાવી છે. આથી જણાય છે કે તેની કિંમત ફરતી હશે.[૨]

**ભરૂચી.**

બાવિસસે ભરૂઅચ્ચી જોય, પહિરામણી નર આપે સોય.

( હીરવિજયસૂરિ રાસ પૃ. ૫૩ )

આ નામનો એક સિક્કો વપરાતો જણાય છે.

**રૂપીઓ.**

રોક રૂપૈયે લિયો હજાર, પડે ખરચી જોઇએ આહાર.

( હીરવિજયસૂરિ રાસ પૃ. ૮૫ )

અકબર બાદશાહના સમયમાં રૂપીઆ ચાલતા હતા. તેની આકૃતિ ગોળ હતી. તે ચાંદીનો બનતો. તેનું વજન ૧૧॥ માસા હતું. આની કિંમત લગભગ ૪૦ દામ હતી. વિન્સેન્ટ એ સ્મીથ પોતાના અંગ્રેજી ‘અકબર’ ના પૃ. ૩૮૮-૮૯ માં કહે છે કે ‘અકબરના રૂપીઆની કિંમત અત્યારના હિસાબે ૨ શિ. ૩ પે. લગભગ થાય ઈંગ્લીશ ફેક્ટરીઝ ઈન ઇંડીયા (ઈ. સ. ૧૬૫૧-૧૬૫૪) ના પેજ ૩૮૦ માં પણ તેજ કિંમત બતાવવામાં આવી છે આ નાણું આખા ગુજરાતમાં ચાલતું. અને તેના રૂ. ૧) ના ૫૩ થી ૫૪ પૈસા મળતા ટેવરનિયર ટ્રાવેલ્સ ઇન ઇંડિયાના ભાગ ૧ લાના પૃ. ૧૩ ૧૪ માં જણાવે છે કે આ રૂપીઆના ૪૬, ૪૯, ૫૦ અને કોઈ વખત ૫૫ થી ૫૬ પૈસા મળતા.

**દામ.**

આ તાંબાનો સિક્કો હતો. એનું વજન (૫) પાંચ ટાંક હતું. એ રૂ. એકનો ૪૦ મો ભાગ હતો. અર્થાત ૧ રૂ. ના ૪૦ દામ મળતા.

---

૧ બર્ડની મીરાતે એહમદી પૃ. ૧૨૬-૧૨૭

૨ સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૪૧૪

